ભિન્ન અલંકાર દાતાઓના ઉપદેશરૂપી અલંકારોથી મારા ઘણા ઉપાસકોને તન મન યા ધનમાં લાભ થયા છે, અને ભવિષ્યમાં વિશેષ થવા સંભવે છે. મારા દર્શનના પ્રભાવે ઘણાઓના વિચાર તથા આચાર સુધર્યા છે; જ્ઞાતિ અભિમાનને ઉત્તેજન મળ્યું છે; જ્ઞાતિજનોની રીતિ તથા સ્થીતિ જાણવામાં આવી છે; ઇત્યાદિ ઘણા લાભ થયા છે. મારા જન્મનું દર્શન કરવા લગભગ એક હજાર સજ્જનો ભાગ્યશાળી થયા હતા. કેટલાક સજ્જનોએ મારૂં દર્શન કરવા વિશેષ ઇચ્છા દર્શાવી હતી. આ ક્ષણભંગુર દુનિઆરૂપી પ્રદેશમાં વિચરતા પ્રવાસિઓની તેમજ પદાર્થ માત્રની દશા ગાડીના પૈડાની માફક ફર્યાં કરે છે તેમ મારા કેટલાક ઉપાસકોની શ્રદ્ધા ચલીત થવાથી મારા ઉપાસકોમાં ઘટાડો થયો હતો, પણ હે પ્રિય ઉપાસક, હવે તું જાણીને પ્રસન્ન થશકે મારા ઉપાસકોની સંખ્યા દીન પર દીન વધતી જાય છે, અને જગતકર્તા પરમેશ્વરના અનુગ્રહથી મારાં દ્વીતીય વર્ષનાં ઘણા સજ્જનો દર્શન કરી આ 'દો દીનકા' દુનિયાના પ્રવાસમાં કરવા યોગ્ય કૃત્ય, તથા મેળવવા યોગ્ય વસ્તુ (મોક્ષ)ને જાણીને, તથા પોતાના શરીરસ્થ આત્માને ઓળખીને, આત્માનંદ થવાનાં સાધનો જાણીને, તથા તદાનુસાર આચરીને કૃતાર્થ થશે. મારા ઉપાસકોના હિતેચ્છુ અને શ્રેયસ્કર એક આંગ્લભૂમિના ઉદાર યવને મારા નિભાવ અર્થે એક સુવર્ણમુદ્રિકા અર્પણ કરી તે વાત મારી સ્મૃતિના પ્રધાન ભાગમાં નિવાસ કરે છે. મારા ઉપદેશરૂપી અલંકારોનું દર્શન કરી તે ધારણ કરવા દરેક ઉપાસકને સદ્વિચાર, સદ્વિવેક ને સામર્થ્ય પરમાત્મા આપે એટલી યાચના છે.

—:o:—

## પાટીદારની કુલ વસ્તી.

અંગ્રેજી રાજ્ય— (સને ૧૮૯૧ માં.)

૧ ગુજરાત—

| | |
|---|---|
| ખેડા જીલ્લો... ... ... ... ... | ૧૩૨૪૮૧ |
| અમદાવાદ જીલ્લો ... ... ... ... | ૩૫૨૧૫ |
| પંચમહાલ જીલ્લો ... ... ... ... | ૫૮૪૩ |
| ભરૂચ જીલ્લો... ... ... ... ... | ૧૪૫૩૧ |
| સુરત જીલ્લો... ... ... ... ... | ૨૦૭૫૭ |
| કુલ... ... | ૨૦૮૮૨૭ |

| | | |
|---|---|---|
| ૨ | મુંબાઇ અને એડન ... ... ... ... ... | ૪૬૭ |
| ૩ | દક્ષિણ— | |
| | ખાનદેશ જીલ્લો ... ... ... ... | ૧૩૮૨૭ |
| | નાશક જીલ્લો... ... ... ... ... | ૧૭૨ |
| | પુના જીલ્લો ... ... ... ... ... | ૫ |
| | કુલ ... ... | ૧૪૦૦૪ |
| | પુરૂષ | ૭૦૪૦ |
| | સ્ત્રી | ૬૯૬૪ |

દેશી રાજ્ય—

(અ) વડોદરા રાજ્ય—

| | | |
|---|---|---|
| ૧ વડોદરા શેહેર ... ... ... | ૧૯૯૫ પુરૂષ. | ૧૫૪૯ સ્ત્રી. |
| ૨ વડોદરા કેમ્પ ... ... ... | ૩ | |
| ૩ વડોદરા પ્રાંત... ... ... ... | ૭૨૦૨૪ પુરૂષ. | ૫૬૫૨૬ સ્ત્રી. |
| ૪ કડી પ્રાંત... ... ... ... | ૧૪૬૫૨ પુરૂષ. | ૧૩૭૫૦ સ્ત્રી. |
| ૫ નવસારી પ્રાંત ... ... ... | ૪૯૯૯ પુરૂષ. | ૪૪૫૭ સ્ત્રી. |
| ૬ અમરેલી પ્રાંત...... ... ... | ૧૪૮૮૮ પુરૂષ. | ૧૪૩૨૬ સ્ત્રી. |
| કુલ... | ૧૦૮૫૬૧ પુરૂષ. | ૯૦૬૦૮ સ્ત્રી. |
| કુલ... | ૧૯૯૧૬૯ | |

(બ) બીજાં દેશી રાજ્યો ... ... ... ... ૧૬૦૧૮૯

પાટીદારની કુલ વસ્તી ... ... ... ૫૮૨૬૫૬

| | |
|---|---|
| ગુજરાત... ... ... ... ... ... | ૨૦૮૮૨૧ |
| બીજાં દેશી રાજ્યો... ... ... ... | ૧૬૦૧૮૯ |

ગુજરાત તથા બીજાં દેશી રાજ્યોમાં { કુલ... ૧૯૫૨૬૫ પુરૂષ.
„ ૧૭૩૭૫૧ સ્ત્રી.

એકલા ગુજરાતના સ્ત્રી પુરૂષની સંખ્યા મળી નથી.

—:o:—

## લેઉઆ પાટીદારો વિશે કાંઇક થતા વિચારો.

( મળેલું. )

લખવાને આનંદ થાય છે-કે-લેઉઆ વિજયે પોતાનો જય ઇચ્છી, ઇચ્છીત વિષયને પોતાના અંતઃકરણમાં ચિતરવાને આ વિષય લખનારને પ્રેરણા કરી ચિત્રકાર બનાવ્યો છે. તેને માટે મારે પ્રથમ ઉપકાર માનવો, એ સૃષ્ટિશાસ્ત્રનો નિયમ છે. તે ઉપકાર સ્વીકારી આગળ બોલવાની રજા લઉંછું.

પ્રથમ લેઉઆ પાટીદારોની ઉત્પત્તિ વિષે મારે સંક્ષિપ્તમાં જણાવવુ જોઇએ. પાટીદાર શબ્દનો અર્થ જમીનદાર થાય છે. પાટીદારોની ઉત્પત્તિ માટે ચોકસ લેખો મારા જાણવા—જોવામાં આવ્યા નથી, તોપણ તેના રીત રિવાજ, રહેણી કરણી, પ્રકૃતિ વગેરે ઉપરથી હું અનુમાન ઉપર આવુ છું કે પાટીદારો એ રાજવંશી ક્ષત્રી શાખાના છે. તેમની ભરચક વસ્તી વિશેષે કરીને ગુજરાતમાં છે ને તેમના રીતરિવાજ વગેરે અન્ય જાતિઓ સાથે મળતા ન આવતાં રાજ્યવંશી ક્ષત્રીયને મળતા આવે છે. પાટીદાર ગમે તેવી સ્થિતિના હશે તોપણ તેમના ઘર આગળ ચાકર તરીકે અન્ય જાતિના માણસોથી કામ કરાવવાની સવડ સારી રીતે હોય છે, તે સર્વને સુવિદિત છે, તેમ પાટીદારોની સ્ત્રીઓ મલાજા વગેરે બાબતમાં ઉપલીજ કોમને મળતી આવે છે, તથા પુત્રીઓ પરણાવતાં હજારો રૂપીઆ ખર્ચ કરવામાં આવે છે, વળી વર પરણવા જાય છે ત્યારે તેનો પોશાક રાજ્યવંશીને મળતો આવે છે—એટલે કેડમાં કટાર રાખવામાં આવે છે તથા આજથી આશરે સોએક વર્ષ ઉપર ઘણા ખરા પાટીદારો હથિઆરો પકડીને બહાર નીકળતા, તથા લડવાને માટે સજ થઇ જાતેજ તરવાર, બરછી, ભાલા, બંદૂક વગેરેનો ઉપયોગ કરતા હતા,

તે પણ કેટલાક વાંચનારના જાણવામાં હશે. પાટીદારો અથાગ મહેનતુ, ખંતીલા, ને ધીરજવાન છે. તેમજ ઉદારતામાં પણ ઉપલી શાખાનેજ મળતા આવે છે. આથી વધારે ઉદાહરણ આપી, વાંચનારનો વધારે વખત રોકવો દુરસ્ત ધારતો નથી. ત્યારે હવે એવી શંકા આવશે કે–રાજ્યવંશી–ક્ષત્રીય હોવા છતાં પાટીદારો કેમ કહેવાયા હશે, તેનુ સમાધાન એટલુંજ છે કે તેઓ ગરીબ સ્થિતિમાં આવી ગએલા હોય, અને તેથી ખેતીનો ધંધો હાથ ધર્યો, એટલે રાજયતેજ શિથિલ પડી ગયું. અને સ્વરૂપાંતર થઇ ભિન્નતા પડી ગઇ. તેઓ જમીનનાજ માલીક થયા; તેથી તેમનું જમીનવાળા એટલે પાટીદાર નામ પડયું.

પાટીદારોના રીત રિવાજ, રહેણી કરણી, વિશે મારે જે બોલવાનું છે તે બોલવાની શરૂઆત નીચે પ્રમાણે કરૂંછું. માટે વાંચનાર એકાગ્ર ચિત્તથી ધ્યાન આપી, પોતાનો શો મત છે તે પ્રદર્શિત કરશેતો આ લખનાર પોતાના લખવાનો ઉદ્દેશ પાર પડયો એમ સમજી લેશે.

**પાટીદારોના લગ્ન વિષે:**—આપણા શાસ્ત્રમાં આઠ પ્રકારનાં લગ્ન ગણાય છે. (બ્રાહ્મ, દેવ, આર્ષ, પ્રાજાપત્ય, આસુર, ગાંધર્વ, રાક્ષસ ને પૈશાચ) તે પૈકી બ્રાહ્મ લગ્ન થાય છે તે ઉત્તમ છે. કારણ કે કન્યા આપી તેની સાથે કેટલુંક દ્રવ્ય આપવું પડે છે. તેના સ્વરૂપ વિશે તથા હાલના પાટીદારો કન્યા આપવા લેવાના જે ઝઘડામાં પડયા છે તેનો સવિસ્તર હેવાલ આપવો હાલ મારી શક્તિથી બહાર છે. તોપણ શક્તિઅનુસાર ટૂંકું વિવેચન કરવું હું દુરસ્ત ધારૂંછું.

અમુક અમુક ગામે, તથા ઘરોમાં કન્યા દેવાનો પ્રથા જે બાર ગામમાં ચાલી રહ્યો છે તે એકસંપ કરવાથી, કે એકદમ મનના વિચારોને રોકીને, કિંવા સ્વાભાવિક (શુદ્ધ અંતઃકરણથી) થયો છે કે કેમ ? તેનો નિર્ણય સ્પષ્ટપણે ટૂંકમાં બતાવવા પ્રયત્ન કરવાની રજા લઉંછું.

એકદમ ચરોતરનાં બાર ગામ બધાયાં, તે સંબંધે ચોક્સ લેખો થએલા હોય એમ હું ધારી શકતો નથી. પણ ધીમે ધીમે તે ગામના લોકોએ અરસપરસ કન્યા આપવા લેવાનો વ્યવહાર શરૂ કરેલો, અને તેથી હાલની આરૂઢ રૂઢી પડી ગઇ હોય એમ લાગે છે. તને માટે કંઇ કાયદો—ફરજ પડેલી હોય, એમ મને તો લાગતુ નથી. પણ ત્યાર બાદ કેટલાએક નિયમો, વ્યવસ્થા તે માટે, થએલા હોય એમ જાણવામાં આવ્યું છે. તે

નિયમોની વ્યવસ્થા એક બીજાના મતોથી, પણ અસ્વચ્છ અંતઃકરણોથી કરવામાં આવેલી, ને હાલ પણ એવા નિયમ બહાર પાડવાને માટે યત્નો જારી છે. પણ તેનો અમલ ધારેલી રીતે થઇ શકતો નથી. તેનું કારણ મારી વિચાર દૃષ્ટિમાં એટલુંજ આવે છે કે જેમ કન્યાઓ આપવા લેવાની, અરસપરસ, જે સ્વાભાવિક એકરૂપતા થઇ, અને કંઇ બીજી અપેક્ષા રહી નહીં; એટલે કે તે રીવાજ અંતઃકરણોમાં, અંતઃકરણના નિર્ણયરૂપજ થઇ પડયા, નહીં કે નકલી, તેથી કન્યા આપવા લેવાનું આવું સુપરિણામ નીવડયું છે.

હવે એમ સવાલ ઉઠાવવામાં આવે છે કે એ પ્રમાણે સ્વાભાવિક એકરૂપતા કીયા કારણને લીધે થઇ? તો તેનો જવાબ એટલોજ કે લોકોના અંતઃકરણોમાં ધીમે ધીમે તેવી પ્રેરણા થઇ અને વિચારો અનાયાસે પરિપકવ થતા ગયા. જો તેમ ન થયું હોત તો તેમની જે મહત્તા છે, તેની કિમત ઓછી થવાનો સંભવ, અને મનને એક કષ્ટદાયક રસ્તો થઇ પડત. સારાંશ કે વિચારો જે રૂપ પકડે તેની એકરૂપતા થવી જોઇએ, એટલે કે અન્યભાવ પેદા ન થવો જોઇએ. વૃત્તિને જે રસ્તે દોરી તે રસ્તે અનાયાસે બીજા કોઇપણ પ્રકારનાં વિઘ્નો અસર કરી ન શકે એવા ઉપાયો યોજવા એજ સારૂં કહેવાય. આપણા વેદશાસ્ત્રનો પણ એવોજ સાર છે કે— મનુષ્ય માત્ર જે વિચારો કરે તે પોતાના અંતઃકરણોમાંથી ખસવા ન દેતાં એકરૂપ થઇ જાય, તો ઇચ્છિત ફળ મળ્યા વગર રહેતું નથી. જેમને યોગશાસ્ત્રના તથા મેસ્મેરિજમના નિયમોની ખબર છે અને અનુભવ છે તે તો એકે અવાજે કબૂલ કરશે કે—માણસના મનના સુદૃઢ વિચારો ફળીભૂત થયાવિના રહેતા નથી.

વિચારો સુદૃઢ કેવી રીતે થાય, તે આ સ્થળે બતાવવાનું મને ઠીક લાગતું નથી. તેમતે સબંધમાં મને ઝાઝો અનુભવ નથી. માટે વાંચનારે પોત પોતાની શક્તિ અનુસાર વિચાર કરી લેવો એવી મારી નમ્ર વિનંતિ છે.

(અપૂર્ણ.)

—:o:—

## ધર્મની આવશ્યકતા.

મનુષ્ય જન્મ ધરીને બે કર્તવ્ય કરવાનાં હોય એમ મને એક ઐહિક એટલે આ લોકની સાર્થકતા સબંધી, અને બી

સુખ સંબંધી એટલે આ મનુષ્ય દેહનો ત્યાગ થયા પછી જીવની જે સ્થીતિ–દશા થવાની છે તે સંબંધી.

આ લોકના સંસારિક સુખ મેળવવા માટેની પ્રેરણા બાળ વયમાંથીજ મનુષ્ય માત્રમાં પ્રવર્તે છે. છોકરૂં બોલતાં ચાલતાં શિખે એટલે તેની જીંદગીમાં જરૂરીઆત સાધનો મેળવી શકે, તેવાં તૈયાર થવા માટે તેમને નિશાળે મૂકવાને માબાપની પ્રેરણા થાય છે. અને વિદ્યા સંપાદન કરનારના મનમાં પણ એમ ઇચ્છા હોય છે કે, આપણે ભણી ગણીને સારા હોશિયાર થઇશું તો સંસાર વ્યવહાર સારી રીતે ચલાવી શકીશું, દ્રવ્યોત્પત્તિ કરી સુખ સંપાદન કરીશું, વૈભવી થઇ માન તથા સુખ મેળવીશું, ગામમાં, દેશમાં તથા પોતાના જાતભાઇઓમાં વધારે આબરૂ મેળવીશું અને હરેક વાતે સુખી થઇશું. આવી ઇચ્છા ઉત્પન્ન થવાથીજ તેઓ પોતાના કામમાં મંડયા રહી પુષ્કળ મહેનત કરી બુદ્ધિનો વધારો કરે છે, મોટી મોટી પરીક્ષાઓ પાસ કરે છે, ડીગ્રીઓ મેળવે છે. ખ્યાતિને માટે સભાઓમાં ભાષણો કરે છે, અને દુનિયામાં જાણીતા–પ્રખ્યાત થવાને, અને સુખ સંપાદન કરવાને રાત દિવસ મચી રહે છે. આ પ્રમાણે કરવામાં જેવો ઉદ્યોગ, આગ્રહ, તથા પ્રયત્ન, તે પ્રમાણે વધારે ઓછું સુખ તેઓ પ્રાપ્ત કરી શકે છે.

ગરીબ ને તાલેવંત, રાજા અને રંક, સબળ તથા નિર્બળ, ભલા અને ભુંડા સર્વે મનુષ્યો પોતાનો સંસાર સ્વાર્થ સાધવાને તડકો છાંયડો વેઠે છે, એક નાનામાં નાના જંતુથી તે ઉત્તમમાં ઉત્તમ મનુષ્ય પ્રાણી સુધીમાં આ નિયમ પ્રવર્તતો દેખાય છે. અને આમ કરવાની જરૂર પણ સ્પષ્ટ રીતે જણાય છે. કારણ કે–ઉદરપોષણ અને શરીર રક્ષણ એ બીજા અનેક કર્તવ્યો કરવામાં ખાસ જરૂરનાં છે. શરીર વડેજ ખરી સાર્થકતા થવાની છે, અને તેથીજ મનુષ્ય જન્મ ઉત્તમ મનાએલો છે. પણ ફકત દ્રવ્યોત્પત્તિ કરવામાંજ એ મનુષ્ય જન્મની સાર્થકતા માની લઈ કેટલાએક માણસો મગ્ન રહે છે. રાજા અને પ્રજા, રાગી અને વિરાગી, સર્વ મનુષ્ય માત્ર રાત દિવસ ધન મેળવવાને ફાંફાં મારે છે, અનેક આડાંઅવળાં કૃત્યો પણ કરે છે, અને કેટલીક વખત મહા ભયંકર પાપાચરણ કરવામાં પણ પાછી પાની કરતા નથી. કેટલીક વખત આપણે વાંચીએ છીએ—સાંભળીએ છીએ ને નજરે પણ જોઇએ છીએ કે–એક જુજ રકમના લાભાર્થે મનુષ્ય જેવા અમુલ્ય પ્રાણીનો ઘાત કરનાર હિંસકો મળી આવે છે. સગા ભાઇઓમાં

વિરોધ થઇ એક બીજાનું મોં જોવાનો પણ વ્યવહાર રહેતો નથી, પુત્ર પિતાનું અનહિત ઇચ્છે છે. એ પ્રમાણે અનેક અનર્થો કરી, ધારેલી સંપત્તિ પ્રાપ્ત કરે છે, તોપણ તેથી સુખ મળતું નથી.

દુનિયામાં કેટલીક ઇચ્છિત વસ્તુઓ એવી છે કે, તે વસ્તુ પ્રાપ્ત થતાંજ મનની તૃપ્તિ થાય છે. પણ ધનની તૃષ્ણા એવી છે કે જેમ જેમ જીવનો તેની સાથે વધારે સબંધ જોડાતો જાય છે, તેમ તેમ એ તૃષ્ણા વૃદ્ધિગત થાય છે. પાંચવાળાને પચીશની અને પચીશવાળાને પાંચસે કે પાંચ હજાર મેળવવાની ઇચ્છા સ્ફૂરે છે (આ જગ્યાએ આશા ને તૃષ્ણામાં ભેદ છે એમ વાંચકવર્ગે સમજવાનું છે) એટલે તેની બળતરામાં હમેશ બળતા રહી સુખ પ્રાપ્ત કરી શકતા નથી.

કદાપિ ધનસંપત્તિ સેવામાં હાજર થઇ હોય તોપણ બીજી અનેક લઘુતાઓના આધીનત્વમાં શાંતિ ભોગવાતી નથી આ ઉપરથી એમ જણાય છે કે રાત્રી દિવસ ઉદ્યોગ કરી પુષ્કળ ધનસંપત્તિ સાધ્ય કરવામાંજ સંસાર સુખની સાર્થકતા થતી નથી; પણ બીજી કોઇ વસ્તુ અપેક્ષા રહેતી હોય એમ અનુભવમાં આવે છે. અને એ વસ્તુ, તે બીજી કાંઇજ નહીં પણ ધર્મ સંબંધી જ્ઞાન મેળવવું એજ છે. એના વડેજ ઐહિક સુખની પૂર્ણતા થાય છે. અને પારલૌકિક સુખની પણ પ્રાપ્તિ થાય છે. (અપૂર્ણ.)

——:o:——

## પાટીદારોમાં થતાં બાળલગ્ન શી રીતે અટકે એ વિશે નિબંધ.

લી० પા० જીવાભાઇ દેશાઇભાઇ ખેતીમાસ્તર, સુંય–રામપુર.

બંધુઓ, બાળલગ્ન એટલે શું? તેમજ તેથી થતું નુકશાન એ સર્વેના જાણવામાં આવે છે, એટલે તેમાં વખતનો વ્યય થાય નહિ; પરંતુ એ રીવાજ અસલથીજ છે કે આધુનિક છે? તેમજ આ દુષ્ટ રીવાજ શા કારણથી પ્રબળ થયો, એ જાણવા સર્વેની આકાંક્ષા હોયછેજ. માટે તે બે સવાલનો નિર્ણય કરી પ્રાધાન્ય પર આવીશું. કેમકે મૂળનું છેદન થયા સિવાય ઝાડ સૂકાયજ નહિ.

બાળલગ્ન અગાઉ નહોતાં એ ઘણા અનુભવથી તેમજ સર્વે શાસ્ત્રે

સિદ્ધ થાય છે. કેમકે આર્યોના અસલ ચાર આશ્રમ ઠરાવેલા છે (૧) બ્રહ્મચર્ય; (૨) ગૃહસ્થાશ્રમ, (૩) વાનપ્રસ્થાશ્રમ, (૪) સન્યસ્ત. એ ઉપરથીજ સિદ્ધ થાય છે કે પહેલી વીશી જે બ્રહ્મચર્યની તેમાં સંસારી થવાયજ નહિ. તેમાં તો માત્ર વિદ્યાજ સંપાદન કરી શકાય. જ્યારે આવોજ જબરો પ્રતિબંધ આડે આવતો હોય ત્યારે કોઈથી બાળલગ્ન થઈ શકેજ નહિ એ સર્વમાન્ય છે.

ત્યારે આ હાનિકારક રીવાજ ક્યારે શરૂ થયો તે બાબતની ઐતિહાસિક તપાસ કરતાં માલમ પડે છે કે જ્યારથી મુસલમાનોનું રાજ આ દેશમાં થયું, ત્યારથીજ આ રીવાજ નીકળેલો માલમ પડે છે. કેમકે જુલમી મુસલમાન પાદશાહો, તેમના ભાયાતો, નોકરો, ચાકરો વગેરે બળાત્કારથી હિંદુઓની કુંવારી કન્યાઓને પોતપોતાના જનાનામાં દાખલ કરતા. પરંતુ તેઓનું ધર્મશાસ્ત્ર જે 'કુરાન' તેમાં એક ફરમાન એવું છે કે—

"જે સ્ત્રી પરણાવીને પારકી સત્તામાં ધર્મશાસ્ત્ર પ્રમાણે સોંપાયલી હોય, તેને કોઈ બળાત્કારથી ગ્રહણ કરે તો ગ્રહણ કરનાર દોજખમાં પડે છે." આથી બધા તો નહિજ; પણ કેટલાક સમજુ અને ઉમરાવ કુળના મુસલમાનો પરણાવેલી કન્યાઓનું હરણ કરતા નહિ. તેથી તે વખતના સમજુ ધર્માધ્યક્ષોએ છોકરી સ્ત્રી અવસ્થાને પ્રાપ્ત ન થાય તે પહેલાં પરણાવીને પારકી કરી દેવી. એવો નિયમ આપણા હિંદુ ધર્મશાસ્ત્રોમાં (પુરાણો વિગેરેમાં પણ વેદમાં તો નથીજ.) દાખલ કરી દીધો. એટલે પ્રથમ અનાદિ કાળથી બાળલગ્ન નહિ કરનાર આર્યો કંઇ પણ આંચકો ખાધા વગર બાળલગ્ન કરવા લાગ્યા. એવી રીતે પ્રથમ શરૂઆત બ્રાહ્મણોએ પોતાની જ્ઞાતિમાં કરી. અને બીજી જ્ઞાતિવાળાઓને તે પ્રમાણે વર્તવા સૂચના કરી. તેથી આપણે બધા પણ તેજ નિયમોને અનુસર્યા. એ પ્રમાણે બાળલગ્નની હાનિકારક રૂઢી આપણામાં પ્રબળ થએલી છે.

જ્યારે ઉપલી હરકત (મુસલમાનોના જુલમની) હતી; ત્યારે એમ કરવું બ્યાજબી હતું પણ હાલ તો ઇંગ્રેજ સરકારના ન્યાયી અમલ તળે વાઘ બકરી એક આરે સુખેથી પાણી પીએ છે. અર્થાત્ ગરીબ કે તવંગર, રાજા કે રૈયત, કોઇ કોઇને જરા પણ હરકત કરી શકતા નથી. તેમજ બધાઓને સરખો ઇન્સાફ મળે છે. વળી હાલ જમાનો બદલાયો છે, જેથી પ્રથમના જેવો જુલમ કદાચ આગળ ઉપર થશે, એવું ધારવું સ્વ-

ધર્મે પણ દુર્લભ છે. ત્યારે એ હાનિકારક રીવાજ નાબુદ કરવાથી કોઈને કંઈ પણ હરકત નડે એવું માલમ પડતું નથી. તો નાબુદ કરવામાં શું હરકત? અલબત જરા પણ નહિજ.

આ હાનિકારક રીવાજ આપણી પાટીદાર જ્ઞાતિમાં જમાનાને અનુસરતાં નીચે બતાવેલા ઉપાયોએ બંધ કરી શકાય એમ છે.

(૧) પાટીદારો ભણી ગણી, સમજુ થઇ પોતેજ એકેકા કરી બાળલગ્ન ન કરવાં એવી પ્રતિજ્ઞાઓ કરી તેજ પ્રમાણે વર્ત્તે ત્યારે.

(૨) સરકારને વચમાં નાંખી, દીકરા અથવા દીકરીનાં અમુક વયર થયા પછીજ લગ્ન કરવા એવો કાયદો મંજુર કરાવવાથી.

(૩) હાલમાં ઇશ્વર કૃપાએ ઠામ ઠામ 'લેઉઆ હિતવર્ધક સભાઓ' સ્થપાવા માંડી છે, તેઓ; તેમજ 'લેઉઆ એસોસિયન' સ્થપાય તો તે પોત પોતાની સભામાં દાખલ થનાર મેમ્બરે બાળલગ્ન ન કરવુ, એવો નિયમ દાખલ કરે તો.

આમાં બધા પાટીદાર ભણી ગણી પારસીઓની માફક સમજુ બની જાય એવું એકદમ થવું અશક્ય છે. કેમકે હજુ સુધારાના પહેલે પગથીએ હમણાંજ પગ મૂકવા માંડયો છે.

સરકારને વચમાં નાંખી રાહાવટબીલની માફક કાયદો મંજુર કરાવવાથી કંઇક અટકી શકે ખરાં, પણ તેમાં આપણી વડાઇ ગણાય નહિ. તેમજ જ્ઞાતિમાં ઘણાખરા અજ્ઞાનો મિથ્યા મમત કરી સરકારનું ઘર ભરે, તેથી તે પણ જોઇએ તેવું ઠીક જણાતું નથી.

પરંતુ ત્રીજો નિયમ સર્વોત્કૃષ્ટ માલમ પડે છે. ઈશ્વર કૃપાએ હાલમાં ગામેગામ 'પાટીદાર હિતવર્ધક સભાઓ' સ્થપાવા માંડી છે. તેમાં દાખલ થનાર દરેક મેમ્બર એવી પ્રતિજ્ઞા કરે કે "મારા હસ્તકમાં હોય એવા દીકરાંનું સત્તર વર્ષ પહેલાં; તેમજ દીકરીનું બાર વર્ષ પહેલાં કદી લગ્ન કરીશ નહિ." આમાં વિવા ગમે તે પ્રસંગે કરવાની છૂટ હોવી જોઇએ; તેમજ લગ્ન થયા અગાઉ કોઇ પણ અસાપ વરકન્યાના બાબાપે કોઇ કોઇને આપવો નહિ. અને લગ્ન ફેરવવું નહિ. એ બે બાબતનો બંદોબસ્ત પ્રથમથીજ જ્ઞાતિના આગેવાનોએ કરવો જોઇએ. આથી કરીને એકનું જોઇ બીજો; અને બીજાનો જોઇ ત્રીજો. એ પ્રમાણે કેટલીક મુદ્દતે આપણી જ્ઞાતિમાં બાળલગ્ન બંધ થશે એ નિઃસંશય છે.

વળી લેઉઆ વિજય પત્ર તરફથી જે એસોસિયન સ્થપાવાની છે. તેમાં પણ ઉપર બતાવેલો નિયમ દાખલ કરાય, અગર 'બાળલગ્ન નિષેધક' નામે મંડળી સ્થપાય. અને તેમાં દાખલ થનાર પાસે કંઇ પણ ફી ન લેતાં માત્ર બાળલગ્ન ન કરવાની પ્રતિજ્ઞાજ કરાવાય; તોપણ બની શકે તેમ છે. વળી આવી લોકોપયોગી મંડળીના નિયમો તેમજ પ્રતિજ્ઞા પત્રો છપાવી **'લેઉઆ વિજય'** પત્ર મારફત વહેંચવામાં આવે. જેથી દેશ પરદેશ જાણ થઇ મેમ્બર તરીકે હજારો માણસ બહાર પડી, પ્રતિજ્ઞા પત્રોમાં સહીઓ કરી તે પત્રો બાળલગ્ન નિષેધક મંડળી તરફ પાછા રવાને કરે; એ ખાત્રીપૂર્વક છે.

કદાચ મેમ્બરો દીકરી સબંધી પ્રતિજ્ઞા ન કરે પણ માત્ર દીકરા સબંધીજ પ્રતિજ્ઞા કરે; તોપણ કેટલેક દરજ્જે ચાલી શકે એમ છે. કેમકે મેમ્બર થનાર સુધરેલાજ માણસો હોય છે. અને તેજ સુધરેલા ઘણું કરીને પોતાના કુટુંબમાં આગેવાન તરીકે પણ હોય છે. તેથી સારું ઘર અને મોટા વર મળવાની આશા હોય તો તેવાઓની સાથે પોતાના દીકરીનો સબંધ જોડાવા ઘણા માણસો પોતાની કન્યાઓ મોટી થવા દે. (કન્યા મોટી કરી પરણાવવાની ઘણા માણસોની મરજી હોય છે. કેમકે થતાં પ્રત્યક્ષ નુકશાન અનુભવે છે. પણ મોટો વર ન મળવાની વકી હોવાથીજ નાની દીકરીને પરણાવે છે) એમ કરતાં કરતાં પણ કેટલીક મૂદતે બાળલગ્ન અટકવાનો સભવ છે. એવુ બારીક દૃષ્ટીએ તપાસતાં ને વિચાર કરતાં માલુમ પડે છે.

વળી મેમ્બરોના બે પ્રકાર રાખતાં પણ હરકત નથી. (૧) દીકરા અને દીકરી બંનેનાં બાળલગ્ન ન કરવાં, એવી પ્રતિજ્ઞા કરનાર (૨) માત્ર દીકરાનેજ સત્તર વર્ષ (અગર મંડળી ઠરાવે તેટલાં વર્ષ) પહેલાં પરણાવવો નહિ, એવી પ્રતિજ્ઞા કરનાર. આવા બે વર્ગ રાખવાથી મંડળીના મેમ્બરોમાં ઘણોજ વધારો થશે. અને ધારેલી ધારણાં બર આવશે.

વળી હું ખાત્રીથી કહુ છું કે કુહા ગામના પાટીદારોએ બારમાંનો અનિષ્ટ રીવાજ બધ કર્યો, જેથી સુધરેલુંજ તમામ સમાજ તેઓને એકે અવાજે ધન્ય વાદ આપે છે. પણ આમાં તો સુધરેલો અસુધરેલો સર્વે ધન્યવાદ આપ્યા સિવાય રહેશે નહિ, એ નિર્વિવાદ છે.

મને સંપૂર્ણ આશા છે કે દરેક 'લેઉઆ હિતવર્ધક સભા' જેવી રીતે

બીજાં સુધારાનાં કામો ઉમંગથી કરે છે. તેવીજ રીતે આ વિષયને પણ ઉમંગથી વધાવી લેશે.

'બાળલગ્ન નિષેધક' મંડળી કેવા નિયમોથી ચાલવી જોઇએ; તેમજ પ્રતિજ્ઞા પત્રો કેવી રીતે લખાવાં જોઇએ તેની જરૂર હશે તો બીજી વખત મારી અલ્પ મતિ પ્રમાણે લખી સ્વજ્ઞાતિ બંધુઓની સેવામાં રજુ કરીશ. છેલ્લે પ્રભુ પ્રત્યે એટલીજ પ્રાર્થના છે કે—પાટીદાર જ્ઞાતિ સુધારાની પહેલી પાયરીએ આવી અન્ય વર્ગોને ઉદાહરણરૂપ બને એવી કરે. તથાસ્તુ.

—:૦:—

## 'એકડા.'

(મળેલું)

'એકડા' એ શબ્દ કયું કરીને આપણી જ્ઞાતિના લોકોએ પ્રસિદ્ધીમાં મૂક્યો છે. સહી કરતાં પહેલાં એકડો (૧) લખવાનો આપણા લોકનો રિવાજ છે અને તે ઉપરથી એમ અનુમાન થાય છે કે સહીઓ કરનાર સઘળા એકસમાન છે, 'એકડા કર્યા' એમ કહેવાનો આ ઉપરથી રિવાજ પડયો હશે. જ્યારે પાંચ સાત યા તેથી વધુ ગામોના પાટીદારો અંદર અંદર કન્યા આપવા લેવાનો ધારો ઘડી તે ઠરાવ પર સહીઓ કરે છે ત્યારે તે ગામોવાળાઓએ 'એકડા કર્યા' એમ કહેવાય છે. ખરચ ખૂટણ ઓછું કરવાને માટે આપણી નાતમાં પહેલ વહેલી હીલચાલ સંવત ૧૯૦૫ ની સાલમાં થઇ ત્યારથી 'એકડા'ની શરૂઆત થઇ એમ લેખી શકાય. પ્રથમ અમદાવાદ અને તેની આજુબાજુનાં ગામો કુલીન ગણાતાં હતાં પરંતુ તે ગામના લોકોએ કન્યા છાંડયાથી ચરોતર વીગેરે ભાગોના પાટીદારોએ માંહેમાહે કન્યા આપવા લેવાનો ઠરાવ કર્યો. આ ઠરાવ કયારે થયો તે જાણવામાં આવ્યું નથી સંવત ૧૯૨૫ની સાલમાં ડાકોર મુકામે ચરોતર વિગેરે વિભાગના પાટીદારોનું પંચ ફરી એકડા કરવા એકઠું થયું હતું. ત્યાર બાદ જુદા જુદા જથાના પાટીદારો જુદે જુદે સ્થળે એકડા કરવા જુદે જુદે વખતે મળ્યા હતા. સંવત ૧૯૧૨થી 'એકડા'ની રૂએ ગામોના જથા બંધાયા હોય એમ માલમ પડે છે. સંવત ૧૯૧૨ માં લસુંદ્રા ચીખલોડવાળા નવ ગામોના એકડા; ડાભર પડાળીવાળા બાવીશ ગામ-

સ્વદેશી ચીજો જૂજ માણસો ખરીદ કરે છે તેથી સ્વદેશી કારીગરોને તેમના રોજગાર બદલ પૂરતો પૈસો મળતો નથી પણ તે પૈસો પરમુલક રવાને થાય છે કપડાં, ચોપડીઓ, દવાઓ, રંગ, રસાયણ, તેલ, લોખંડ એટલી ચીજો પરદેશથી પુષ્કળ જથામાં આવે છે ને તે બદલ કરોડો રૂપિઆ પરદેશ વિદાય થાય છે. સ્વદેશમાં બનતા કાપડ પર સરકારે જકાત લેવાનું ઠરાવ્યાથી ઘણા લોકનાં મન ખાટાં થયાં છે ને કેટલાક સ્વદેશી કાપડ વાપરવાની ભલામણ કરે છે પરંતુ આ દેશની વસ્તી એકસપી નહિ હોવાથી તે લાભકારક ભલામણ સઘળા લોક સ્વીકારે એ બનવું અશક્ય છે. વળી આપણા દેશમાંથી કેટલીક વનસ્પતિ ઘણી સાંધી કીમતે પરદેશ જાય છે ને તેનું રૂપાંતર થઇ દવા તરીકે માંઘી કીમતે પાછી આપણા દેશમાં આવે છે, જો આપણા દેશમાં આ વનસ્પતિઓની દવા બનાવવાનાં કારખાનાં કાઢી તે બનાવવામાં આવે તો દેશની લક્ષ્મીનું રક્ષણ થાય અને પૈસો પરદેશ જતો અટકે પરંતુ આ કામ શ્રીમંત સાહુકારોનું તથા રાજા રજવાડાઓનું છે. કારણ કે આવાં કારખાનાં કાઢવામાં પુષ્કળ નાણાંની જરૂર છે. આ બાબત પ્રજાનું ધ્યાન ખેંચાવા માંડયું છે એ જાણી અમે ખુશી થયા છીએ અને આશા રાખીએ છીએ કે સત્વર આવાં કારખાનાં નીકળી પરદેશ જતી લક્ષ્મીનું રક્ષણ થશે. રાજકર્તા અંગ્રેજ હોવાથી તથા દુનિઆના ઘણા ભાગમાં અંગ્રેજી ભાષાનો પ્રચાર હોવાથી આપણા લોકને અંગ્રેજી પુસ્તકોનો અભ્યાસ કરવો પડે છે. હાઇસ્કુલોમાં તથા કોલેજોમાં અંગ્રેજી પુસ્તકો ચાલે છે. દર વરસે લાખો રૂપિઆનાં પુસ્તકો યુરોપથી આ દેશમાં આવે છે અને તે બદલ લાખો રૂપિઆ પરદેશ જાય છે. આ રૂપિઆમાંથી કેટલાક રૂપિઆ પરદેશ જતાં સહેલાઇથી અટકાવી શકાય એમ છે. હાઇસ્કુલોમાં ચાલતી કેટલીક ચોપડીઓ ખુદ અંગ્રેજોની રચેલી ચલાવવાને બદલે વિદ્વાન દેશીઓના હાથથી રચાએલાં પદ્ય તથા ગદ્ય તથા વ્યાકરણનાં પુસ્તકો સિવાયનાં બીજાં પુસ્તકો ચલાવવાનો પ્રચાર થાય તો વિદ્યાર્થીઓના જ્ઞાનમાં કઇ પણ જાતનો ઘટાડો થવાને બદલે તેમના ખરચમાં ઘટાડો થાય અને પૈસો પરદેશ જતો અટકે. આ કામ કંઇ મુશીબત ભરેલું નથી. આપણા દેશમાં ઘણા વિદ્વાનો આવાં પુસ્તકો રચવા શક્તિ ધરાવે છે ને ભિન્ન ભિન્ન વિષયોપર કેટલાક વિદ્વાનોએ પુસ્તકો ક્યારનાંએ રચી પ્રગટ કર્યાં છે પણ તે પુસ્તકો

જાહેર વાપરમાં જોઇએ તેટલી છૂટથી આવ્યાં નથી. સ્વદેશીઓના હાથથી રચેલાં પુસ્તકો હાઇસ્કુલોમાં સહેલથી ચલાવી શકાય એમ છે. માત્ર હાઇ સ્કુલોના હેડ માસ્તરોએ પરદેશી ગ્રંથકારોના પુસ્તકોને બદલે સ્વદેશી ગ્રંથકારોનાં પુસ્તક પોતાના હસ્તકની સ્કુલમાં ચલાવવાનો રીવાજ રાખવો. આ રીવાજ જો દાખલ થાય તો ગ્રંથકારોને ઉત્તેજન મળશે, પુસ્તકો સહેલાઇથી ને સસ્તી કીમતે મળી શકશે ને જોઇએ તેવાં પુસ્તકો પ્રગટ થશે. દીલગીર છીએ કે આ ઉપયોગી બાબત પર સ્વદેશાભિમાની વિરપુરૂષોનું ધ્યાન ખેંચાયું નથી. રાજદ્વારી અને સંસારિક વિષયોમાં પ્રજાના અગ્રેસરો લીન થયાથી આવી ઉપયોગી બાબતો તરફ જોઈતું લક્ષ અપાયું નથી. ખાનગી સાહસથી ચાલતી સ્કુલોના માલીકો તો ઉપર સુચવેલી સુચના નિર્વીઘ્ને અમલમાં મૂકી શકે એમ છે તો તેમણે તે અમલમાં મૂકવા વિલંબ કરવો જોઇતો નથી. હાલ હુંડીઆમણના વધતા જતા ભાવને લીધે પરદેશથી આવતાં પુસ્તકોની કીમતમાં સેંકડે પચીસ ટકા વધારો થયો છે ને વળી કદાચિત કોઈ પુસ્તકની નકલ ખપી જાય છે તો તે ફરીથી મંગાવતાં તથા આવતાં બે મહિના વીતી જાય છે તેથી વિદ્યાર્થીઓને ઘણી અગવડો વેઠવી પડે છે. આશા છે કે આ બાબત અન્ય વર્તમાન પત્રોમાં સવિસ્તર ચર્ચાશે અને પરદેશ જતા ધનનું રક્ષણ થશે. તથાસ્તુ.

——:o:——

## લેઊઆ પાટીદાર.[1]

### (૨) કૃષિ પ્રકરણ.

(શ્રાવણ પૃષ્ટ ૧૩૮)

પૂર્વે પરશુરામે ક્ષત્રીઓને જીતીને પૃથ્વી તેમની પાસેથી ખુંચી લેઈ કશ્યપ મુનિને આપી. કશ્યપ મુનિયે ખેતીનો ધંધો વધારવાને તેવિષે કૃષિશાસ્ત્ર પારાશર મુનિકને રચાવ્યું. એ શાસ્ત્ર મહાદેવની આજ્ઞાથી કણબી લોકને શીખવીને ખેતીના ધંધામાં ઘણોજ વધારો કર્યો છે એમ કહેવાય

૧ મેં "લેઊઆ પાટીદાર" નામનું પુસ્તક લખેલું પણ, તે અવકાશ નહીં મળવાથી બહાર પાડેલું નહીં, તે હવે આ પત્રમાં છૂટક છૂટક

છે. વસિષ્ટ અને વિશ્વામિત્ર મુનિયે પણ ખેતીના ધંધામાં વધારે સહાયતા કરી છે, પછી રામચંદ્રના વારામાં તે ધંધાનું વધારે પરિપાલન થયું છે:– અને ખેડુ લોકોની મોટી આબરૂ બંધાઇ છે. આવી પણ કથા કહે છે કે, મહાદેવ પાર્વતીએ દેવલોકોના કુબેર ભંડારી કનેથી વિવિધ ધાન્યના કણુ-બીજ આપીને ખેડુ લોકોનું કણુબીજ નામ પાડયું છે, તે નામનો અપ-ભ્રંશ કણબી છે.

ખેતીના ધંધામાં જે પ્રવીણ ખેડુત મુખ્યાધિકારી કહેવાય છે; તેને સંસ્કૃતમાં પટ્ટકીલ કહે છે. એ શબ્દનો અપભ્રંશ ગુર્જરભાષામાં †પટેલ અને મરાઠીમાં પાટીલ થયો છે. પ્રથમ તેને ખેતીલાયક પૃથ્વીની પરીક્ષા આવડવી જોઇએ; કેટલાં તત્વો ભેગાં મળી ભૂમી બની છે તેનું જ્ઞાન જોઇએ; ઓછાં વત્તાં તત્વો થવાથી ભૂમિના ભિન્ન ગુણ અને ભિન્ન પ્રકાર બનેલા છે તેનું જ્ઞાન જોઇએ; અમુક ઋતુમાં તથા અમુક નક્ષત્રમાં અમુક પાક નીપજે એવું જ્ઞાન જોઇએ; ભક્ષ્ય, ભોજ્ય, ઇત્યાદિ ચાર પ્રકારના આહાર છે, તેનું જ્ઞાન જોઇએ; કર્ષણને ભાવે એવાં તત્વો

---

આપવામાં આવે છે. આ પત્રને ૯૮ મે તથા ૧૨૨ મે પાને **'લેઉઆ પાટીદારોની ઉત્પત્તિ'** એ મથાળાનો વિષય છાપ્યો છે, તે આ **"લેઉ-આ પાટીદાર"** પુસ્તકની શરૂઆત છે, ને તેને એ પુસ્તકમાંનું પહેલું એટલે 'ઉત્પત્તિ પ્રકરણ' સમજવું, કારણ તેમાં જૂદાં જૂદાં પ્રકરણ છે.

અધિપતિ.

* આ પ્રકરણ લખતા પહેલાં યુદ્ધપ્રકરણ લખાવું જોઇએ. ક્ષત્રિય પાટીદાર માટે તેમનો પ્રાચીન ઇતિહાસ સંબંધપૂર્વક નહિ મળવાથી દિલ-ગીરી સાથે આ પ્રકરણનું લખવું થાય છે.

† पट्टेन राजशासनेन किलति क्रीडति सपट्ट किल:

पट्टश्चतुष्पये पीठेराजादे:शासनांतरेव्रणादिबंधनेपेशाश्मनि

॥ इति हैम: ॥ किल क्रिडनेतुदादे: धातु:

પટ્ટ એટલે રાજાએ કરી આપેલ શાસન એટલે પૃથ્વીનો પટ, તેવડે કિલતી નામે રમે તે ઉપરથી पट्टकिल: पट्टइल: पाटील: पटेल. રાજેશ્રી પ્રભાકર પંડિતે પટેલની વ્યુત્પત્તિ ખોટી આપી છે, માટે આ અલ્પવિવેક કર્યો છે તે વાંચક ક્ષમા કરશે.

અંતરમાં રહેલાં છે, તે તેણે ભોંયમાંથી લીધાં, એટલે ભોંયનાં તત્વો ઓછાં થાય છે, તે પૂરાં કરવાને તેમાં કર્ષણને ભાવતું ખાતર નાખવાનું જ્ઞાન જોઇએ; અમુક ભૂમિમાં ખાતર નાખવાથીજ પાક નીપજે, અમુકમાં ખાતર નાખ્યાવિના નીપજે; ખાતર નાખતાં અમુક ભૂમિને ઘણો ગુણ થાય છે, અમુકને થોડો થાય છે, તે વિષેનું જ્ઞાન જોઇએ; ભૂમિમાં રહેલા દુર્ગુણો કર્ષણને બાધ કરતા હોય તે મટાડવાના ઉપાય જાણવા જોઇએ; ભૂમિના ગુણ, હવામાં ફેરફાર, આકાશમાં વાદળ, વિજળી, માવઠું, ધુમ્મર, મેઘરવો, ઝાકળ, ઇત્યાદિથી કર્ષણમાં ગુણદોષ ઉપજે છે; તેનું જ્ઞાન જોઇએ. ખેતીના ધંધાનાં સર્વ અંગતું જ્ઞાન તેને સંપૂર્ણ હોવું જોઇએ.

ખેતી કરતાં પશુપાલન કરવું પડે છે; અને ખેતીમાંથી ઉપજેલા પદાર્થનો વણજ કરવો પડે છે. માટે ખેતી, પશુપાલન, અને વણજ, એ ત્રણ કર્મ વૈશ્ય વર્ણનો ધર્મ છે; એવું કહે છે. (હાલમાં જેને આપણે વાણિયા કહિયે છિયે; તે વૈશ્ય છે. તેઓ પૂર્વે ખેતી કરતા હતા ને હાલ પણ કોઇ કોઇ કરે છે.)

અપૂર્ણ.

—:o:—

## આ પત્રનો વાર્ષિક ટૂંક હેવાલ.

આ પત્ર કાઢવામાં ઘણી મુશ્કેલીઓ નડી હતી. શરૂઆતમાં ૨૦૦૦ ત્રિમાસિક પત્ર કાઢ્યાં હતાં તે ઓછાં પડવાથી ફરી ૨૦૦૦ છપાવવાં પડયાં હતાં. મેનેજર મી૦ ગોવર્ધન લલ્લુભાઇ ગાંધીએ પોતાના હોદાનું રાજીનામું એકાએક આપ્યું તેથી અન્ય વ્યવસ્થાપક મેળવવા પ્રયાસ કરવો પડયો અને કેટલાક ઉત્સાહી સજ્જનોએ તે હોદ્દો લેવા ઇચ્છા જણાવી પણ આખરે એમ ઠર્યું કે આપ સમાન બળ નહિ તેથી કામ જાતે આરંભ્યું પ્રથમ ત્રણ માસ સુધી વ્યવસ્થા મહુધા નિવાસી રા૦ નાથાભાઇ મથુરભાઇએ કરી. આજ સુધી આ પત્રમાં ૨૫ સજ્જનોએ વિધ વિધ વિષયો પર લખાણ લખી મોકલ્યાં હતાં તેઓનો અધિપતિ આભાર માને છે. આ પત્રના ગ્રાહકોને ભાદરણ નિવાસી રા૦ વરજભાઇ વાઘજીભાઇએ વિદ્યા નામનું લઘુ પુસ્તક ભેટ આપ્યું હતું. ઘણા ભાઇઓએ જ્ઞાતિ સેવાઓ તન મન ધનથી બજાવી છે, તેમનો અધિપતિ આભાર માને છે. ઘણા વિદ્વાન, આબરૂદાર અને અનુભવી હિતચિંતકોએ પ્રસંગોપાત આ પત્રની

ઉન્નતી અર્થે સુચનાઓ કરી હતી તેની પણ નોંધ લેવા અધિપતિ ચુકયા નથી, આપણી જ્ઞાતિની ઉન્નતિ અર્થે ઘણા સજ્જનો ઇન્તેજાર છે તે આ ઉપરથી સ્પષ્ટ જણાય છે. વિદ્યાના વધારાથી સુવિચારનાં બીજ ઉગવા માંડયાં છે. આ પત્રનો પવન સારી રીતે વાયો છે. નડીયાદમાં **નડીયાદ પાટીદાર સમાજ** કરમસદમાં **લેઉઆ મંડળી**, કુંહામાં **લખાભાઇ જેઠાભાઈ રીડીંગ રૂમ** તથા **વિદ્યોત્તેજક સમાજ**, વહેલાળમાં **રઘુનાથદાસ લાઇબ્રેરી** તથા ઉતરસંડામાં **જ્ઞાનપ્રસારક સમાજ** ઇત્યાદી આ પત્રનો પ્રતાપ છે. ઠામ ઠામ સભાઓ અને ભાષણો થાય છે. બારમાનાં ખરચ કમી કરવા પંચ ભરાવા માંડયાં છે, કેટલીક જગ્યાએ બંધ થઈ ચુકયાં છે. ગોળ લગભગ સઘળે થઇ ગયા છે. દીલગીરીની સાથે જણાવવું પડે છે કે જ્ઞાતિ સમાચાર લખી મોકલનાર જોઇએ તેટલા ખબર પત્રીઓ મળી આવ્યા નથી. આ ખોટ પૂરી પડે તો જ્ઞાતિ બંધુઓને દર માસે ઘણું જાણવાનું મળી આવે. એજન્ટોએ ગ્રાહક વધારવા તથા પત્રના સબંધમાં લોક સમુદાયના અભિપ્રાય જણાવી પોતાની ફરજ યથાસ્થીત બજાવવામાં ઢીલ કરી છે. આશા છે કે હવે તેમ કરશે નહીં. આપણી જ્ઞાતિમાં ઘણા સજ્જનો કવિઓ, ગ્રંથકારો, તથા લેખકો છે તે વાત આ પત્રના જન્મ પછી પ્રસિદ્ધ થતી જાય છે. કૃષિવિવેચન અને વ્યાપારના વિષયો જોઇએ તેવા લખનાર મેદાનમાં પડશે એવી વકી રખાય છે. કેટલાક ગ્રાહકોના તરફથી લવાજમ આવ્યું નથી, તેથી, હિસાબ પ્રગટ કરવામાં વિઘ્ન નડે છે તેમજ પત્રનું કદ વધારવાની ઘણી જરૂર છે પણ તે સબંધી વિચાર કરતાં ઉપલાજ કારણને લીધે બની શક્યું નથી. **પાટીદાર વિદ્યોત્તેજક ફંડ** તથા **પાટીદાર હિતવર્દ્ધક મંડળી** નામના આર્ટીકલો પર જ્ઞાતિ અગ્રેસરોનું ધ્યાન ખેંચાયું નથી તે શોકજનક છે. આશા છે કે આ વિષયોમાં લખેલી સુચનાઓ સત્વર અમલમાં મૂકી જ્ઞાતિજનોને આભારી કરશે. કેટલાક અન્ય જ્ઞાતિના સ્વદેશાભિમાની વિદ્વાન સજ્જનોએ આ પત્ર સબંધી સુચના આપી તથા સારા અભિપ્રાય દર્શાવી તથા ગ્રાહક થઇ આપણી જ્ઞાતિને આભારી કરી છે. આ દુનિઆમાં જ્ઞાનની પ્રાપ્તી થતા પૂર્વે અલ્પજ્ઞ જીવો આધિ, વ્યાધિ, અને ઉપાધિથી માયાના અગાધ સમુદ્રમાં ટળવળાં કરે છે, તેમ અધિપતિને પ્રસંગોપાત આ પીડાઓને લીધે પત્ર નિયમીત કાળે પ્રગટ કરતાં હરકતો નડે છે તે અમારા કદરદાન સુજ્ઞ ગ્રહાકો ધ્યાનમાં લેતા નથી એ ઓછું સ્તુતિપાત્ર

નથી. ભવિષ્યમાં ઇશ્વરે નિયમસર પ્રગટ કરવા અનુકુળતા કરી આપી છે. એટલું ઇચ્છી સમાપ્ત કરીએ છીએ.

---:o:---

## જ્ઞાતિ સમાચાર.

૧ નડીઆદ નિવાસી રા૦ રા૦ ગોપાળદાસ વિહારીદાસને રાધનપુર સંસ્થાનના રેવન્યુ કમીશનર નીમવામાં આવ્યા છે.

૨ કુહા નિવાસી રા૦ રા૦ શંકરલાલ જેઠાભાઇએ પોતાના ભત્રિજાના લગ્ન પ્રસંગે **શંકરલાલ** ફંડમાંથી રૂ ૧૫૦) બાંકરોલની નિશાળ માટે અર્પણ કર્યા છે; તેના વ્યાજમાંથી છોકરા, છોડીઓને દર સાલ ઇનામ મળશે. આ સિવાય રૂ ૧૫) ચોપડીઓ તથા રેજા માટે આપ્યા હતા. જાનમાં છત્રીવાજાં, દારૂવાડી, લાવવાં નહીં, એવો કાયદો તેમના પંચ તરફથી છે; એ આ પાટીદારે પાળી તેને ઉત્તેજન આપ્યું છે તેથી તેમને ધન્યવાદ ઘટે છે.

૩ અમદાવાદ નિવાસી રા૦ રા૦ નગીનદાસ પુરૂષોત્તમદાસે ઇડરના પોલીસ કમીશ્નરનો ચાર્જ તપાસી લીધો છે.

૪ ધર્મજ નિવાસી રા૦ સા૦ રાવજીભાઇ ભાઇલાલભાઇ વડોદ્રા કોલેજમાં એગ્રીકલચરના પ્રોફેસર નિમાયા છે.

૫ નડીઆદ નિવાસી રા૦ સોમાભાઇ કાશીભાઇ તથા સોજીત્રાના પા૦ ગોવિંદભાઇ વાઘજીભાઇ વ્યાપાર અર્થે આફ્રિકા ગયા છે.

૬ પલાણા, ચાંગા, મહેળાવ, આણંદ, અલીદ્રા, બોરીઆવી વીગરે સત્તાવીશ ગામોના એકડાના ઠરાવ મુજબ ઘણાં લગ્ન થઇ ચુક્યાં છે. આ કામમાં સદરહુ ગામોના આગેવાનોએ સારો ભાગ લીધો હતો તેથી તેમને સાબાશી ઘટે છે. ઠરાવ મળેથી છાપવામાં આવશે.

૭ પીજાવ, ખડોલ, સુહા, રૂપપરાં, શીંધાલી વીગરે બાવીસ ગામોના એકડાનું બંધારણ ઉત્તમ છે. સદરહુ એકડાના ઠરાવનો ભંગ થતો અટકાવવા તથા ભંગ કરનારને શિક્ષા કરવા દરેક ગામના આગેવાનોને મેમ્બર નિમ્યા છે. કોઈ પણ ગામના વાંધાનો નીવેડો કરવા દરેક ગામના મેમ્બરો ઠરાવેલી મુદતે ઠરાવેલા સ્થળે ભેગા થઇ વાંધા ભરેલા કામની જુબાની લઇ ઠરાવ કરે છે. આ વરસમાં તેમણે એવો ઠરાવ દાખલ કર્યો

છે કે તે ગામોના કોઇ પણ શખ્સે પોતાની દીકરીનું તે ગામો બહારના ગામમાં લગન કરવું નહીં.

૮ દશકોશીના એકડાના ઠરાવની વિરૂદ્ધ ચાલનારા માણસો પાસેથી લીધેલાં દંડનાં નાણાં કેળવણીના ઉત્તેજનમાં વાપરવા કેટલાક સજ્જનો પ્રયાસ કરે છે.

૯ મહુધા નિવાસી રા૦ સા૦ નારાયણભાઇ લલ્લુભાઇએ નિશાળનું મકાન બાંધવામાં રૂ ૨૦૦ બક્ષીસ આપ્યા છે.

૧૦ વહેલાલમાં મર્હુમ પટેલ રઘનાથદાસ છગ્ગાભાઇના વારસોએ "શ્રી રૂઘનાથદાસ રીડીંગ રૂમ" તા૦ ૧૦-૩-૯૬થી સ્થાપી છે તેમાં પા૦ કાશીભાઇ નથુભાઇ, ઇશ્વરભાઇ મનોરભાઇ, ખુશાલભાઇ આદરભાઇ, બીખાભાઇ ઉમેદભાઇ, ખુશાલભાઇ દવાલભાઇ, ઇશ્વરભાઇ છગ્ગાભાઇ, શીવાભાઈ ભલાભાઇ એમણે મળી એકંદર ૭૭ પુસ્તક બક્ષીસ આપ્યાં છે. બધાં મળી ૧૫ પેપર આવે છે. વાર્ષીક ફી રૂ ૧ દર મેમ્બર દીઠ રાખી છે. માસ્તર ફુલચંદ ઠકલભાઇ પ્રેસીડન્ટ, રા. કીસોરભાઈ દયાભાઇ વાઇસ પ્રેસીડન્ટ ને રા. કાસીભાઇ નથુભાઈ સેક્રેટરી છે. આશા છે કે ચરોતરના શ્રીમંત પાટીદારો દશકોશીના ઉદાર પાટીદારોના દાખલા લઇ કેળવણીનો બહોળો ફેલાવો કરવા પોતાના દ્રવ્યના કંઇક અંશનો સદ્વ્યય કરશે.

૧૧ "લેઉઆ હિતોપદેશિકા" નામનું એક બોધદાયક પુસ્તક વરણામાવાળા મી૦ બાપુલાલ ઇશ્વરદાસે રચેલું વરણામા નિવાસી રા૦ પ્રાગદાસ વણારસીદાસ તથા રા૦ નાથાભાઇ ધર્મદાસ દેશાઇ તરફથી પ્રસિદ્ધ થનાર છે. તેની કીમત 'લેઉવા વિજય'ના ગ્રાહકો પાસેથી તેમજ જુલાઇ માસની આખર સુધી થનાર ગ્રાહકો માટે ચાર આના ઠરાવી છે; પાછળથી બાર આના લેવામાં આવશે. ગ્રાહકોએ સદ્‌હુ ગૃહસ્થોને ઇટોલા પોસ્ટ ઓફીસ દ્વારા વરણામે લખી જણાવવું.

૧૨ 'લેઉઆ પૂરાણુ' નામનું પુસ્તક લસુંદ્રાના રહીશ ગોવર્ધન સદારામ ભટ્ટ તરફથી થોડા દીવસમાં પ્રગટ થનાર છે. અમોને આશા છે કે તે ગૃહસ્થ પ્રાચીન પુરાવા દાખલ કરીને તે ઉપર વિવેચન ચલાવશે.

૧૩ આંકલાવ, બોરસદ, વહેરા, કાવીઠા, સદેસર સીહોલ, દાવોલ વીગેરે જે બાર ગામ બંધાયલાં છે તેમણે પોતે પોતાનાં બાંધેલાં ગામ બહાર કન્યા ન આપવાનો ઠરાવ કરેલો તે છતાં જે લોકોએ આ સાલ

બહાર ગામ કન્યાઓ આપેલી છે તેમનો બંદોબસ્ત કરવા તથા તેમના ઉપર ઘટતા ઉપાયો લેવા વિશેનું પંચ તા૦ ૨૮મી મે સને ૧૮૯૬ના દિવસે કાવિઠા ગામે મળેલું, તેથી તે વિશે કેટલોક ઠરાવ થઇ ચુકયો છે, પણ હજી સુધી બહાર પડયો નથી, તેથી તે બહાર પડે આપવામાં આવશે. આવા સઘળા માણસોને લાભકર્તા ઠરાવથી ઉલટું ચાલવું એ ઘણું ખોટું છે. આશા છે કે સદરહુ ગામોના આગેવાનો એકડાના ઠરાવ પ્રમાણે ચાલી, પોતાના ગામોના બીજા લોકોને તે મુજબ ચાલવા, સમજુતી આપશે.

૧૪ એક મીત્ર જણાવે છે કે દશકોશીના મુખ્ય ૯ ગામના પાટીદારોનું પંચ અમદાવાદમાં સ્વામી નારાયણના વંડામાં પહેલા જેઠ સુદી ૧૫ ઉપર રૂ ૨૦૦૦)ની એક રકમ શ્રીસ્વામી નારાયણ મહારાજને ત્યાં દશકોશી દંડ ફંડ સંબંધીની થાપણ તરીકે મૂકેલી તે ઉપાડી લેવા ભરાયું હતું પંચે ઉપરનું કામ ફકત પાંચ દીવસમાં ફારગત કરી વીસરજન થયું હતું, અને તે બદલ લગભગ રૂ ૧૫૦) પંચના ભોજન ૯૦ માટે થયા હતા. હવે જ્યારે બે હજારની વ્યવસ્થામાં રૂ ૧૫૦) ભોજન ખર્ચ થયા ત્યારે તેમની અકલ અને વખતના ઉપયોગની કીમત કયા ગણીત પ્રમાણથી ગણવી!! બીજા જથાના પાટીદારોએ (કુહા, ગામડી ૯૦) થોડા મહીના ઉપર જેતલપુર મુકામે ભેગા થઇ પ્રચમાં ગાંઠનું ખાવાનો ઠરાવ કર્યો છે તે સ્તુતીપાત્ર છે.

૧૫ નીચે જણાવેલા પાટીદારોને હથીઆર એકટમાંથી બાતલ કરવામાં આવ્યા છે.

જોરાભાઇ નાથાભાઇ અમીન, વીરસદ. બહેચરદાસ વિહારીદાસ, દેશાઇ, નડીઆદ. નાનાભાઇ વલ્લભભાઇ દેશાઇ, નડીઆદ. કાળીદાસ જીજીભાઇ પટેલ, આણંદ. શામળભાઇ લાલાજી અમીન, વીરસદ. દ્વારકાદાસ જેસીંગભાઇ દેશાઇ, નડીઆદ. વલ્લભભાઇ જીવાભાઇ દેશાઇ, નડીઆદ. મકનદાસ ઉમેદભાઇ પટેલ, નડીઆદ. શામળભાઇ નાથાભાઇ અમીન, વીરસદ. પરશોતમ લલ્લુભાઇ પટેલ, નડીઆદ. પુરૂષોતમદાસ વિહારીદાસ દેશાઇ, નડીઆદ. મગનભાઇ શામળભાઇ દેશાઈ, નડીઆદ. હીમાભાઇ અજુભાઇ અમીન, મહુધા.

૧૬ આ મે મહીનામાં મહુધામાં બારમાંનાં ગજા ઉપરાંત અને અયોગ્ય ખરચ કમી કરવા ઉપર વિચાર કરવા ગામના પાટીદારો એકઠા થયા હતા અને તે ઉપર ઘણી ચરચા ચાલી હતી. ઘણું કરીને પંદર વરસની અંદરનાંજ છોકરા બારમાં જમવા જાય એવો ઠરાવ થવાની વકી છે આ

ણનું સ્તુતીપાત્ર છે. અને આશા રાખીએ છીએ કે આ કામ તેઓ સ-ત્વર પાર પાડશે અને બીજા જ્ઞાતીબંધુઓને દાખલારૂપ થઇ પડશે.

૧૭ રા૦ રા૦ રાવજીભાઇ મોતીભાઇ તથા રા૦ રા૦ મોતીભાઇ ભી-ખાભાઇ જેઓ વિલાયત ખાતે યાંત્રીક વિદ્યા શિખવા ગયા છે તેઓ પાસ થયા છે અને તેઓ થોડા વખતમાં પાછા ફરનાર છે.

૧૮ પીજ નીવાસી પટેલ રામભાઇ ગીરધરભાઇ તંબાકુના વહેપારી તંબાકુ લઇ એડન ખાતે ગયા મહીનામાં ગયા છે.

———:0:———

## વર્તમાન સાર.

પાર્લામેન્ટના સભાસદ મી૦ કેને આવતી નેશનલ કોન્ગ્રેસના પ્રમુખ તરીકે બીરાજવાનું સ્વીકાર્યું છે.

સુરતના કલેકટર મી૦ લેલી ઉત્તર વિભાગના રેવન્યુ કમીશ્નર નીમાયા છે.

પ્રોવીન્સીઅલ સર્વીસની પહેલ વહેલી હરિફાઇની પરિક્ષા આવતા જા-ન્યુઆરી માસમાં મુંબાઈમાં લેવાશે.

અંગ્રેજ સરકારે સુડાનના મુલક પર ચઢાઈ કરવા હિંદુસ્તાનથી લ-શ્કર રવાને કર્યું છે.

સરકારી યુરોપીઅન અમલદારોને અપાતા વટાવની ખોટનો બદલો બંધ થશે.

નામદાર મહારાણીના જન્મ દીવસે ભરૂચવાળા રા૦ બા૦ ચુનીલાલ વેણીલાલને સી. આઇ. ઇ. નો ઇતાબ મળ્યો છે.

અમેરિકાના મીસુરીનાં સેન્ટ લુઇ નામના સંસ્થાનનો દરિઆના તો-ફાનથી સમૂળો નાશ થયો છે તેમાં ૧૩૦૦ માણસોની ખુહારી થઇ છે.

મી૦ રોહડસ મોર્ગન નામના ડીસ્ટ્રીકટ ફોરેસ્ટ ઓફીસરની લાશને તેના વીલની રૂએ ઇટાકામંદમાં અગ્નીદાહ દેવામાં આવ્યો હતો.

મુંબઇમાં વૈદ્ય પ્રભુરામ જીવણરામના ઉપરીપણા નીચે એક આયુ-ર્વેદ વિદ્યાલય ઉઘાડવામાં આવ્યું છે. તેમાં આર્ય વૈદકનો ભાષણદ્વારા તથા અનુભવદ્વારા અભ્યાસ કરાવવામાં આવશે. પાસ થનારાઓને તેમના અ-ભ્યાસ પ્રમાણે વૈદ્યરાજ તથા ધન્વંતરીની ડીગ્રીઓ આપવામાં આવશે.

ગાયકવાડી કડી પ્રાંતમાં શીકાઇને બદલે બાબાશી નાણું કલદારને હ-રકત ન થાય તેવી રીતે ચાલુ કરવા હિંદની સરકારે પરવાનગી આપી છે.

# લેઉઆ વિજય.

પુસ્તક ૨ જું. જુન-જુલાઈ ૧૮૯૬. અંક ૨-૩ જો.

## પ્રભુ પ્રાર્થના.

### સવૈયા.

ચડતી કરજો લેઉઆ કુળની, મૂળમાં સીંચો અમૃત રશ;
રશણશ કરજો રાજ્યકર્ત્તાને, તારણ્ય કારણ કરે પરશ.
કૃષિ કર્મે કુશળતા આપો, આપો, વિદ્યા, હુન્નર અનેક;
નેક ટેકમાં નીપુણ કરજો, કરજો બક્ષીશમાં વિવેક. ૧
સર્વે લેઉઆને શાન્તિ આપો, થાપો અચળ કરી ભૂમધ્ય;
વિજય વાવટો દેશ વિદેશે, ફરકાવો પરમેશ્વર સધ્ય.
પત્રિકાનું પોષણ કારણ, ધારણ ધરજો હૃદયાકાશ;
પ્રકાશ પામે, સુમતી જામે, ગૃહે પત્રિકા કરી ઉલ્લાશ. ૨

### દોહોરો.

પાટીદારની પત્રીકા, ગ્રહે ગ્રહે પુરે વાશ;
એ માગુ શ્રી ભૂદરા, ભોવન કરે પ્રકાશ. ૧

—:o:—

## લેઉઆ પાટીદાર.

### કૃષિ પ્રકરણ

(સાંધણું પૃષ્ટ ૧૯)

પૃથ્વી, ખેડ, ખાતર, પાણી, ઓજાર, પશુ, બીજ, કાળ, તાપ, અને વાયુ એ દશ વસ્તુ અનુકુળ હોય તો રૂડી રીતે ખેતી થાય છે.

પૃથ્વી:—પૃથ્વી કેવળ ખેતીના કામમાં આવે છે એમ નથી પણ તે બહુ ઉપયોગમાં આવે છે. તે ખનિજ પદાર્થનો ભંડાર છે, તથા પ્રાણી અને વનસ્પતિની માતા છે. સં૦ ભૂ ધાતુનો અર્થ થવું, ઉપજવું, એવો છે, પૃથ્વીમાં સર્વ ઉપજે છે માટે એને ભૂ કે ભૂમિ કહે છે; વિશ્ ધાતુનો અર્થ, પ્રવેશ કરવો, થાય છે, આપણ સૌ અંતે પૃથ્વીમાં પ્રવેશ કરીએ છીએ તે ઉપરથી એને વિશ્વા કહે છે; જે જે પ્રકારનું આપણે 'વસુ' એટલે 'ધન' કહીએ, તે પૃથ્વીજ ધારણ કરે છે, માટે તેને વસુધારા—વસુંધરાકહે છે; વળી આપણને એ ધારણ કરે છે, એ ઉપરથી એને ધરા—ધરણી—ધરાત્રી કહીએ છીએ; વસુ (ધન) જેમાં છે તે ઉપરથી તે વસુમતી કહેવાય છે; પૃથ્વીને પાણી અડતાં તે મીદ એટલે ચીકણી થાય છે, તે ઉપરથી મેદિની કહેવાય છે; પૃથ્વીમાંથી સર્વ ગંધ નિપજે છે (અથવા ગંધ, એ પૃથ્વીતત્વનો ગુણ છે) માટે તેને ગંધમાના કહે છે; ચલન સાધન વિના તે ચાલતી નથી, માટે તેને અચલા કહે છે; સ્થાવર જંગમરૂપ હીરા માણિકયાદિક રત્ન જે જણે છે, (પૃથ્વીનો જે પ્રદેશ) તેને રત્નપૂ કહે છે; સ્થાવર જંગમરૂપ જગતને વહન કરે છે, માટે એને જગદ્વહા કહે છે; તે સર્વ જીવ જન્તુઓને માતાની પેઠે પાળે છે માટે એને ધરતીમાતા કહે છે.

જે દેશમાં કાળી ચીકણી માટી છે તે પ્રદેશને *કૃષ્ણભૂમ—કાન્હમ કહે છે; જે પ્રદેશમાં ધોળી ચીકણી માટી છે તે પ્રદેશને પાણ્ડુભૂમ અથવા ખડિયાળુ કહે છે; જે પ્રદેશમા લાલ ચીકણી માટી છે તે પ્રદેશને રક્તભૂમિ કહે છે; જે પ્રદેશમાં ગોરી માટી છે તેને ગોરાડુ કહે છે; જે પ્રદેશમાં રેતી મિશ્રિત માટી છે તેને રેતાળ કહે છે; જે પ્રદેશમાં કાંકરી મિશ્રિત માટી છે તેને શાર્કરિલ અથવા કાંકરાળ કહે છે; જે પ્રદેશમાં ઊષ (ઊસ—ખારી) માટી છે તેને ઊષર—ઉખર કહે છે; જે પ્રદેશમાં પત્થરાજ છે તેને ડુંગરાળ (ડુંગરવળું) કહે છે.

---

* कृष्णभूमः कृष्णाभूमिर्यस्मिन् सकृष्ण भूमः ॥ कृष्णोदक पांडु पूर्वाया भूमेरजिष्यते इति વાર્તિક વડે. भूमिशब्द આગળ સમાસાંત अच् પ્રત્યય થતાં कृष्णभूम શબ્દ સમાસ નામનો ઘડાયો. कृष्णभूमः=कानहूम=कान्हम.

જે દેશમાં પર્વતનાં ઝરણુ અને ઉતળાં પાણી હોય છે, અને દેશ સદાય તેથી ભીનો રહે છે, તેને **અનૂપ** દેશ કહે છે, તેમાં પૃથ્વીને ભાવતાં અનેક ધાન્ય પાકે છે અને સદાય તે પૃથ્વી લીલા ઘાસથી રળિયામણી લાગે છે; જળ સમીપ ભૂમિને કચ્છ કહે છે, અને તેમાં ખેતી કરનારને **કાચ્છિક–કાછિયા** કહે છે; જે પૃથ્વીમાં સર્વ પ્રકારનાં ધાન્ય પાકે છે, તેને **ઉર્વરા** એટલે સર્વ ધાન્યોત્પત્તિયોગ્ય પૃથ્વી કહે છે; જે પ્રદેશ વૃષ્ટિ થોડી થવાથી કે મુદ્દલ ન થવાથી જળરહિત રહે છે તેને **મરુ** કહેછે; (મરુસ્થલમાં રહેનારા પ્રાણિયો ભૂખના દુઃખથી પીડાય છે, મરે છે, તેથી મરુ દેશ નામ પડ્યું છે) જે પ્રદેશમાં વૃષ્ટિના જળથી ધાન્ય પાકે છે તેને **દેવમાતૃક** કહે છે; (દેવ જે મેઘ, તેજ એ દેશની માતા છે તેથી દેવમાતૃક કહેવાયો છે.) જ્યાં, ઝરણુ અથવા મોટી નદીના પાણીથી સદાય ખેતી થતી હોય અને તેમને વૃષ્ટિની અપેક્ષા પણ ન હોય, તે દેશને **નદીમાતૃક** કહે છે; જે પ્રદેશમાં ઘાસચારો સારો નિપજે છે, અને જેથી પશુપાલકોનો ને પશુઓનો નિર્વાહ થાય છે, તેને **ગોહિત ભૂમિ** અથવા **બીડ** કહે છે; કોઇ **ગોચર–ગોચરગ્રામ** (ગો+ચર–ગાયને ચરવાની જમીન માટે) પણ કહે છે; જે પ્રદેશમાં ચીકણી અને રસાળ ભૂમિ ન હોય, પણ લૂખી હોય, તે પ્રદેશને **રુક્ષભૂમિ** કહે છે; લીલાં તૃણથી છવાયલો પ્રદેશ હોય, તેને **શાદ્વલ** કહે છે; નડ નામના તૃણોએ ભરેલો પ્રદેશ હોય તેને **નડ્વલ** કહે છે. ઇ૦ ઇ૦ ધરતીનો મહિમા ઘણો છે.

કેટલાએક ધાન્ય જલમાં પાકે છે માટે એમને **જલજ** કહે છે; કેટલાંક સ્થલમાં પાકે છે માટે તેમને **સ્થલજ** કહે છે. ડાંગરમાં **જલજ** અને **સ્થલજ** એવા બે પ્રકાર છે. **જલજ** ડાંગરની એક જાતિમાંથી કુમુદ એટલે પોયણાના જેવો સુગંધ નિકળે છે તેથી તેનું નામ કમોદ પડ્યું છે. કમોદથી ઉતરતી જલજ ડાંગર **પંખાળી, જીરાશાળ, સુત્રશાળ, ત્રાંબેશાળ, ઇલાયચી, સુખવેલ, માજરવેલ** ઇ૦ છે. જલજ ડાંગરનું સંસ્કૃતમાં **શાલી** એવું નામ છે, અને સ્થલજનું **વ્રીહિ** એવું નામ છે. લોકો હાલ **વ્રીહિ** શબ્દનો અપભ્રંશ **વરાઇ** કહે છે. તેમાં જે લાલ રંગની વરાઇ થાય છે તેને **સાઠી** કહે છે. **વાંકલો, ઢુંઢણી, અલોડી** ઇ૦ જાતની ડાંગર વરાઇની પેઠે સ્થલજ છે. **વનવ્રીહિ** ને **નિવાર–નમાર** કહે છે. ભિન્ન ભિન્ન દેશોમાં ડાંગરનાં ભિન્ન ભિન્ન નામ છે.

'૮૪ જાતિના બ્રાહ્મણ અને ૮૪ જાતિની ડાંગર' એ કહેવત ગુજરાતમાં સાધારણ છે.

પ્રથમ કેવી રીતે ખેતી ચાલતી તેની યથાર્થ માહિતી મેળવવી એ તો મુશ્કેલ છે. શરૂઆતમાં તો વસ્તી થોડી, જમીન પુષ્કળ અને ખેડયા વગરની, જેથી ભરપૂર કસવાળી તેથી થોડા શ્રમે પુષ્કળ અનાજ પાકતું હશે એમાં શક નથી. તે વખતમાં ખાતરની જરૂર ન પડી હોય એ સ્વાભાવિક છે, ને તેજ પ્રમાણે ઓજારો વગેરેમાં પણ તે વખતના વૈશ્યો* આગળ વધેલા નજ હોય. આગળ જતાં, આ રમણિય ને રસાળ ભૂમિમાં, આર્ય લોકોએ જેમ દરેક બાબતમાં પોતાના મગજની પ્રૌઢતા સિદ્ધ કરી આપી બધી દુનિયાના લોકોને તાજુબ કીધા છે, તેમજ કૃષિવિદ્યામાં પણ તેઓ આગળ વધ્યા; કૃષિશાસ્ત્રો લખાયાં, અને ખાતર ઓજાર વગેરેમાં દિનપ્રતિદિન સુધારો થતો ચાલ્યો, અને દુનિયાના હર કોઇ દેશ કરતાં ભારતવર્ષની કૃષિવિદ્યા સર્વોત્કૃષ્ટ થઈ. આશ્ચર્ય પમાડે એવા પ્રૌઢ મગજનાં, ને નિવૃત્તિમાં આનન્દ માનનારાં, મહાન્ રત્નો આ દેશમાં નિવડયાં, તેનું કારણ પણ પ્રાચીન વૈશ્યોની ખેતીજ છે; કેમકે તેમની ખેતીથી દેશમાં દ્રવ્યનો પુષ્કળ વધારો થયો, તેથી સર્વને પૂરેપૂરૂં અને થોડી મ્હેનતે પોષણ મળવા લાગ્યું, તેથી લોકો પ્રૌઢ અને નિવૃત્ત થયા, જે સર્વોત્કૃષ્ટ વિદ્યા ઉપજવાનું કારણ છે. ઘણી વખત સંપત્તિજ વિપત્તિનું કારણ બને છે, તે નિયમ પ્રમાણે વૈશ્યોની ખેતી, વ્યાપાર, હુન્નર વગેરેથી આ દેશમાં એટલું બધું દ્રવ્ય વધી ગયું, કે તેથી પરદેશના બહાદુરો પણ આ દેશ જીતવાને લલચાયા. અસ્તોદયના ગતિમાન્ ચક્રમાં અસ્તની છાયા નીચે ભરતખંડ આવી પડયો, નિવૃત્તિમાં આનન્દ માનનારા આર્યો પરદેશીના પંજામાં સપડાયા, અને જેમ સર્વ વિદ્યા હુન્નર અનુપસ્થિત થયાં તેમ કૃષિ વિદ્યા પણ અનુપસ્થિત થવા લાગી, ત્યાં સુધારાની તો આશાજ શી! વખત જાય તેમ કંઇક આનુભવિક જ્ઞાન તો વધતું જાય ખરૂંજ, પરન્તુ એકન્દરે જોતાં મધ્ય

* ઉત્પત્તિ પ્રકરણમાં જોઈ ગયા કે, ભરતખંડમાં ખેતી કરનારો મુખ્યત્વે વૈશ્ય વર્ગ છે, લેઉઆ ક્ષત્રિય પણ તેમાં ભળ્યા પછી વ્યવહારમાં વૈશ્ય સંસાથી ઓળખાય છે. તેમજ તેમની ખેતી બીજા વૈશ્યોથી જૂદી પાડવા જેવું કશું નહિ જણાયાથી હવે પછી ખેતી કરનારા વર્ગને માટે એકન્દરે વૈશ્ય શબ્દ વાપર્યો છે.

કાળમાં ખેતીની જેવી સ્થિતિ હતી તેથી હાલ કાંઈ વિશેષ સારી નથી, એમ કહેવામાં ભાગ્યેજ ચૂક ગણાશે. જે વખતે વર્ષનાં વર્ષ પાક ઉપજાવવાથી જમીનનો કસ ખાલી થઈ ગયો, તેમાં વિશેષ કસ પૂરવાની તથા ઓજાર વગેરેના અનેક પ્રકારના સુધારાની જરૂર પડી, તેજ વખતે ભરતખંડ અસ્તના અધિકારમાં આવ્યો. પરતંત્રતામાં ને પરતંત્રતામાં જડત્વ પામેલાં મગજોથી ખરૂં કારણ સમજાયું નહિ, તેથી લોકો એમ માનવા લાગ્યા કે, કલિયુગ આવ્યો, તેથી ધરતી માતાએ રસ કસ ચોર્યા, અને તે કારણથી અગાઉના જેવાં ધાન્ય મેવો, ફૂલફલાદિ પાકતા નથી. અપૂર્ણ.

——:o:——

## લેઉઆ પાટીદારો વિશે કાંઇક થતા વિચારો.

(સાંધણ પૃષ્ટ ૯.)

અત્યાર સુધીમાં એજ તાત્પર્ય નીકળ્યું કે વિચારો સુદૃઢ થાય તોજ ઇચ્છિત કામ ફત્તેહમંદીથી થયા વગર રહે નહીં ને તેવા વિચારો કન્યા આપવા લેવામાં ચરોતરના બાર ગામના પાટીદારોના થયેલા હોય એમ હું મારી સમજ પ્રમાણે ખાત્રીથી માનું છું.

હવે બાંધેલા નિયમ બરાબર કેમ ચાલી શકતા નથી તેનું કારણ વાંચનારની હજુર ગર્ભીત રીતે સ્પષ્ટ થયેલું છે એટલે વિવેચન કરી વધારે વખત રોકવો મને બરોબર લાગતું નથી તોપણ મારી નિયમના સબંધમાં એવી નમ્ર વિનંતી છે કે જે નિયમ થાય તે વિચારમાં લીન થઇ એકરૂપતા થાય તોજ નિયમોનું ઉલંઘન થઇ શકે નહી.

નિયમો તથા કોઇપણ બાબત વિચારમાં લીન થવી જોઇએ તોજ ધારેલે રસ્તે પહોચી શકાય તેનું કારણ કે મનઃશાસ્ત્રનો એવો નિયમ છે કે, માણસોના મનમાં પ્રથમ વિચારો આવે છે અને તે પ્રમાણે વર્તન કરવા વિચારો મનને પ્રવર્તાવે છે માટે પ્રથમ વિચારોમાં ભિન્નતા ન રહેતાં એકજ વિચાર—સ્થિર વિચાર—(સુદૃઢ વિચાર) થાય તોજ ઘડેલા નિયમો તથા બાબતો અમલમાં આવી શકે ભિન્ન વિચારો એકજ બાબત તથા નિયમ ઉપર થાય તો અસ્થિરતા થયા વગર રહેની નથી.

હવે એમ પ્રશ્ન ઉઠાવવામાં આવે કે મનુષ્યના અંતઃકરણમાં ભિન્ન ભિન્ન વિચારો શા માટે ઉત્પન્ન થાય તેનો જવાબ કે—કુદરતનો નિયમ છે

થી. તે ગામોના ગૃહસ્થોને પણ વખતે સગવડને બદલે અવગડતા થવાનો સંભવ છે.

કદાપિ તેઓ એમ ધારતા હશે કે છોકરા તથા છોકરીઓ બંનેને સુખ પ્રાપ્ત થયું, એમ માનવું ભૂલ ભરેલું છે. કારણ કે તેમનાં અંતઃકરણજ કબૂલ કરે છે કે-આમ કરવું એ તો છોકરાઓના સ્વાર્થ ખાતર, ત્યારે તો છોડીનું સુખ લઇ છોકરાને આપવાનો પ્રયત્ન કર્યો, પણ તેથી હું તેમના કુટુંબમાં સુખની વૃદ્ધિ થઇ હોય, એમ જોઇ શકતો નથી. માત્ર સુખનો અદલો બદલો થયો. વળી એક અબળા જાતિનું સુખ ખુંચાવી લઇ નરોને આપવું એ ન્યાય ભરેલું કહેવાશે નહીં કારણ કે અબળા જાતિ નિરાધાર છે, અને જેવી રીતે એક ગરીબ માણસને લૂંટવો તેમાં જેવું પાતક છે તેવું પાતક વહોરી લીધું, એમ તેમનાં અંતઃકરણ કબૂલ કરે છે, પણ તે છોકરાના સ્વાર્થે. તે સ્વાર્થમાં તે ફળીભુત થવાના નથી, તેનાં કારણો ઉપર દર્શાવવામાં આવેલાં છે.

આવા પ્રયત્નથી બધા છોકરા તેમના બાબાપોની ભાવના પ્રમાણે દમ્પતિ સુખ ભોગવે એમ હું ધારી શકતો નથી, કારણ કે જ્યાં એકજ પાયરી છે ત્યાં મનાતું સંસારીક સુખ બરાબર ભોગવી શકાતું નથી. કંઇક પણ ન્યૂનાધિકતાપણું હોય તોજ અરસ્પર સુખ દુઃખમાં ભાગ લઇ સારી વ્યવસ્થા ચાલી શકે. ધારો કે-એક રાજા છે, તેને રૈયત માન આપે છે, તેટલુંજ માન રૈયત માગે તો મળી શકે નહીં, અને વખતે રાજા આપે તો ખરા સુખની પછી કીંમત રહેતી નથી. કારણ કે સારા નરસાની ખુજ રહી નહીં, એટલે સારાં કાર્ય કરવાનું પ્રથમ પગથીઉં તે મનુષ્ય માત્ર ભૂલી જાય માટે જે ન્યૂનાધિક્તા છે તે કુદરતના નિયમને રૂચતી વાત હોય એમ લાગે છે, તેથીજ આ સંસાર સુખની મૃદુ અને મીઠી લહેરીઓ સાધારણ રીતે માણસ માત્રને પ્રિયકર થઇ પડે છે. સંસારીક સુખ શોધવામાં સમાનતા રાખવી એ પણ એક ભૂલ થાય છે.

ત્યારે હવે એમ કહેવામાં આવશે કે, એ ગામવાળાઓએ જે યોજના ઘડી કાઢી છે તે જો કે કૃત્રિમ છે, એમ તેઓ કબૂલ કરે; તોપણ ઘણા વર્ષે સુદૃઢ થશે, એમ તેમનું માનવું હોય, તો તેમની એ માન્યતા ટકી શકે એવો સંભવ મને લાગતો નથી. કારણ કે મુળ તત્વ સમજ્યા વગર નિયમ ઘડી કાઢવામાં આવે તેથી વિચારમાં સુદૃઢતા પ્રાપ્ત થઇ

એમ કહેવાય નહીં. અને તેથી જોઇએ તેવું ઇચ્છિત ફળ પ્રાપ્ત થવાનું નથી.

કૃત્રિમ વિચારથી સ્વાભાવિક વિચાર ઉદ્ભવે, એ ઘડીભર પણ મારાથી માની શકાતું નથી. ઉદાહરણ તરીકે-લડાઇમાં જવા માટે લશ્કરી કેળવણી લીધા વગર યાહોમ કરી લડવાથી જે પરિણામ થાય, તેના જેવું થવાનો ઘણો નજદીકનો સંભવ છે. વળી કોઇ એમ કહેશે કે ઘણે વરસે કૃત્રિમ વિચારો સ્વાભાવિક થઈ જાય, ત્યારે હું તેને પૂછુંછું કે-ઘણા વરસે એક તત્વનું બીજું તત્વ થાય? એટલે કે એક સ્વતંત્ર વસ્તુમાંથી બીજી સ્વતંત્ર વસ્તુ ઉદ્ભવે? ત્યારે હવે સવાલ એમ ઉઠશે કે-કૃત્રિમ જે વિચારો છે તે સ્વાભાવિક શી રીતે થઇ શકે? તેનો ઉત્તર એટલોજ કે-કૃત્રિમ વિચારમાંથી સ્વાભાવિક વિચાર થાય નહીં. પણ મનને જે વૃત્તિમાં રાખવું હોય તે વૃત્તિ પરિપક્વ થયા પછી વર્તન કરવું, તો સ્વાભાવિક વિચાર થઈ સારૂં પરિણામ નીવડે. આ ઉપરથી એટલુંજ તાત્પર્ય લેવાનું છે કે મનને પ્રથમ કેળવી સુદૃઢ વિચારો કરી નિયમ ઘડાય, તોજ સારૂં પરિણામ નીવડી શકે.

વળી બાર ગામના લોકોને કુળવાન માનવામાં આવે છે, તેઓનો તથા કુળસ્વરૂપનો વિચાર મારે આ સ્થળે દર્શાવવો જોઈએ. કારણ કે આ બાબતને લગતો કુળ સ્વરૂપનો વિચાર છે અને તેથી તે વિચાર જણાવવાથી કંઇક મનને સમાધાન થવાનો રસ્તો છે.

(અપૂર્ણ)

——:0:——

## બાર ગામના પાટીદારોને ખાસ ખબર.

## "વાર્યું ન કરે તે હાર્યું કરે."

(લખનાર દેદરડાના મુખી)

આ ખબરથી બાર ગામના કુળવાન પાટીદારોએ ઘણી સાવચેતી રાખવાની છે, નહીં તો પોતાની આબરૂ પોતાને હાથે ગુમાવવાનો વખત પાસે આવ્યો છે. વળી આ ખબર સાંભળીને બાર ગામના પાટીદારો સિવાય સર્વ કોઇ ખુશી થશે કે ખેડા જીલ્લાના બાર ગામ સિવાયના બીજા

પાટીદારોએ પોતાના પ્યારા પુત્રોનું વાંઢાપણું ટાળી સુખી કરવા સારૂ પોતાના અમુક અમુક ગામોના સમુહ બાંધી બંદોબસ્ત કર્યા છે. અને તે કયા કયા જથા બાંધ્યા છે તે નીચે પ્રમાણે છે.

૧ કાવીઠા, વેહેરા, બોરશદ, આંકલાવ વીગેરે બાર ગામ.

૨ નવુગામ, અશલાલી, ઉવારશદ, વેહેલાળ વીગેરે ગામો.

૩ પંલાણા, આણંદ, ચાંગા, મેળાવ, ચકલાશી વીગેરે ૨૭ ગામ.

૪ રાશ, બોચાશણ, ઝારાળુ વીગેરે ૧૫ ગામ.

ઉપરનાં ગામો સિવાય વડતાલ વીગેરે કેટલાંક ગામોના જથા બાંધવોની તજવીજ ચાલે છે. આ પ્રમાણે ગામના જથા બંધાયા છે. અને તે જથા બાંધતી વખતે ઠરાવ કરવામાં આવ્યો છે કે, જે માણસ જથો તોડી બહાર કન્યા આપે તેને અમુક રકમના દંડની કે નાત બહારની સજા કરવી.

ઉપર પ્રમાણેના જથા બાંધવાથી એ લોકો ઓછા સુખી થયા નથી. ખરે તેમણે પોતાના પ્યારા પુત્ર, પુત્રીઓના સુખને માટે ઘણો અછો ઇલાજ કર્યો છે. સદરહુ જથા બંધાતા પેહેલાં તેઓમાંના ઘણાના છોકરા શું કુવારા નોહોતા રહેતા કે? અથવા ભરપુર પૈસા નહોતા ખરચવા પડતા? તેમજ પોતે મોટાઇ મેળવવા અને પોતાની બાળકીને સુખી કરવા પોતાની પ્યારી પુત્રીઓને બાર ગામના મોટા કુળવાન ખાડામાં નાંખી દુખી કરતા નહોતા? પણ પોતે જાણતા કે બાર ગામમાં દીકરી પરણાવીએ તો આપણે સારામાં ખપીએ, આબરૂદાર ગણાઇએ, આપણી છોડી સુખી થાય, એમ જાણી પોતાની પુત્રીને બાર ગામમાં પરણાવતા હતા. પણ પાછળથી આ ઇંદ્રજાળના ખેલનો પડદો ઉઘડી જતો ત્યારે તેની શી લીલા થતી? તે દીકરી અને તેનાં માબાપ પાછળથી કેવાં સુખી થતાં તે સઘળા ઑારીઆ તેમને વીતી ચુક્યા છે. એટલે તેમને પોતાના ગામોના જથા બાંધવા પડયા છે. બહારના ગામોના પાટીદારોએ પોતાની ભુલ જોઇ છે. તેમને માલમ પડયું છે કે જેમ કાબુલી લોકો ગામડામાં કેટલોક લુગડાં વીગેરેનો માલ ગરીબોને મુળ કીમત કરતાં દોઢી કીમતે પ્રથમ આપે છે ને પછી જ્યારે પૈસા લેવા આવે છે ત્યારે તે માલ લેનાર ગરીબનું કાંડુ પકડે છે તે છોડે છે કયારે કે પૈસા આપે ત્યારે, ગમે તો તેને ઝાડે ફરવા જવું હોય કે ખાવું હોય પણ કાંડુ મુકે કયારે કે જ્યારે

પૈસા પતે ત્યારે. તેવા સખ્ત સ્વભાવના આ કુળવાન પાટીદારોની રીત-ભાત સમ્બંધ થયા પછી કેવી થાય છે તે તેઓ સમજ્યા છે. તેમને માલમ પડ્યું છે કે દીકરી પરણાવ્યા પછી, દીકરીને તથા તેનાં બાપાપને નીચે પ્રમાણેનાં તીક્ષણ બાણરૂપી બોલોથી વીંધ્યા કરે છે. "તેનાં માબાપ (દીકરીનાં) સારૂ આપતાં નથી." "ગામડાની છે તેથી તેનામાં વીવેક નથી," 'ખાવા કરતાં આવડતું નથી." "એ તો ગામડાની છે તેથી મોળીઆંને રોટલા કહે છે." "તેને ખાવા ઘણું જોઇએ છીએ" "એ તો છાનું ખાઇ જાય છે" "એને લુગડાં પેહેરતાં આવડતું નથી" વીગેરે હલકાં વેણ કહી પેહેલે સપાટેથીજ કનડવામાં કચાસ રાખતા નથી. વળી તેના માબાપને વેવાણ કહેશે "એણે દીવાળીની માટલી મોકલી નહીં," "હોળીની માટલીમાં ખાતું થોડું મોકલ્યું છે. તેથી મારે નથી જોઇતી." "જા રાત તું મારે બારણે નહીં" "દીવાસાની માટલી મોકલી હતી તેમાં ખાતું એવું તો ખરાબ હતું કે મારાં છોકરાંએ ખાધુ તેથી ઝાડા થઇ ગયો ને ચુકાયાં." "વળી રાત, તારા પટેલને ને તેમનાં ઘરનાંને કહેજો કે તમારી છોડીને તમારે ઘેર રાખજો, અમારે એવું ગાંડુ નથી જોઇતું" "વળી તેમને અમારા ચાંલ્લાના, કોથળાના, બારશના, પાઘડીના રૂપીઆ તો આપવા મળતા નથી, ત્યારે મોટે ઊપાડે મોટું ગામ શું કરવા સોધ્યું હતું? નોહોતું શોધવું. નાંના ગામમાં પરણાવીને રૂપીઆ લઇએ નહીં." "વળી જો તેડવા વેહલ મોકલાવવી હોય તો પગની આંગળીઓથી તે માથા સુધી જણસોથી ઢાંકશે, અમારા આબાપ આપશે તો તેડવા મોકલીશું, તે પણ અમારી લાજને." આ પ્રમાણે પીડા દે ને નાના ગામના કણબી કરી કુટી મારે. વળી બાર ગામમાંથી છોકરો બહારના ગામમાં પરણવા જાય, ત્યારે રસ્તે જાનવાળાને કોઇ પુછે કે "આ જાન કએ ગામ જાય છે." તો બાર ગામનો કોઇ તેને કહેશે કે "ભાઇ ફલાણા ગામમાં એક આખલી ફાટી છે તે નાથવા જઇએ છીએ." આવા દાખલા ઘણા જણના જાણવામાં છે. વળી હમણાનો થોડા વખત ઉપરનો દાખલો જુઓ. બોરશદના એક ચોકશીની દુકાન ઉપર ભાદરણના ઉપર કહ્યા પ્રમાણેના એક આબરૂદાર પાટીદાર આવ્યા, તે વખતે એ ચોકસીની દુકાનમાં એક પાટીદારની કરોવેલી હાથની ઘુઘરી પડી હશે, તે જોઇને સદરહુ પટેલે પુછ્યું કે "આ કોની છે? ત્યારે ચોકસીએ કહ્યુ "એ તમારા બાર ગામને માટે છે." તે પ-

ટેલ કહે "આવી કયા કણબીએ કરાવી." આ વાતચીત થઇ સારે હું ત્યાંજ બેઠેલો હતો. વાહ શી આબરૂ વધારી !! આ ઉપરની હકીકતથી પુત્રી અને તેનાં માબાપ સુખી થાય કે દુઃખી તેનો વીચાર વાંચનારેજ કરી લેવો. આ પ્રમાણેનું દુઃખ સૌના જાણવામાં આવ્યા પછી પણ ચાલતી રૂઢીનું બંધન તોડવું એ ઘણું કઠણ કામ થઇ પડયું હતું. અને તે હજુ પણ કયારે તુટત તે કહી શકાય નહીં, પણ બાર ગામના મોટા કુળવાનો આટલું કરીને સંતોષ પામ્યા નહીં. અને બહારના ગામોમાં સારાં ગણાતાં ગામોના સારા માણસો, જે ઉપર લખ્યા પ્રમાણેનું દુઃખ વેઠીને પણ બાર ગામમાં કન્યા આપી પોતાના છોકરાઓને સારૂ, પોતાનાથી ઉતરતા ગામોના પાટીદારોની કન્યા પૈસા આપીને કે મફત લાવતા તે ઠેકાણેથી આ કુળવાનોએ પોતાના કુળના મોભાનું ભાન ભુલી જઇ ફક્ત પૈસાની લાલચે તરાપ મારી તેમની કન્યાઓ લીધી, એટલે તેમને પરઠણ અને કન્યા બંને, મુળથી જે લોક આપતા આવેલા તેમને લટકાવ્યા. આ પ્રમાણેનાં તેમનાં લક્ષણ અને રીતભાતથી બાહારના પાટીદારો હવે પુરેપુરૂં સમજ્યા છે. અને તેમણે પોતાનું ભોળપણુ અને ભુલ જોઇ છે અને સુધારી છે. તેમને હવે પોતાનાં પ્યારાં છોકરાંને સુખી કરવાના સીધા રસ્તા સુજ્યા છે અને તેથીજ તેમણે પોતાના જથા બાંધી દીધા છે.

તો હવે બાર ગામવાળા કુળવાનોએ પોતે સમજવું જોઇએ છીએ, નહીં તો 'ઘણું કરે તે થોડા માટે" એ ઉખાણા પ્રમાણે થવા માંડયું છે ને થશે. અને પારકી આશા ઉપર (પરઠણ અને બીજી છોકરાની સાસરીની પેદાશ ઉપર) તાકી રહેવું જોઇતુ નથી. નહીં તો છેવટે વાર્યું નહીં કરે તો હાર્યું કર્યાનો વખત પાસે આવ્યો છે આ બાબતનો બાર ગામના કુળવાન સુધરેલાઓના મનમા પણ હજુ સુધી કંઈ વિચાર આવેલો જણાતો નથી હવે તેમણે સમજવું જોઇએ કે સુર્ય માથે આવ્યો છે સરકારના કાયદાને પણ ગજવામાં મુકયો છે, અને તેમાં પણ તેઓ ફતેહ પામ્યા છે, એટલે હવે તેનું છેવટ પરીણામ આથમતા સુર્યના જેવું આવશે. માટેજ બાર ગામના કુળવાનોએ ચેતવું જરૂરનું છે.

—:0:—

## બાળ લગ્ન અટકાવવાના ઉપાય.

(નીબંધ.)

લેઉવા વિજયના માસીક ચોપાનીઆના માહે અકટોમ્બર સન ૧૮૯૫ ના અંકમાં જાહેર ખબર છે કે "બાળલગ્ન અટકાવવાના ઉપાય" એ વીષય ઉપર નીબંધ લખનારને રૂ ૫)નું ઇનામ રા૦ સા૦ ગોવીંદભાઇ હાથીભાઇ દેશાઇ તરફનું આપવામાં આવશે.

નીબંધનો હેતુ પાટીદારની નાતમાં બાળ લગ્ન અટકાવી સુધારો કરવાનો છે, એટલે વીષય કઠણ છે. ...આ નીબંધનો હેતુ એવો નથી કે જેમાં બાળ લગ્નથી શા ગેરફાયદા છે તે જણાવાય, પણ તે શાથી અટકે તેના ઉપાય બતાવવાનો છે. અને તે ઉપાય લોકો કરી શકે અગર બીજી રીતે અમલ થઇ શકે તેવા હોવા જોઇએ. માટે વીષય કઠણ છે એમ કહેવાનો દરકાર નથી.

કદી ઉપાય હોય પણ તે અમલમાં લાવી શકાય તેવા ન હોય તો તે ઉપાયથી ફાયદો શો? એવા નકામા ઉપાય તો બીલાડીની કોટે ઘંટ બાંધવા જેવા કહેવાય, વળી પાટીદારોની મોટી સાગર અને તે સાથે હઠીલી નાતમાં સુધારો એકદમ દાખલ થવો કઠણ છે, તોપણ નીચે પ્રમાણેના ચાર ઉપાય ઠીક જણાય છે.

૧ સ્ત્રી કેળવણી. ૨ મીથ્યા કુળઅભીમાન છોડી કેળવણી વર્ગે પોતે કરી બતાવવું. ૩ સરકાર ધારો કરાવવો. ૪ પાટીદાર લોકોનાં સરકારમાં ઇન્ડેન્ટી સાઇડનાં નાણાં જમાં છે તેમાંથી ઇનામ ને સ્કોલરશીપ કાઢવી.

### ૧ લો ઉપાય—સ્ત્રી કેળવણી.

કહે નેપોલીઅન દેશનો, કરવા આબાદાન;
સરસ રીત તો એજ કે, દો માતાને જ્ઞાન.

પાટીદાર લોકો જો પોતાની દીકરીઓને ભણાવવાની પાકી તજવીજ રાખી ઊંચી કેળવણી આપે તો આગળ ઉપર ઘણાજ ફાયદા થાય, અને એ વાત હાલના સમામાં કોઇની અજાણી નથી, વળી એ સબંધી મોટા વિદ્વાનો હર વખત ભાષણોથી તથા બીજી રીતે ઉત્તેજન આપ્યા કરે છે. હમણાં થોડાજ વખત ઉપર દીવાન બાહાદુર મણીભાઇ જસભાઇએ એ વીષય ઉપર મુંબઇમાં ઘણું અસરકારક ભાષણ આપ્યું હતું. તો તે પ્ર-

માણે પાટીદારો પોતાની બાળાઓને સારી કેળવણી આપે અને બાળાએ જ્યારે મોટી ઉમરની થઇ માતાઓ થાય ત્યારે તે ડાહી અને નીતીવાન થઇ કુળવાન પાટીદારોને લાડકી સ્ત્રીઓ થશે. કારણ હાલના કુળીવાન પાટીદારોની સ્ત્રીઓમાં પોતાના છોકરાને જલદી પરણાવી ઊતાવળે વીવા માલવાની તથા માટલીઓ, વડીઓ પાપડ, ખાવાં ખાવાની, વેવાણ થવાની, અને છેલ્લે દીકરાની વહુ ઉપર હકુમત કરવાની ખોટી લલુતા, તેમના કઠોર હૃદયમાં ઘર કરી બેઠી છે તે ઉપરની કેળવણીથી તેમનું અજ્ઞાન દુર થઇ હૃદય જ્ઞાની થશે. વળી પોતે સમજુ થવાથી નાનપણમાં પરણાવવાની હઠીલાઇ છોડી દેઇ પોતાના પ્યારા પતિને સંતોવતી મટશે. અને પોતે પોતાના ધણી પ્રત્યેની તથા સાસુ સસરા અને પોતાનાં બાળકો પ્રત્યેની ફરજો સમજશે અને બાળ લગ્નથી શા ગેરફાયદા છે વીગેરે શોધેલું તે જાણશે ત્યારે બાળલગ્ન અટકશે, આજથી આ સુધારો આપણા લોકો ખરા તન મનથી દાખલ કરે તો બાળ લગ્ન અટકવાને ૩૦-૪૦ વરસ લાગે, ને તેનો લાભ આપણને હાલ નહીં મળે તો, આપણી ઉછરતી પ્રજાને સહેલાઇથી મળશે

**૨ જો ઉપાય—પાટીદારો પોતાનું મીથ્યાઅભીમાન છોડી દેઇ કુળવાન આગેવાનો પોતે કરી બતાવે તો બાળલગ્ન અટકે.**

આપણી નાતના કુળવાન આગેવાનો મીથ્યા અભીમાન છોડીને પોતે તે પ્રમાણે કરી બતાવે તો બાળ લગ્ન અટકે. કુળવાન પાટીદારો-કુળાભીમાનથી, એટલે પોતે મોટામાં, કુળવાન આગેવાનોમાં ખપવાને, અને સરકારી મોટા હોદ્દાની નોકરીમાં દાખલ થઇ પોતાના કુળનો મોભો આગળ વધારવાને, પોતે મોટા દેવાના ખાડામાં ઉતરીને ઘણી ઊંચા પ્રકારની કેળવણી આપે છે. આપશે, ને આપી છે, તેજ પ્રમાણે બાળ લગ્ન અટકાવવામાં સાધા રસ્તાનું કુળાભીમાન રાખે તો ઘણોજ ફાયદો થાય. એને બદલે સુધરેલાને વગર સુધરેલા સઘળા એમજ સમજે છે કે બાળ લગ્ન કરવાથીજ આપણે કુળવાનમાં ગણાઇએ છીએ, વળી પોતે સમજે છે કે ફલાણા બાપાનાં ઘરનો છોકરો કુલમાંથી ઝડપાયો, અને આપણો છોકરો મોટી ઉમરનો થવા દેઇશું તો લોકો કહેશે કે કોઇ સગાઇ કરતું નથી. વળી મોટો ઉમરનો થશે તો સારી પરઠણ નહી ઉપજે, દીકરીનો બાપ એમ સમજે છે કે ફલાણા બાપાનો છોકરો હાથ નહી આવે, આવી આવી ખાલી અભીમાની

વાતોને લીધે બાળ લગ્ન થાય છે. જ્યારે એવું ખોટું કુળાભીમાન મનમાંથી કાઢી નાંખે ત્યારે બાળ લગ્ન અટકે.

પાટીદારો સમગ્રના બે ભાગ પાડીએ તેમાં પહેલો કેળવણી પામેલો, ને બીજો નહીં કેળવણી પામેલો. કેળવણી પામેલા ભાગમાં ગુજરાતી છઠા ધોરણ સુધી શીખેલાથી તે ગ્રાજ્યુએટો સુધીનાને ભેગા ગણીએ. હવે કહો કે એ સુધરેલાઓ પોતાના મનમાં કોઇ પણ જાતનો સુધારો પોતાની નાતમાં કરવાની એક આની પણ કાળજી રાખે છે? જરા પણ નહીં. સુધરેલા ભાગમાં વધારે ભાગ મેહેતાજી તલાટીની નોકરી કરનાર છે. અને મેહતાજી વર્ગ સુધારાનું પેહેલું પગથીઊ છે છતાં તે પોતે જેમાં કોઇ નીંદવા ન કરે અગર પોતાને કોઇ જાતનું નુકશાન ન થાય તેવો સુધારો પોતાના ઘરમાં પોતાની જાતે થઇ શકે તેવો છતાં પણ દાખલ કરી શકતા નથી. મેહતાજી તો શું પણ ઉપર કહ્યા તેવા ગ્રાજ્યુએટો અને મોટે હોદ્દે ચઢેલા વગવાળા ગ્રેહસ્થો પણ આવો વગર અડચણનો સુધારો દાખલ કરતા નથી. તો તે સુધારો વગર સુધરેલાઓમાં તો અડધી સદીમાં પણ દાખલ થનાર નથી. (એટલે આ નીબંધ લખાવનાર પોતાની જીંદગીમાં તો આ સુધારો જોઇ શકનાર નથી) વળી સાત વરસની અંદરના બાળકોનાં લગ્ન થએલાં ઉપર કહેલા સુધરેલા પાટીદારોમાંથી સેંકડો દાખલા બતાવું. પણ જો આ સુધરેલો વર્ગ પોતે તે પ્રમાણે ચાલીને કરી બતાવે અને એમાં માનેલું મીથ્યા કુળાભીમાન છોડી દે તો બાળલગ્ન અટકે. જ્યાં સુધી આવી પહેલ સુધરેલો વર્ગ કરી નહીં બતાવે ત્યાં સુધી આ સુધારો થનાર નથી. મેહતાજી દુર્ગારામ મંછારામ કહેતા કે ગમે તેનું ખાવાથી વટાળ નથી. પણ તેમનું ચરીત્ર લખનાર રા૦ સા૦ મહીપતરામે લખ્યું છે કે મેહતાજીએ લખ્યું પણ તેની સાથે તે પ્રમાણે લોકોને કરી બતાવ્યું હોત તો લોકોને તેની વધારે અસર થાત તેમજ સુધરેલો વર્ગ તે પ્રમાણે પહેલ કરી ચાલી બતાવશે નહીં ત્યાં સુધી નીબંધ લખીને કે ભાષણો કરીને બેસી રહે સુધારો દાખલ થવાનો નથી. વળી પોતે તે પ્રમાણે ચાલીને બેસી રહેવું જોઇતું નથી પણ સુધરેલા વર્ગે વગર સુધરેલા વર્ગમાં અસર થવા સારૂ વરસમાં એક બે કે ત્રણ વખત પાટીદારોના સંડાવાળા ગામોમાં ફરતા ફરતી કમીટી ભરવી જોઇએ અને તેમાં તે સબંધી તથા બીજા પણ સુધારા સબંધી ચરચા ચલાવવી જોઇએ. અને કમીટીની આગેવાની કરનારા સુધરેલા

ને ભાવાળા માણસો હોવા જોઇએ અને તેમણે તો અવશ્ય તે પ્રમાણે ચાલવું જોઇએ. તેમણે તો પોતાના ઘરમાં બાળ લગ્ન થવાજ દેવું નહી. જેની અસર બીજાઓને થાય જેથી લોકો જલદી તે સુધારો દાખલ કરશે.

### ૩ જો ઉપાય—સરકાર ધારો કરાવવો.

ઉપરના બે ઉપાય સારા છે પણ તે સેખસલીના તુરંગ જેવા છે. કારણ ઉપર લખેલા ઉપાયો બની શકવા કઠણ છે. ઘણા કાળે બને તો બને તેવા છે. કારણ સામળભટ કહે છે કે પાટીદારોનું "ઊહુંનું ઓસડ નહીં" માટે આ ત્રીજા ઉપાયની ખાસ જરૂર છે. જો સરકાર પાસે હાલના પાટીદારો ઉપર ચાલતો "ઈન્ફન્ટી સાઇડ" આકટ રદ કરાવી બાળ લગ્ન અટકાવવાનો ધારો કરાવે અને તે ધારો ફક્ત દશ વરસ રાખી રદ કરાવે તો લોકો પોતાનાં છોકરાં મોટપણે પરણાવતાં શીખે અને જ્યારે સરકારના દાબથી તે પ્રમાણે કરતાં ટેવાઇ જશે એટલે કાયદો રદ થયા પછી પણ લોકો તે પ્રમાણે કરશે. અને ઇન્ફન્ટી સાઇડના આકટની જે નેમ તે પણ બરાબર સચવાશે. પણ સરકાર ધારાથી સુધરેલા અને બીજા પાટીદારો ઘણા નાખુશ થશે ખરા પણ તે સિવાય એ સુધારો આ નાતમાં દાખલ થવાનો નથી. કારણ પાટીદાર વર્ગ ઉપર કહી ગયા પ્રમાણે એટલો બોહોળો ને હઠીલો છે કે જે વાતનું ઘણું દુઃખ ભોગવતા હોય, અને તે પોતે દુર કરી શકે તેવું હોય તોપણ તે દુઃખ ભોગવ્યા કરે. તેનો દાખલો—જુઓ કે કેટલાક પાટીદારોને પોતાને રહેવાને એક નાનકડું ઘર કે એક વીઘુ જમીન પુરતી ખેડવા ન હોય તોપણ તે જગ્યા છોડી જ્યાં સુખી થવાય તેવે ઠેકાણે પોતાનું કહેવાતું ગામ છોડીને જઇ શકતા નથી. એવા હઠીલા પાટીદારોને માટે શું કાયદાની જરૂર નથી કે? વળી સુધરેલાઓએ પણ આજ સુધીમાં કઇ પણ કરેલું જણાતું નથી. કોણ જાણે તેમનાં કાળજાંમાં કેવી એ કઠોરતા પેસી ગઇ છે કે તે નીકળતીજ નથી. શું તેઓ બાળ લગ્નથી થતાં કજોડાંનાં દુઃખોથી તથા નીરદોશ બાળ રંડાઓનાં દુઃખોથી તથા અજ્ઞાન સાસુઓ વહુને પીયેરથી માટલીઓ તથા જાણસો તથા બીજા પૈસાની આપ લેના વાંધાને લઇને જે ઘાતકીપણું ગુજારે છે તે દુઃખોથી શુ અજાણ્યા છે કે? પોતે જાણ્યા છતાં કઠણ કાળજાં કરી બેસી રહે છે તેનું પાપ નાતમાં વગવાળાને આબરદાર ગ્રહસ્થોને

શીર છે. માટે બીજા ગમે તેટલા ઉપાય કરો પણ જ્યાં સુધી સરકાર ધારો કરાવવામાં નહીં આવે ત્યાં સુધી આપણી નાત સુધરવાની નથી. આ વાત સુધરેલા વર્ગે ખાસ ધ્યાન આપવા જોગ છે. બાકી હઠીલા પાટીદારો નહીં લેખવે તમારા નીબધને કે નહી સાંભળે તમારા ભાષણને પણ ઉલટા તમારી ઠેકડી કરવાના. અને જો સુધરેલા વર્ગને એમજ હોય કે સુધરેલામાં ખપવું ને કરતા હોય તેમ કરવું. તો ભલે જુઓ તમારી બાળાઓનાં દુઃખ, અને તે દુઃખોની તમારા અંતઃકરણમાં લાગણી થતી હોય તો કરાવો સરકાર ધારો અને જો સરકાર ધારો કરાવવામાં આવે તેમાં અમુક ઉમરનો છોકરો થાય ત્યારે તેનાં માબાપ લેખી અરજી કરીને તાલુકાના મામલતદારની મંજુરી માગે અને તેમાં જન્મ તારીખનો ખાત્રી લાયક દાખલો મુકેથી મામલતદાર મંજુરી આપેથીજ લગ્ન કરવું તોજ આ સુધારો દાખલ થાય.

## ૪ થો ઉપાય—લેઉવા પાટીદારોના જે રૂપીઆ સરકારમાં છે તેમાંથી સ્કોલરશીપ કે ઇનામ કાઢવાનો છે.

ઉપરના જે રૂપીઆ સરકારમાં જમાં છે તેમાંથી એવી રીતે ઇનામ તથા સ્કોલરશીપ કાઢવું કે જે પાટીદારનો છોકરો અમુક ઉમરનો થાય, અને તે સાથે ફલાણા ધોરણમાં પાસ થાય બાદ પરણે તે છોકરાને આગળ ફલાણું ધોરણ શીખતા સુધી અમુક રકમનું સ્કોલરશીપ આપવું. પરણવાને ઉમરની હદ ઠરાવવાની સાથે કેળવણીના ધોરણની પણ જરૂર છે. કારણ કે કેટલાક પાટીદારોને કન્યા નહીં મળવાથી મોટી ઉમરના થાય છે, તો તેઓ આ ધોરણમાં પાસ થાય તેનો લાભ તેમને મળે કારણ આ ઠરાવ સમગ્ર પાટીદાર કોમને માટે છે. તેથી કેળવણીનું ધોરણ દાખલ કરવાની જરૂર છે. અગર સ્કોલરશીપ ન દાખલ કરવું હોય તો ઉપર બતાવ્યા પ્રમાણે છોકરો અમુક ઉમરનો થાય ને અમુક ધોરણમાં પાસ થાય બાદ પરણે તો તેને આટલી રકમનું ઇનામ આપવું, અને તે ઇનામ રોકડા રૂપીઆનું નહીં, પણ જ્યારે ઉપરનો છોકરો પરણે ત્યારે અમુક જણસ કે લુગડાં વીગેરેનું આપવું. આવી રીતે ઇનામ મળવાની લાલચમાં માનીલા પાટીદાર લોભાશે; કારણ પાટીદારો માનના ઘણા ભુખ્યાં છે, તેમાં વળી સરકારમાંથી આવું ઇનામ મળશે એટલે પટેલ ફુલાશે એટલુંજ નહીં પણ છોકરાને ઉત્તેજન મળશે તેથી ભણશે પણ સારો. આ-

ચો ભણેલો ને હાંસીઆર છોકરો મોટો ઉમરનો હશે તેથી કુળવાન ગ્રહસ્થને પોતાની કન્યા દેવાને હરકત આવશે નહીં, શાથી કે ઉપર પ્રમાણેનો છોકરો ગરીબ હશે તોપણ કુળવાન કુટબનો હોય તો તેને કન્યા દેવાને કુળવાન ગ્રહસ્થ અચકાશે નહીં અને વળી જોડું સુખી થશે. વળી આવાં ઇનામ કોઈ છોકરાને મળશે તેથી તેની દેખાદેખી બીજા છોકરાના માબાપનુ મન લોભાશે અને છોકરાનું મન પણ લોભાશે અને છોકરો ભણવાના ઉમગી થશે.

—:o:—

## ધર્મની આવશ્યકતા.

(સાંધણ પૃષ્ટ ૯)

आहार निद्रा भय मैथुनंच सामान्य मेतत्पशु भिर्नराणाम् ।
धर्मोहि तेषामधिको विशेषो धर्मेहिना: पशुभिः समाना: ॥

આહાર, નિદ્રા, ભય અને મૈથુન એ ચાર માણસ અને પશુ સર્વમાં સમાન છે. પણ માણસનું મનુષ્યત્વ બતાવવાને ફક્ત એક ધર્મજ વિશેષ છે. મતલબ કે ધર્મ વગરનું માણસ તે મનુષ્યની ગણતરીમાં નથી.

સેવ્ય સેવક ધર્મ, રાજા પ્રજાનો ધર્મ, ગુરૂ શિષ્યનો ધર્મ, અને મનુષ્ય માત્ર પ્રત્યેનો ધર્મ એમ ધર્મ એટલે ફરજ ઘણા પ્રકારની છે. પણ હું જે કહેવા માગુંછું તે મનુષ્યના ઇશ્વર પ્રત્યેના ધર્મ સબધી છે. એ ધર્મ વડે ચાલવાથી અંતઃકરણ શુદ્ધ–નિર્મળ થઇ માણસ સુનીતિને રસ્તે ચડે છે; દુનિયામાં સદ્વૃત્તિથી રહે છે, સારા નરસાનો વિચાર કરી શકે છે, પાપબુદ્ધિ નાશ પામે છે, અને મન સદા સર્વદા શાંત, સતોષી, તથા આનંદયુક્ત રહે છે. બીજા જીવને દુઃખ દેવામાં, અનેક પ્રકારની અડચણો કરવામાં, તથા પાપાચરણમાં પ્રવૃત્ત થતું નથી. આવો જે જરૂરનો ધર્મ તેના સબંધી, ઘણા માણસો જન્મે છે ત્યારથી મરતા સુધી, વિચારજ કરતા નથી. અને કેટલાક એમ ધારે છે કે એ સબંધી વિચાર કરવાને હાલ આપણે લાયક થયા નથી. દુનિયાના કામથી પરવાર્યા પછી ઘડપણમાં એ વિચાર નિરાંતે કરીશું પરંતુ ग्रहीत इव केशेषु मृत्युना धर्ममा चरेत् એ વિચાર તેમણે ભૂલવો જોઇતો નથી. મનુષ્ય દેહ ક્ષણભગુર છે. પાણીના

પરપોટાને ફૂટતાં વાર લાગતી નથી તેમ, આ શરીર પણ કયારે પડશે તેની ખબર પડતી નથી કદાપિ તેમના ધારવા પ્રમાણે ઘડપણ આવતા પહેલાંજ કરાળ કાળ તેના અમુલ્ય જીવને ઝડપી લેશે તો તેમની ધારેલી ઈચ્છા મનમાંને મનમાંજ રહી જશે. અને એમ થવાથી મનુષ્ય દેહે તેને જે કર્તવ્યો કરવાનાં છે, તે નહીં થયાથી વિશ્વના પવિત્ર ન્યાયાધિશને જવાબ દેતાં તેની શી દશા થશે. તેજ વિચારી લ્યો. હવે જ્યારે આમ છે ત્યારે એ મહત્કાર્યને આગળ ઉપર મુલત્વી નહીં રાખતાં હાલજ તે કામમાં પ્રવૃત્ત થવું જરૂરનું છે.

હું ખરૂં કહુંછું કે—શુદ્ધ અંતઃકરણવાળા, ને આસ્તિક માણસનુ દરેક કાર્ય ઈશ્વર પાર પાડે છે; તેમ ધારણ કરેલા ધંધામાં તેને યશ પ્રાપ્તિ થાય છે; અને મનુષ્ય માત્રની ઈચ્છા પણ તેવું ફળ મેળવવાનીજ હોય છે. માટે તે ફળીભૂત થવાને ઈશ્વરનું આરાધન કરો. બીજે સદ્દગુરૂ શોધો અને તે મળતા સુધી તમારા અંતઃકરણને ગુરૂ ગણી તેની આજ્ઞા અનુસાર વર્તો.

આપણામાં કહેવત છે કે—"દેખ દેખે ને શિખ શિખે" મતલબ કે આપણે જેવું વર્તન રાખતા હોઇશું, જેવા કર્તવ્ય કર્મ કરતા હોઇશું તેવાંજ આપણાં તનુજેમાં, અનાયાસે પ્રાપ્ત થશે. તેમને આપણે શિખવવાનો પ્રયત્ન કરવાની જરૂર રહેશે નહીં. હમેશ તેઓ આપણા પ્રસંગમાં—સોબતમાં રહેવાનાં હોવાથી તે આપણા જેવાંજ થશે. માટે તેમનું તથા આપણું ભલુ ઇચ્છવું હોય તો આપણે પોતે તેવા થાઓ. ઈશ્વરે અર્પણ કરેલા વખતમાંથી થોડો વખત, પણ નિયમિત રીતે, તેના ગુણ ગાવામાં, ભક્તિ કરવામાં ગાળો; અને દરેક માબાપ પોતાનાં બાળ બચ્ચાંને એવી વખતે પોતાની પાસે બેસાડી તેમ કરવામાં સામેલ કરો. એટલે તેઓ ટેવાઇ જઇ મોટી ઉમરે પણ જગત્કર્ત્તાના સ્મરણ, ભજન, કીર્તનથી વિમુખ રહેશે નહિ.

છોકરાંના સદ્દગુણ દુર્ગુણનું બંધારણ બે બાબત ઉપર આધાર રાખે છે. પ્રથમ તેનાં માબાપ, અને પછીથી મહેતાજી અથવા શિક્ષકનો સબંધ એમને વિશેષ થાય છે. નાની ઉમરનાં બાળકો શાળામાં અભ્યાસ કરવા જાય છે. ત્યારે તેમનાં માબાપ કરતાં પણ શિક્ષકની આજ્ઞાને વિશેષ આધીન થાય છે. શિક્ષકના દરેક શબ્દની છાપ તેમના અંતઃકરણમાં પડે છે. એ બાળકોમાં તે વખતે ખરા ખોટાની તુલના કરવાની શક્તિ સંપૂર્ણ આવે

હોતી નથી. માટે શિક્ષક જે કહે તે ખરૂ માની તે પ્રમાણે આચરણ કરતાં શીખે છે. મતલબ કે ઉછરતી પ્રજાની ઉન્નતિ તથા નીતિનો વિશેષ આધાર શિક્ષક ઉપર રહે છે. માટે દરેક માબાપે પોતાનાં બાળકોનું ભલું ઇચ્છી સદ્‌ગુણી અને લાયક શિક્ષકના હાથમાં બાળકની જીંદગીરૂપી નૌકા સોંપવી કે જેથી સંસારના તોફાની સમુદ્રમાં, વાવાઝોડાની અસહ્ય અડચણ આવી પડે, તે વખતે પણ પ્રયત્ન કરી તેમાં ડૂબતાં બચાવ કરવાનું શીખવે.

હાલમાં નિશાળોની અંદર નીતિનું શિક્ષણ આપવા માટે વિદ્વાનોનાં અંતઃકરણ આકર્ષાયાં છે. અને સરકાર પણ એ કેળવણીને ઉત્તેજન આપવા ખાસ કાળજી ધરાવે છે. ઠરાવો પાસ કરે છે. પણ તેનો અમલ કરવાનું કામ શિક્ષકોનું છે. વિદ્યાર્થીઓને ગમે તેટલાં નીતિનાં પુસ્તકો વંચાવવામાં કે ગોખાવવામાં આવે, અને તેથી તેઓ પરીક્ષામાં પાસ થાય. તોપણ જ્યાં સુધી શિક્ષક યોગ્ય ન હોય, તેની નીતિ સારી ન હોય, અને ખાસ કાળજીથી–ઉમંગથી પોતાની ફરજ સમજીને શિક્ષણ આપતો ન હોય ત્યાં સુધી વિદ્યાર્થીની નીતિ સુધરેલી જોવાની ઇચ્છા રાખવી એ વ્યર્થ છે. માટે શિક્ષકો પ્રથમ નીતિવાળા, આસ્તિક અને સમાનભાવવાળા હોય તો ઉછરતી પ્રજા પણ તેમને રસ્તે રસ્તે ચાલશે. જે માબાપ પોતાનાં બાળકોને અને શિક્ષક પોતાના શિષ્યોને નીતિવાન કરવા માટે ઇચ્છતા હોય તેમણે ઈશ્વરની આસ્તિકતાના બીજનું પ્રથમથીજ બાળકોના અંતઃકરણમાં આરોપણ કરવુ. અને જેમ જેમ ઉમરે મોટા થતા જાય તેમ તેમ ઈશ્વરી લીલા, સમાનતા, વાત્સલ્ય, ન્યાયિપણું, પવિત્રતા, અને આપણા પર કરેલા ઉપકારોના બોધરૂપી જલનું સિંચન કરતા રહેવાથી નીતિરૂપી ઝાડ નવ પલ્લવ થશે. એટલે બાળકો મનુષ્ય માત્રને પોતાના ભાઇ તરીકે ગણશે, તેમના સુખ દુઃખમાં ભાગીઆ થશે; અને લુચ્ચાઇ; દોંગાઇ વગેરે અવગુણો દબાઇ જશે.

કહેવાં કરતાં કરી બતાવવું એ વધારે અસરકારક છે, માટે મારા પાટીદાર ભાઇઓને હું નમ્ર વિનંતિ કરૂં છું કે–જો આપણી નાતમાં સમાન ભાવના ઉત્પન્ન કરવી હોય, જ્ઞાતિ ભાઇઓની ઉન્નતિ કરવી હોય, દરેક વાતે સુખી થવાની ચાહના હોય; અરસ પરસ પ્રીતિની વૃદ્ધિ કરવી હોય, અને મનુષ્ય દેહે આ લોક તથા પરલોકની સુખસંપત્તિ એકઠી કરી

જીવિત સફળ કરવું હોય તો પોતે નિત્યકર્મ, ઈશ્વર સ્તવન, અને પ્રાર્થના કરી પોતાનાં બાળ બચ્ચાંને તેમ કરતાં શીખવો તથા શિખવવાનો ધંધો કરનાર શિક્ષકો પણ દરરોજ નિશાળનું કામ શરૂ કરતી વખતે ઈશ્વરના અસ્તિત્વનો બોધ કુમળા અંતઃકરણમાં બાળકોને આપો. જેથી ઈશ્વર પ્રસન્ન થઇ તમને તમારા ધંધામાં યશ આપશે. અને બાળ વિદ્યાર્થીઓ મોટી ઉમરે સુખી થઇ તમને આશિષ આપશે.

---:o:---

## જ્ઞાતિ સમાજો અને તે ઉપરથી આપણે લેવો જોઇતો સદુપદેશ.

એ તો સર્વને વિદિતજ છે કે આ અવનીમાં અવતરી દરેક મનુષ્યે પોતાનું કર્તવ્ય ભૂલવું ન જોઇએ. આ કર્તવ્યમાંનું પહેલું પગથિયું "હિત" છે. એવો કોણ વીર નીકળશે કે જે "આત્મહિત"ની ઇચ્છા નહી રાખે ?! સાધારણ કહેવત પણ છે કે દુનિઆ સ્વાર્થિલી છે; સર્વને સ્વાર્થ વળગેલો છે; વિના સ્વાર્થ કોઇ કોઇનું કાર્ય કરતું નથી; અને તે ઉપરથી કહેવું પડે છે કે—

**શાર્દૂલ વિક્રીડિત વૃત.**

વિના સ્વારથ કોઇ આ જગતમાં, ગાશે યશો ના કદા,
વિના સ્વારથ કોઇ ના અનુચરો, રે'શે થઇને સદા;
વિના સ્વારથ કોઇ ના મફતમાં, કાર્યો કરે આપણાં,
વિના સ્વારથ કોઇ ના કંઇ અરે! દોસ્તો બની રે' ખરા.

જ્યારે આમ છે ત્યારે આપણે પણ દુનિઆના નિયમથીજ વર્તવું જોઇએ. અને તે પ્રમાણે વર્તવામાં ન આવે, તો કોઇ આપણને બેવકૂફ નહી બનાવે ?! આપણે પણ આપણો સ્વાર્થ સાધવા તરફ વિચાર કરવો જોઇએ. દરેક મનુષ્યને આત્મ સ્વાર્થ સાધવા અન્યનું ભલું સચ્છવું પડે છે. તદનુસાર આપણે પણ આપણો સ્વાર્થ સાધવા અન્યનું ભલું ઇચ્છવું જોઇશે. કારણ કે; અમૂક શખ્સને કોઇ મોટા રાજ્યમાં શ્રેષ્ઠ પદ્દીની જગ્યા સુપ્રિત કરવામાં આવી. હવે આ શખ્સને પોતાનો સ્વાર્થ (આ સ્થળે પગાર) સાધવા સારૂં તે રાજ્યનું ભલું ઇચ્છવા તત્પર રહેવું પડશે. વળી આપણે તે પુરૂષમાંથી આપણો સ્વાર્થ સાધવા તેનું

ભલું ઇચ્છવું પડશે; અને આપણી પાસેથી બીજાને પોતાનો સ્વાર્થ સાધવા આપણું ભલું ઇચ્છવું જોઇશે.

આ ઉદાહરણ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે, સર્વ કોઇને આત્મ સ્વાર્થ સાધવા અન્યનું ભલું ઇચ્છવું જોઇએ, તેવી રીતે આપણે આપણું ભલું ઇચ્છવા તેમજ સ્વાર્થ સાધવા આપણી જ્ઞાતિનું ભલું ઇચ્છવું જોશે. કારણ કે તેની સાથે આપણે સર્વદા જોડાએલા છઇએ.

જ્ઞાતિહિતચિંતનને માટે પ્રથમ આપણે આપણી દેખીતી ભૂલો સુધારવી જોઇએ અને પછી જ્ઞાતિની થતી ભૂલો તેના આગેવાનો યાતો વિદ્દ્વર્ગ સમીપ જાહેર કરવી, અને બહુમતે ઠરાવ કરી ભૂલ સુધારી સુધારો દાખલ કરવો; આમ થશે ત્યારે સુધારો થઇ શકશે. આથી અમારૂં કહેવું એમ નથી કે આપણા બાપદાદાએ કરેલ રીવાજો ખોટા છે, તેમાં ભૂલ કાઢવી, સર્વ નવાજ દાખલ કરવા, અને ટુંકમાં પ્રાચીન કાળથી થતું આવતું સર્વ ખોટું છે અને નવીનજ સત્ય છે. પરંતુ અમારૂં કહેવું તો એટલુંજ છે કે સમયાનુસાર બનતો સુધારો થવા જરૂર છે, અને હાલમાં જે અનિષ્ટ રીવાજો પગ પેસારો કરી રહ્યા છે; તેમાં બનતો સુધારો કરવો. આ અનિષ્ટ રીવાજો પ્રાચીનકાળમાં નહોતા, પણ જેને જેમ ફાવ્યું તેમ નવા પ્રબંધો બાંધતા ગયા અને તેથીજ કન્યાવિક્રય, બાળલગ્ન, અને ફૂળમોટમ વિગેરે વિગેરે અનિષ્ટ રીવાજો દાખલ થયા, જેનો નાશ થવો જરૂરનો છે.

આપણે સુધારો કરતા પહેલા નીચેની બાબત ઉપર લક્ષ આપવું જરૂરનું ગણાશે.

પ્રથમ આપણે તપાસવું જોઇએ કે, આપણી જ્ઞાતિમાં કયે કયે સ્થળે કેવા કેવા રીવાજો પ્રાધાન્ય છે? તેમાં કેટલા અનિષ્ટ છે? અને કેટલા માનનીય છે? ત્યાર બાદ તે અવલોકી તેમાં યોગ્ય સુધારો કરવા મહેનત કરવી. આમ થવાથી આપણામાં જોઇતો સુધારો થશે.

આ પ્રમાણે પોતાની જ્ઞાતિના રીવાજો તપાસવા, તેમાં ફેરફાર કરવા, તેમજ તે ઉપર વિચાર કરવા, આપણે ઉપર કહી ગયા તે પ્રમાણે અમૂક અમૂક જ્ઞાતિ એકત્ર થઇ વિચાર કરે છે, અને પ્રબંધો બાંધી અમલમાં લાવે છે. કારણ કે, તેઓ પોતિકો સ્વાર્થ સમજ્યા છે. પરંતુ આપણે હજુ તે બાબતથી ઘણાજ અજ્ઞાત છઇએ તોપણ રફતે રફતે અન્ય જ્ઞાતિમાં

થતી દિલગીરી અવલોકી, આપણામાંના કેટલાક પોતાનું હિત સમજતા હોય એમ દૃશ્ય થાય છે.

આ બાબતમાં એટલે આપણું હિત ઇચ્છવામે વાસ્તે આપણે પણ આપણી દરેક સ્થળની જ્ઞાતિના અગ્રણીઓ, તેમજ વિદ્વદ્વર્ગને અમૂક સ્થળે એકત્ર કરી જ્ઞાતિ રીવાજ સબંધે વિચાર કરવા જરૂર છે. આ એકત્ર થએલ સમૂહને ગમે તો "કોંગ્રેસ," ગમે તો "કોનફરન્સ" ગમે તો "જ્ઞાતિસમાજ"નું નામ આપો, પણ એ સઘનો અર્થ એકજ થવાનો.

જ્ઞાતિસમાજ એકત્ર થવાથી દરેક જ્ઞાતિના અગ્રણીઓ, તેમજ વિદ્વાનો એકજ સ્થળે એકત્ર થશે, અને સમાજની અંદર આગમન કરનાર દરેક પુરૂષ પોતાના ગામની સ્વજ્ઞાતિના રીત રીવાજો જાહેર કરી શકશે, આથી દરેક સ્થળના સ્વજ્ઞાતિ રીવાજોની જાણ થશે, અને તેથી તેમાં કયા કયા રીવાજો અનિષ્ટ છે? અને કયા કયા રીવાજો માનનીય છે? તેનો પૂર્ણ વિચાર થશે. ફાયદાકારક અને માનનીય રીવાજો ઉપર પૂરતું લક્ષ આપી, તે અમલમાં લાવવા કોશિશ થશે. આમ સર્વાનુમતે મંજુર થયેલ ધારા સવ સ્થળે પ્રસરી અમલમાં આવશે, અને સુખરૂપ સુધારો થશે.

વળી એ તો સ્પષ્ટ છે કે કોઇ પણ મનુષ્ય પોતાની ભૂલ પોતે જાણી શકતું નથી, પણ તે તો કેવળ અન્યજ જાણી શકે છે, અને જ્યારે તે તેને બતાવે છે, ત્યારે તે જાણી શકે છે, કે મારામાં અમૂક ભૂલ છે. આ સ્થળે આપણી કહેવાતી આવેલી "ખાખરાની ખીસખોલીને આંબાની શી ખબર!" એ ગુજરાતી કહેવત સિદ્ધ થાય છે. માટે આપણામાંના સર્વેએ પોતપોતની ભૂલ જાણવા, તેમજ સુધારવા એકત્ર થવું જોઇએ. તેમજ જ્ઞાતિ રીવાજો અવલોકી તેમાં જોઇતો સુધારો કરવા તત્પર થવું જોઇએ, આ સુધારો અમલમાં લાવવા, અને તત્સબંધી વિચાર કરવા, એકજ સ્થળે સંખ્યાબંધ જ્ઞાતિબંધુઓ એકત્ર થઇ અમૂક રીવાજ યા ધારામાં ફેરફાર કરવો; અને આ થએલ ફેરફાર સર્વ સ્થળે જાહેર કરી તે અમલમાં લાવવા બનતી કોશિશ કરવી. આમ વર્તવાથી સુખરૂપ અને આવશકયનો સુધારો અલ્પ સમયમાં, અને અલ્પ પ્રયાસે થશે. એમ કહેવું અતિશયોક્તિ નહીં કહેવાય. કારણ કે મુંડે મુંડે મતિ ર્ભિન્ના, કપાળે કપાળે જૂદી મત. આમ એકત્ર થવાથી ભિન્ન ભિન્ન નૂતન વિચારો જન્મ પામશે, અને તેથી આપણે આપણી ધારણામાં ફળીભૂત થશું. આ વિષય સબંધી વિ-

શેષ વિવેચન આપવું અનુચિત ધારી અમે અમારા વાચકવૃંદને આ માસિક પુસ્તકના ગત વર્ષના અંકોમાં આવેલા તેમજ તેને લગતા વિષયો વાંચવા ખાસ ભલામણ કરીએ છીએ. વળી આવું મહત્ કાર્ય આરંભવા તેમજ તે માથે લેવાનુ સાહસ આ માસિકના અધિપતિ રા. રા. **ભુલાભાઈ પ્રયાગજીભાઇએ** કરેલું છે, અને તે પરિપૂર્ણ કરવાને તે તન, મન અને ધનથી મહેનત કર્યા કરે છે. અમે આશા રાખીએ છીએ કે જ્યારે રા. ભુલાભાઇએ આવું મહત્ કાર્ય આરંભેલું છે તો, તેને પૂરતી મદદ જ્ઞાતિ બંધુ આપવા પછાત રહેશે નહીં. આ કાર્ય દરેક જ્ઞાતિ બંધુના હિતનુંજ છે એમ અમે ઉપર કહી ગએલા છીએ. એવો કોણ નીકળનાર છે કે જે **આત્મસ્વાર્થ** નહીં ઇચ્છે? માટે આશા છે કે દરેક ઉત્સાહી ગ્રહસ્થ આ બાબતની સંમતિ, રા. ભુલાભાઇને લખી જણાવશે; તેમજ તત્સંબધી કોઇ પણ જાતનો ખુલાસો જોઇતો હોય તો તેમને રૂબરૂ અગર તો પત્રદ્વારાએ મંગાવી લેવો.

છેવટમાં એટલુંજ કહીએ છીએ કે આ કાર્ય પરમ કૃપાળુ પરમેશ્વર ફળીભૂત કરે.

---:o:---

## ભણેલાં.

| પુરૂષ. | (સને ૧૮૯૧માં) | સ્ત્રી. | |
|---|---|---|---|
| કુલ | ૨૮૪૯૩૭ | કુલ | ૨૬૬૪૩૩ |
| વિદ્યાર્થી | ૧૧૩૭૧ | વિદ્યાર્થી | ૫૧૩ |
| ભણેલા | ૨૮૬૧૯ ગુજરાતી.<br>૧૭૩ અંગ્રેજી. | ભણેલી | ૪૭૩ ગુજરાતી.<br>૩ અંગ્રેજી. |
| અભણ | ૨૪૮૭૭૪ | અભણ | ૨૬૫૪૪૭ |

ઉપરના આંકડા પરથી સ્પષ્ટ માલમ પડે છે કે (૧) ૧૦૦ પુરૂષે ૮૬ અભણ પુરૂષો છે ને એક હજાર સ્ત્રીમાં ૪ સ્ત્રીઓ ભણેલી છે; (૨) અંગ્રેજી અભ્યાસ કરતા વિદ્યાર્થિઓની સંખ્યા બાદ કરીએ તો ફકત ૧૭૩ પુરૂષોજ અંગ્રેજી જાણે છે; ને ફકત એકજ સ્ત્રી અંગ્રેજી જાણે છે, પણ તે અંગ્રેજીનું કેટલું જ્ઞાન ધરાવે છે તથા તે કોણ છે તે જણાયું નથી; (૩) કેળવણીની બાબતમાં આપણી જ્ઞાતિ ઘણી પાછળ છે; (૪) સ્ત્રી ક-

ળવણીની બીલકુલ અછત હોવાથી આપણા લોકનો ગ્રહસ્થાશ્રમ ખામી-વાળો હોય એમ અનુમાન થાય છે. (૫) આપણી જ્ઞાતિમાં કેળવણીનો બહોળો ફેલાવો કરવાના ઉપાયો જલદી લેવાની ઘણીજ જરૂર છે ઇત્યાદી. આશા છે કે આ વિષયપર લંબાણથી વિવેચન કરવામાં આવશે તથા કેળવણીનો બહોળો ફેલાવો કરવાના ઉપાયો જલદીથી અમલમાં મૂકાશે

—:o:—

## જ્ઞાતિ અને જ્ઞાતિપુત્ર.

(મળેલું.)

**જ્ઞાતિપુત્ર**—માતા! મારી પવિત્ર જ્ઞાતિમાતા! આજ તારી મુખમુદ્રા આમ મ્લાન કેમ દિસે છે? તું આજ કોઇ ઉંડા વિચારમાં પડેલી હોય એમ મને જણાય છે. આજ તારા અંતઃકરણમાં કોઇ મોટી ચિંતાએ જન્મ લીધો હોય એવું અનુમાન થાય છે. મારૂં આ અનુમાન તને દુઃખકારક હોવાને લીધે તે ખોટું પડે તો ઘણું સારૂં, એમ મારા મનમાં થયા કરે છે. મારૂં મન આ વખત તારી આકૃતિ જોઇ અનેક તર્કવિતર્કોના વમળમાં ગોથાં ખાવા લાગ્યું છે, તેને પૂર્વ સ્થિતિપર લાવી સ્થિર કરવાને માટે હું ઘણો યત્ન કરૂં છું, પણ મારો યત્ન તદ્દન નિષ્ફળજ નિવડે છે, માટે હવે કહી દે કે તું આમ ઉદાસ કેમ બનેલી છે? કેમ કહેતી નથી? આમ ઉંડા અને ઉના નિસાસા મૂકી બહાર આવતાં વચનોને અધવચથી પાછાં વાળી અંદર દબાવી રાખ નહિ, બોલ, માતા તું શું કહે છે?

**જ્ઞાતિ**—પુત્ર! તારા જિજ્ઞાસુ અંતઃકરણને શિખામણ આપી મારૂં દુઃખ સાંભળવાની ઉત્કંઠાથી તેને દૂર કર. એ ઉત્કંઠા પૂરી કરવામાં માલ નથી. તારા કોમળ અતઃકરણને મારા કઠિણ દુઃખનું શ્રવણ જગરો આચકો મારી સુખની સીમાથી ભ્રષ્ટ કરી દુઃખના દરિયામાં ડુબાવી દે તેવું છે. અને એટલું છતાં પણ મારૂં દુઃખ તો મને અનિવાર્યજ જણાય છે. અનેક પ્રસંગના સંયોગોએ પણ મને તેની અનિવાર્યતાજ જણાવેલી છે.

**જ્ઞાતિપુત્ર**—માતા! તારા આ શબ્દો ઝેરીફળવાળાં તીક્ષ્ણ બાણોની પેઠે મારૂં હૃદય ચીરી તેમાં અસહ્ય વેદના ઉત્પન્ન કરે છે. શું તારૂં દુઃખ અનિવાર્યજ છે! હું ધારૂં છું કે તું આ તારી ગભરાટવાળી દશામાં

બેસે છે. ગભરાએલો મનુષ્ય પોતાની ચારે બાજુ દુઃખના ડુંગરોને ખડા થયેલા દેખે છે, અભેદ્ય અંધકારને અનુભવે છે અને માનસિક ચિંતારૂપ જબરા ઘટ્ટયંત્રની તળે પીસાયા કરે છે. તેને સુખનાં સાધનો પણ પ્રથમ શંકા ઉપજાવનાર થાય છે. તું આટલી બધી ગભરાયેલી છે તેથી તારૂં દુઃખ ઘણું મોટું અને કમકમાટ ઉપજાવનાર હોય એમ જણાય છે. પણ તેથી તે અનિવાર્યજ છે એવા નિશ્ચયપર દોડતાં મારૂં મન પાછું હઠે છે. તું જેવી ઘણા પુત્રોવાળી માતા જ્યારે આવી અસહ્ય વિટંબણા હમેશાં ભોગવ્યાજ કરશે, ત્યારે પછી પુત્રહીન થયેલી માતા કરતાં પુત્રવાળી માતામાં તફાવત શું સમજવો! તારી આવી સ્થિતિ હોવાને લીધે મારૂં તથા મારા બંધુઓનું શ્રેય મોટા સંશયમાં આવી પડેલું છે એમ હું સમજું છું. જેઓનાં માવતર વિપત્તિ ભોગવે છે તેઓનુ કલ્યાણ નાશ પામી જાય છે, તેમની કીર્તિ રસાતળમાં ડુબી જાય છે, તેમના ગુણ ઝાંખા પડી જાય છે અને તેમની લોકપ્રિયતા લોપાઇ જાય છે. તું અમારા અસંખ્ય પૂર્વજોની માતા હોવાથી અમારી જન્મદાત્રી માતાઓ કરતાં પણ અધિક માનવા યોગ્ય છે. અમારી તે માતાઓને લેશમાત્ર પણ દુઃખી દેખતાં અમોને મોટું પાપ લાગે છે અને તેના કરતાં પણ તને લેશમાત્ર દુઃખી દેખતાં અમોને હજારગણું વધારે પાપ લાગે છે. તુ મને પોતાનું દુઃખ કહેવામાં આનાકાની કરે છે પણ તે આનાકાની મને દોષિત કરવાનુ મૂળ થઇ પડે છે. કદાચ તારા દુઃખનું શ્રવણ મારાપર અગ્નિકણોનો વરસાદ વરસાવશે, મને દુઃખના તોફાની દરિયામાં ડુબાવવાનો જુલમ કરશે તથા મારા હૃદયને ચીરી નાખશે, તોપણ તે સાંભળ્યા વગર બેસી રહેવું એ મારાથી બની શકે તેવું નથી. તારા દુઃખનું શ્રવણ થતાં મને દુઃખ ઉપજવાની જે તારા મનમાં શંકા છે તે શંકાએ પોતાનો પંજો પ્રથમથીજ મારા મનપર લગાવી દીધો છે. તારી મુખમુદ્રા જોઇનેજ મારો અંતરાત્મા પીડાની પરાકાષ્ટાએ પહોંચી ચુકયો છે. વાસ્તે હવે તારા બોલવાથી મને વિશેષ દુઃખ થશે એવી શંકા તું છોડી દે અને તારા દુઃખનો હેવાલ મને કહી સંભળાવ.

**જ્ઞાતિ**—મારા વહાલા પુત્ર! તારા અત્યાગ્રહથી મારે આ ઉંડી આપત્તિના શબ્દો ઉચ્ચારવા પડે છે. જે રાત્રિ એક વખત પુર્ણિમાની ચંદ્રિકાથી શ્વેત દેદિપ્યમાન હોય છે તેજ રાત્રિ તે પછીના વખતમાં અમાવા-

સ્થાના અંધકારથી ગ્રસ્ત થઇ સ્યામ ; નિસ્તેજ બને છે. સુખની સપાટ ભૂમિપર વખત જતાં દુઃખના ડુંગરો દેખવામાં આવે છે અને લીલી ફુલવાડી કાળના કબજામાં આવી બળેલ વન જેવી ઉજડ અને ભયંકર બને છે. હું કે જેને તું આજ આ બેહાલ દશામાં બ્હાવરી બની ગયેલી જુએ છે. તેની દૃષ્ટિસીમાપરથી એક એવો સમય પણ પસાર થયો છે કે જેમાં ઉત્તમ આનંદના ઓઘ અવિચ્છિન્ન અવસ્થાનો અનુભવ કરતા હતા, સદ્ગુણોનું સામ્રાજ્ય વર્ત્તી રહ્યું હતું, દરેક કુટુંબમાં સંપ સિવાય બીજું નજરે આવતું ન હતું; પાયમાલ કરનાર અવીચારી ખર્ચ દાખલ થવા પામતાં નહીં, ધર્મનું ધામ તમામ સ્થળે પોતાનો ઉજ્વળ પ્રકાશ ફેલાવવામાં ફતેહમંદ નિવડયું હતું. અને નીતિના દરેક અવયવ મજબુત અને જોઇએ તેવા પુષ્ટ તેમજ પૂર્ણ સત્વવાળા હતા. મારા સુખનો આધાર એઓની ઉપર હતો. મારી ઉત્તમ કીર્ત્તિનાં ખરાં સાધનો તેજ હતાં. આજ એ સઘળાં સાધનો કાળના કુટિલ પ્રભાવથી અને મારા પોતાના દુર્દૈવયોગથી મને છોડી જતાં રહ્યાં અને પોતાની સાથે મારી ઉત્તમતાને પણ તેઓ ઘસડતાં ગયાં છે. અપૂર્ણ.

—:o:—

## દુધાળાં જાનવરોની માવજત.

(લખનાર રા. ન૦ દે૦)

મારા હોદ્દાની રૂએ મને ઘણી વખતે દુધાળાં જાનવરોના ધણીઓ તરફથી તેઓની માવજત વીગેરે વીશે પુછપરછ કરવામાં આવે છે, તેથી તેઓની જાણને માટે નીચલી વીગતો ઉપયોગી ધારી હું રજુ કરવા માગું છું.

દુધાળાં જાનવરો માણસની માફક જણતી વખતે ઘણાં નાજુક હાલતમાં હોય છે, તેથી તેઓને માટે એવે વખતે સારો અનુસરતો ખોરાક તથા એવી બીજી સુખની બાબતો આગમજથી તૈયાર કરી રાખવી એ અવશ્યનું છે. એક ગાય અથવા ભેંસ જો ઠંડીના અથવા વરસાદના દીવસોમાં બચ્ચાને જન્મ આપે, તો તેને ઠંડી તથા વરસાદ લાગે નહીં એવા ઉપાયો લેવા જોઇએ, અને જો ગરમીના દીવસોમાં માર્ચ, એપ્રીલ અથવા મે મહીનામાં બચ્ચાંનો જન્મ આપે, તો એક છાયાવાળી ઠંડી જગામાં

તેઓને રાખવાની ગોઠવણ કરવી અને જણ્યા પછી બે ત્રણ દીવસ સુધી ચરવાને માટે બાહેર તાપમાં જવા દેવી નહીં. જ્યારે એક ગાય અથવા ભેંસ દુધ આપતી ના હોય, ત્યારે તેને સારી તંદરોસ્ત (thriving) હાલતમાં રાખવી, પણ તેને ઘણી માતબર (high condition) હાલતમાં જવા દેવી નહીં. આપણે એટલું યાદ રાખવું જોઇએ કે, જ્યારે એક જાનવર જણુવાની તૈયારી ઉપર હોય, ત્યારે તેને સારી હાલતમાં રાખિયે નહીં તો આપણુને પછી સારૂ ભરપટ્ટે દુધ મળવાની આશા રહે નહીં. ખસુસ કરીને એ બાબત ભેંસને ઘણી લાગુ પડે છે, માટે જણુવાની આશરે દોઢ મહીના આગમજથી એક ભેંસને સારો પુષ્ટીકારક (concentrated) ખોરાક આપવો, જેવો કે અળસીનો અથવા તલનો ખોળ આશરે ૪ થી ૬ શેર એકલો અથવા તેટલાજ ભુસા* સાથે મેળવીને આપવો; અને જણુવાની આશરે ૧૫ દીવસ આગમજ એજ ખોરાક વધારીને આશરે ૮ શેર સુધી કરવો. એ ઉપલા ખોરાકનો ૨/૩ ભાગ એક ગાયને માટે બસ છે. આ ખોળ તથા ભુસાનો એવો ગુણ છે કે તે ગર્ભવંત જાનવરનો ઝાડો પાતળો કરે છે, જેથી જણુતી વખતે તે ઘણું કષ્ટાતુ નથી. જણ્યા પછી એક અઠવાડયા સુધી કપાસીયા, ખોળ અથવા ચુનુ આપવું નહીં, પણ આ નીચે લખેલો ખોરાક એક તરતની વીઆયલી ભેંસને માટે ઘણો સારો છેઃ—૮ થી ૧૨) રતલ સુકુ ઘાસ, ૧૫ રતલ લીલું ઘાસ, પાંચ શેર બાજરી, પાંચ શેર ભુસુ અને થોડું નીમક. બાજરીને પાણીમાં બરાબર ઉકાળી તેમાં ઠંડું ભુસુ તથા નીમક ભેળીને આપવું. ગરમ ગરમ બાજરી તથા ભુસુ અથવા ચોખાની કાંજી જણ્યા પછી તરત આપવાથી ઓર જલદીથી પડે છે. એક જણેલી ગાય પોતાનું પુરતું દુધ, જણ્યા પછી, દશ દેહાડા આગમજ આપતી નથી, તેથી દશ દીવસ પછી તેનો હમેશનો ખોરાક આપવો. પણ એક ભેંસ જ્યારે પુરતું દુધ આપતી હોય, ત્યારે તેને ખુબ પુષ્ટીકારક ખોરાક આપવાની જરૂર છે. પણ એટલું યાદ રાખવું કે ગમે તેવી એક ભેંસ સરસ દુધ આપનારી હોય, તોપણ તેને એક દીવસમાં પુષ્ટીકારક (concentrated) ખોરાક ૧૮ શેરથી વધુ આપવો ફોકટ છે, કારણ તેથી કાંઇ દુધ વધવાનું નહીં. માટે જો એક ભેંસ દહાડામાં ૩૦ શેર દુધ

---

* દાણાનાં છોડાં.

આપતી હોય તેને ૧૮ શેરનો ખોરાક બસ છે. બધાં જાનવરોનું કદ કાંઈ સરખું હોતું નથી, માટે એક ચોકસ ખોરાકનો કોઠો ભેંસોને અથવા ગાયોને માટે મુકરર કરવો એ ઘણું કઠણ છે; જેમકે એક જાફરાબાદી ભેંસને સુરતી ભેંસ કરતાં તથા ગીર ગાયને એડનની ગાય કરતાં વધારે ખોરાકની જરૂર છે, માટે દરેક જાનવરનો ધણી પોતાના અનુભવ ઉપરથી પોતાનાં જાનવરને કેટલો ખોરાક ફાયદાભરેલી રીતે આપવો એ થોડા વખતમાં મુકરર કરી શકશે. એક ગાય અથવા ભેંસ જણ્યા પછી પાંચ છ અથવા સાત મહીના સુધી ઘણું દુધ આપે છે, તેથી જો કે એ અરસામાં ખોરાકમાં ફેરફાર કરવાની જરૂર નથી, તોપણ માણસની માફક જાનવરને પણ એકનો એક ખોરાક ખાતાં મોહોડે આવી જાય છે, માટે થોડે થોડે વખતે ખોરાકમાં ફેરફાર કરવો જરૂરનો છે, જેમકે ચણા અથવા તુવરની દાળના છાલાં અથવા અળસી જો હમેશના ખોરાકમાં આપવામાં આવતાં ન હોય, તો થોડે થોડે દીવસે આપવાં. અળસીને બરોબર કુટીને આપવી અને દહાડામાં પોણા શેરથી વધુ આપવી નહીં. જો દરરોજ દરેક જાનવર કેટલું કેટલું દુધ આપે છે તેની બરોબર યાદી રાખી હોય તો જ્યારે દુધ ઓછું થતું હશે ત્યારે તરત માલમ પડી આવશે અને જ્યારે દુધ ઓછું થવા માંડે કે ખોરાક પણ ઓછો કરવો.

એક સાધારણ કદની ભેંસ જે દહાડામાં આશરે ૧૮ શેર દુધ પુર બહારમાં આપતી હોય અને સાથે પાડું પણ હોય, તેને માટે આ નીચે લખેલો ખોરાક એક દીવસને માટે પુરતો છેઃ—

| | | |
|---|---|---|
| સુકું ઘાસ ... ... ... ... ... | ૧૫ થી ૨૦ | રતલ. |
| કપાસીયા ... ... ... ... ... | ૪ | ,, |
| ભુસું... ... ... ... ... ... | ૪ | ,, |
| ખોળ... ... ... ... ... ... | ૩ | ,, |
| સુનું (તુવરની દાળના છાલાં)... ... | ૩ | ,, |
| નીમક... ... ... ... ... ... | ૨ | ઔંસ. |

કપાસીયા, ભુસું તથા સુનાને ભીંજવીને આપવાં તથા ખોળને નાના કકડા કરી આ ઉપલા ભીંજવેલા ખોરાકની ઉપર ભભરાવવો, સાથે ભેળી નાખવો નહીં. આ અનાજના ખોરાકનો અરધો ભાગ દુધ દહોતી વખતે આપવો કારણ કે અત્રેની ભેંસોને તથા ગાયને એવી રીતે ખે-

રાક ખાવાની ટેવ પડી ગઇ છે. ઘાસના ખોરાકને ૨/૩ ભાગ રાતની વખતે અને બાકીનો બપોર આગમજ આપવો. દુધ હમેશાં ઠરાવેલા વખતેજ કહાડવું, અને એમાં કદી પણ ફેરફાર કરવો નહીં. સવારના ૭ વાગે અને સાંજે પાંચ વાગે દુધ દોહવુ એ સારો વખત છે. પણ આપણી મુંબઇ નગરી કે જ્યાં લાખો લોકોને સવારે દુધ અથવા દુધની ચા અથવા કાફી પીને કામપર જવાની જરૂર છે, માટે અત્રે ગવળીઓને પાછલી રાતે ચાર વાગે અને બપોરે એક વાગતે દુધ કહાડતા આપણે જોઇએ છીએ. એક એકનો દુધ કહાડવાનો અંતર જો કે બરોબર નથી, તોપણ જરૂરીયાતને લીધે એમ કરવું પડે છે.

દુધાળાં ઢોરોને દહાડામાં ત્રણ વખત સોજ્જું સ્વચ્છ પાણી પીવાને આપવું જોઇએ. ભેંસોને દહાડામાં—જરૂર કરીને ગરમીના દહાડામાં એકથી બે વખત નવરાવવી જોઇએ. જ્યારે લીલું ઘાસ ઉગતું હોય અને જાનવરો ચરતાં હોય, ત્યારે સુકુ ઘાસ રોજ ૬ થી ૮ રતલ તથા દાણાનો ખોરાક ૧/૩ ભાગ કમતી કરવો. એક મોટી ભેંસને દહાડામાં આશરે ૪૦ રતલ જેટલું લીલું ઘાસ, ૬થી૮ રતલ સુકા ઘાસ સાથ મળવું જોઇએ. દુધ દોહવાની તરતજ આગમજ પાણી અથવા લીલો ચારો આપવાથી દુધનો જથો વધે છે એ ખરી વાત છે, પણ તેનો ગુણ (quality) કમતી થાય છે. ઉનાળાના દીવસમાં દુધ સારૂં (rich) નીકળે છે; પણ વરસાદના દહાડામાં લીલો ચારો ખાધાથી દુધ સારૂ હોતું નથી; કારણ કે ગરમીના દીવસમાં એક રતલ માખણ બનાવવા માટે જ્યારે ૯ થી ૧૦ રતલ દુધ જોઇએ ત્યારે વરસાદમાં ૧૦ થી ૧૧ રતલ દુધ જોઇએ, એ દેખાડે છે કે જાનવરોના ખોરાક ઉપર દુધના ગુણનો ઘણો આધાર રહે છે; જેમકે જો ભેંસને ફકત ખોળ ખવાડવામાં આવે, તો તેના દુધની મલાઇમાંથી માખણ ઘણુંજ ચીકણું, અને જો કપાસીઆ તથા ચુની સાધારણ પ્રમાણમાં ખવાડવામાં આવે તો માખણ સારૂ કઠણ, પણ જો ચુની ઘણીજ ખવાડવામાં આવે તો માખણ ઘણું સારી જાતનુ થાય છે. વિલાયતી લીલું ઘાસ (lucerne) દુધાળાં જાનવરોને માટે દહાડામાં ૧૦ રતલથી વધુ આપવું સારૂ નથી, કારણ એથી પેટ ફુગી આવે છે, તેમજ જો જુવાર આપવી હોય તો બરોબર ફુલ સાથની આપવી.

ઘણાં જાનવરો કમતી દુધ આપે છે, માટે ગવળીઓ હમેશાં એ-

આ દુહો અનુભવી મનુષ્યો પ્રમાણ ગણે છે. ભક્ત, દાતા કે શૂરો એ ત્રણમાંનો કોઇ પણ ગુણ મનુષ્યમાં નથી, તો તેને મનુષ્યની ગણતીમાં ગણવો અયોગ્ય છે એ ત્રણ ગુણો વડે આખો સંસાર ચાલે છે, અનેક પ્રકારના વ્યહવાર વર્તાય છે, અને છેવટે મોક્ષનું દ્વાર મળે છે. આ ત્રણે ગુણોથીજ ઇશ્વરે આખો ભવ રચ્યો છે, અને તે ભવમાં તે ગુણોનું આવર્ણ મુકયું છે. આ વાત શુદ્ધ હૃદયના વીરલ પુરૂષોના માનવામાં સ્હેજ આવી શકશે, અને વિચાર કરતાં પણ જણાશે કે ઉપરનો દુહો કોઇ અગાધ બુદ્ધિવાળા મહાપુરૂષે રચ્યો હશે. આ દુહો સર્વ કોઇ ગામે કે ઘરે સર્વ માણસો કહે છે, પરંતુ તેનું હાર્દ સમજનાર જવલ્લેજ હશે. કારણ કે તેનો અર્થ ઘણો ગૂઢ રહેલો છે; ટુંકામાં એટલું તો સર્વ કોઇ સિદ્ધ કરશેજ કે ભક્ત, દાતાર, અને શૂર એ ત્રણમાંનો એક ગુણ તો દરેક મનુષ્યનામાં હોવોજ જોઇએ. સંસારમાં જે વસ્તુ મેળવવા ઇચ્છતા હોય તો આ ત્રણ ગુણથીજ મળે છે. કીર્ત્તિ, સુખ અને મોક્ષ પણ તે ગુણો વડે પ્રાપ્ત થાય છે. નરસિંહ મહેતા જુનાગઢમાં તેઓની કીર્ત્તિને ઝાંખ લગાડે તેવા દ્વેશી અને વૈરીઓની સમુહમાં રહેનાર હતા. અનેક પ્રપંચો અને કપટોથી તેઓને વારંવાર હેરાન કરતા, અનેક પ્રકારે પીડા આપતા, અને છેવટે માંડલિક રાજા પાસે કેદ પણ કરાવ્યા; તથાપી તેઓનામાં ભક્તનો ગુણ હતો કે જેથી અધાપી સુધી તેઓની કીર્ત્તિ આ દુનીયામાં અમર છે, અને હવે પછી સૂર્ય ચન્દ્ર તપે ત્યાં સુધી પણ અચળ રહેશે. વળી આવા ભકતોના હજારો દાખલા આપણી આંખ આગળ તરી આવે છે જેમ કે ભોજો ભક્ત, રણછોડ ભક્ત, ધના ભક્ત, લાલા ભકત, રોહિદાસ ભક્ત, વીગેરેનાં જીવન ચરિત્રો લખાયા વિના જીવન ચરિત્રો સર્વ કોઇના જાણમાં આવે છે, તે માત્ર ભક્તિનો ગુણ હતો. હવે બીજો ગુણ દાતાર છે તે પણ ભક્તિ જેવોજ ભારવાળો છે. પૂર્વે વિક્રમ અને ભોજ રાજા દાતાર ગુણથી કવિજનોના જાપમાં જપાય છે. કરણ રાજા સવારના પ્રહરનું નામ અથવા પ્રભાતકાળ રાજા કર્ણનો વખત જગત જન કહે છે. એ દાતારપણાના ગુણથી જગત જાણે છે. અને તેઓની કીર્ત્તિ યાવત્ ચંદ્ર દિવાકરૌ આ પૃથ્વિના મડાણ સાથે અમર થઇ સૂર્ય ચન્દ્રના કિરણો સાથે તેઓ દાતારનાં કિરણો ભળી ગયાં છે. અને જનરસનાએ નિરંતર જપાયાંજ કરે છે. ત્રીજો ગુણ શૂર છે. વીર લક્ષ્મણ, વીર વૈતાલ્ય, વીર વિક્રમ, વીર અ

ર્જુન, વીર શલ્ય, વીર પૃથુરાજ, વીર કરણ એમ વીર સંબોધનથી આજે જે લોકોને આપણે ઓળખીયે છીએ, તે સર્વે યુવજનો શૂર ગુણથી પ્રકાશ થઇ આકાશના ગ્રહ મંડળના તારાઓની પેઠે પૃથ્વિના તેજસ્વી તારાઓ રત્નરૂપે પ્રકાશી અન્ય જનો હાલના તેઓના તનુજોના હૃદયમાં શૂરનો ગુણ ભરે છે. તેઓનાં કરેલાં કાર્યો કોઇએ હાલ જોયાં નથી. પરંતુ માત્ર સાંભળ્યાથી પુરૂષોનાં અંતઃકરણ ઉછળી રહે છે. અને એકે અવાજે ધન્યવાદ આપે છે. આ વાતનો અનુભવ મહા ભારતની કથા માણભટ્ટના મુખથી જેઓએ સાંભળી હશે, અને અર્જુનના મત્સ વેધનનાં શૂરાં વાક્યો જેના કાનપર આવ્યાં હશે તેને પુરેપુરો હશે.

હવે આપણે આ ત્રણે ગુણમાંથી એક પણ ગુણ દરેક મનુષ્યમાં જોઇએ ખરો, એ વાત ઉપરનાં કારણો દર્શાવી સિદ્ધ કરી ચુકયા, તો આપણા પાટીદાર ભાઇઓનાં અંતઃકરણમાં કયો ગુણ છે તે તપાસીએ. તે તપાસતાં અને આગળનાં ઘણાં કારણોથી પણ નિશ્ચય માનીયે છીએ કે એક મનુષ્યનામાં નહી પણ આખી પાટીદાર જ્ઞાતિનામાં એ ત્રણમાંનો એક વિશ્વ વિખ્યાત ગુણ પુરાતનથી વાસ કરી રહેલો છે. તે કયો એમ કોઇ કેહશે તો "દાતાર" ગુણ છે; અને તે કોઇથી ના કહી શકાય તેમ નથીજ કારણ આગળના અનેક સસ્કૃત વા પ્રાકૃત કવિઓ અનેક કવિતામાં કથી ગયા છે, અને જક્ત પ્રસિદ્ધ મહા કવિ શામળભટ્ટ જેવાએ પણ તે ગુણ પાટીદારમાં વર્ણવ્યામાં બાકી રાખી નથી. એટલે સર્વ કોઇથી તે વાત ના કહી શકાય તેમ નથી. હવે જેમ જેમ દીવસ જાય છે, કલિનું પ્રાબલ્ય વધતું જાય છે, પાશ્ચિમાત વિદ્યાનો પ્રસાર વધાતો જાય છે, ગૌરવર્ણ લોકપાળનું અનુકરણ કરવા સર્વે જનોનું ચિત્ત ચમકે છે, બુટ સ્ટાકિંગ અને પાટલુન પહેરી ગલપટ્ટા સાથે વિલાયતી લાકડીથી માન પામવા મોહાયલો છે, અને વિલાયતી વાણી, વિલાયતી વસ્તુ અને વિલાયતી રીતભાત જેઓ ભાઇઓને પ્રિય થઇ પડી છે, તેઓનામાં પૂર્વે કહેલા દાતાર ગુણ નાશ થવા લાગ્યો છે. અને તે નાશ થાયજ! તે સત્ય છે. પોતાની ધર્મપત્નિ અને ગૃહીણી સ્ત્રીને ત્યાગી કોઇ કુબુધ પુરૂષ નાતરાની કે મિથ્યા માયાની રેલી ફંદી સ્ત્રીનો સ્વીકાર કરે! તો પ્રથમની ધર્મ પત્નિથી તે સહન ન થતાં તેનો પરિત્યાગ કરેજ! એ નિઃસંશય છે. પરંતુ પોતેજ તે વિચારવું જોઇએ કે હાની અને નફો શામાં રહેલો છે. પોતાના પૂર્વજોના રીત રી-

વાજોને ત્યાગી, જે રીત અને રીવાજોથી તેઓએ મહાન કીર્ત્તિ અને પૂર્ણ સુખ મેળવ્યું છે તેને ત્યજી નવી વૃત્તીઓને ધારણ કરતાં દેખીતું સુખ પરંતુ અંતે દુખજ છે. કારણ નાતરાની અને મોહીત થઇ આવેલી સ્ત્રી કદાપી આપણા કરતાં શ્રેષ્ટ મળે તો આપણને ઝેર દઇ મારી નાખવાનો સંભવ છે. કારણ જેમ તે પ્રથમનું ત્યાગ કરી આપણી પાસે આવી તેમ આપણને ત્યાગી અન્ય પાસે કાં નહી જાય? પરંતુ પોતાની ધર્મ પત્તિને તો આપણા પાછળ રાંડવા જવાની અને ચુંડો ભાગી વિરૂપ થવાની ધાસ્તી રહેલી છે, તે વિચારવાનું છે. માટે આ ઉપરથી પાટીદાર ભાઈઓને સમજવુંજ જોઇએ કે જે કાર્ય કરવાથી આપણી કિર્તિ હાલ સુધી ઉજળી છે, જેથી આપણે જગતમાં જાણીતા થયા છીએ, અને આપણે ગર્વ ધારવાનું કારણ મળ્યું છે તેનો કદી પરિત્યાગ કરસો નહી.

હવે આ **લેઉવા વિજય** સંબંધે પણ બે બોલ બોલવા ઉચિત ધારી બોલુંછું તે ક્ષમા કરશો.

આજ કાલ વડોદરા અને અમદાવાદના નાટકશાળાના દ્વાર પાસે આપણે રાત્રે જઇને જોઈશું તો ગુજરાતના નામાંકીત ગામોના લેઉઆ પાટીદારના પુરૂષોની પુષ્કળ ભીડ રૂપીયો બાર આના આઠ આના વીગેરેની ટીકીટ લેતા દેખીશું, અને તે નાટકો જોઇ વીરામ પામતા પુરૂષોનું અંતઃકરણ કેવળ હાસ્ય અને કરૂણા રસમાં તલ્લિન થએલું આપણે અનુભવીશું. આવી રીતે ચાર કલાકની ગમ્મત સારૂ વારોવાર આવાં નાણાં ખર્ચી મોજ ભોગવતા પુરૂષો તે કાર્યમાંથી કમી કરી માત્ર એક વખતના નાટક જોગ એક રૂપીયો બચાવી આવું જ્ઞાત્તિ સુભેચ્છક પત્ર લેઉઆ વિજયરૂપ જ્ઞાનને ગ્રહણ કરી વિદ્યા વિનોદમાં આખું વર્ષ મોજ ભોગવેથી ઘણી પ્રકારના તત્વનું જ્ઞાન મેળવવા ચાલના રાખતાં અનેક પ્રકારના ફળનો અનુભવ મળે! તે શું એક સમયના નાટક જોવા જેટલું પણ નહીંજ!! હું તો બેધડક કહુંછું કે બીજું કાઇ પણ એવું નકારૂ કાર્ય નહી કરતાં ગરીબ અને તવંગરને આ "લેઉઆ વિજય પત્ર" ખરીદી તેનું હાર્દ સમજવુંજ જોઇએ, અને તેજ સર્વોત્કૃષ્ટ માર્ગ છે. માત્ર બાર માસનો એક રૂપીયો લવાજમ જેવી નજીવી રકમ ખર્ચી અનેક વિષયો અને જ્ઞાન નહીં મેળવનાર અબુદ્ધ પુરૂષો એની ચાલના ન રાખે! તેના જેવું દિલગીરી ભરેલું બીજું કાંઈ હું સમજતો નથી. માટે હરેક પાટીદાર ભાઇઓએ પો-

તાની પૂર્ણ ફરજ સમજી આ પત્રનો અંગીકાર કરી લેવું જોઇએ એ મારી વિજ્ઞપ્તિ છે. કારણ તેમાં પત્રાધિપતિનો પણ કોઇ પ્રકારનો સ્વાર્થ જણાતો નથી એટલે માત્ર જ્ઞાતિહિતેચ્છુ તરીકેજ એ પત્ર જ્યારે બહાર પાડવામાં આવે છે ત્યારે વિના સ્વાર્થ સમજી પાટીદાર ભાઇઓએ તેને કેમ આશ્રય નહી આપવો?

ગિતી.

સુખ વાધે સંસારે, મળે વિવિધ જન જ્ઞાન ચતુરાઇ;
જય જય વિજય વધાસે, ગ્રહો લેઉઆ વિજય સહુ ભાઇ.

—:o:—

## ઘરધણીયાણી માટે કેટલીક ઉપયોગી સુચના.

જે કપડું સારૂં હોય અને તે સારી રીતે સીવેલું હોય, તે થોડી સંભાળ લેવાથી તે લાંબો વખત જખાબ દીધા વગર રહે નહીં. જ્યારે એક કપડું પેહરવામાં નહીં આવતું હોય, ત્યારે તેને ટાંગી રાખવામાં કરતાં સંભાળથી ગડી વાળીને ધુળ નહીં લાગે તેવી જગાએ મુકવું જોઇએ. કેટલીક વખત એક બે મહીનામાં કપડાં પર સેંજસાજ ડાઘ પડેલા અને તે તણાયલાં ખેંચાયલાં માલમ પડે છે. સાધારણ રીતે તે રદ કરવાની આપણને લાલચ થાય છે, પણ તેમ કરવાની જરૂર નથી. થોડી ધીરજ અને થોડી મેહેનત લીધાથી રદ કરવા લાયક દેખાતાં કપડાં પાછાં કામમાં આવે એવાં થઇ શકશે. ચીકાસ વીગેરેના ડાઘ પર વાદળી વડે રકમનો એમોનીયા લગાડવો, અને તે પછી કપડાંને ગડી વાળીને મુકવાં જરૂર પડે ત્યારે તેને બહાર કહાડીને ઇસ્તરી ફેરવવા મોકલવાં. અને તે વખતે તે લગભગ નવાં જેવાંજ દેખાશે.

આ એક જાણીતી વાત છે કે દુધ પીધા પછી પેટમાં તે બંધાવા માંડે છે. કેટલાક લોકોને દુધ પચતું નથી તેનું મુખ્ય કારણ એ છે કે તેઓ દુધ ઘણું ઝડપથી પીયે છે જો દુધનું ફક્ત એકજ ગ્લાસ ઝડપથી પીધું હોય તો તે પેટમાં બંધાઇ જાય છે, અને પચવું મુશ્કેલ થઇ પડે છે; જો એટલોજ જથ્થો ધીમે ધીમે પીધો હોય અને ચાવીને ગળેલાં હોય તેમ પીધું હોય તો બંધાઇ જવાને બદલે તે વધુ ખીલે છે અને હોજરીને તેવા આકારમાં તો પચવવાને વધારે ફાવતું પડે છે. જેને દુધ નહીં પચ-

તું હોય તેને માટે એવું સુચવવામાં આવે છે કે દુધની અંદર નરમ ક-રેલી હાઇડ્રો ક્લોરીક આસીડનાં થોડાં ટીપાં નાખવાં અને તેને ઘણું ડહોળવું. પાણી પીવામાં પણ એજ નીયમ જાળવવો એટલે ધીમે ધીમે તે પીવું. ઝડપથી પાણી પીવાથી તરસ મટતી નથી અને જોઇએ તે કરતાં વધુ પીવા છતાં તેથી જોઇતો ગુણ થતો નથી.

—:o:—

## પાણીમાં સમાયલા શરીરને તનદુરસ્ત બનાવનારા કેટલાક ગુણો.

પાણીમાં સમાયેલા કેટલાક કીમતી ગુણો સાધારણ રીતે જણાયલા નથી. માણસનાં શરીરમાં ચાલુ ફેરફાર થયા કરે છે, તેના વપરાઇ ગયલા જુના ભાગો ધીમે ધીમે નીકળી જઇને નવા આવે છે, અને જન્મથી તે મરણ સુધી એજ પ્રકારના ફેરફાર થવા ચાલુ રહે છે. પાણીમાં સમાયલી ખુબીથી એવા ફેરફાર વખતે રદ થયલા જુના અવયવોને ઉતાવળે નીકળી જવામાં અને તેમની જગા લેનાર નવા અવયવોને મદદ મળે છે. એમ થયાથી ભુખ વધુ છુટે છે અને તેથી આડકતરી રીતે આપણને નવું કૌવત અથવા તાજગી આવે છે. જે લોકોને પુરતું પાણી પીવાની ટેવ નહીં હોય તેઓનાં શરીરમાંના રદ ગયલા આ અવયવો તરત નીકળી જતા નથી, અને કુદરતના નીયમમાં એ મુજબ સેહેજ પણ હરકત થવાથી દરદ ઉભરી આવે છે, જે જો મજબુત જડ ઘાલવા પામ્યું તો વખત અને પૈસાનો સારો ભોગ લીધા વીના તે મટી શકતું નથી.

કેટલાક લોકોને સવારમાં ઉઠતી વખત ઘણી સુસ્તી લાગે છે. તેઓ જો તેનું કારણ શોધશે તો માલમ પડશે કે શરીરમાંનો કચરો જોઇએ તેટલા જથામાં નીકળી નહી જવાથી એમ થાય છે. તેઓ જો રાતના સુવા જવા અગાઉ એક પ્યાલો ભરીને પાણી પીશે તો ઉપલી ફરિયાદ તરત દુર થશે. રાતે એ વખતે પાણી પીધાથી શરીરના અવયવો રાતના પોતાનું કામ સારી રીતે બજાવી શકે છે, અને સવારના માણસ તનદરોસ્ત ઉઠે છે.

ગરમ પાણી ઘણું કીમતી છે. રાતના સુવા જતી વખતે ગરમ પા-

ણીએ નાહવાથી ઊંઘ વગર પીડાતા દરદીઓને ફાયદો થયા વિના રેહતો નથી. એ ઉપાય સખત ઉનાળામાં પણ કામ લાગશે.

દુઃખ દરદથી અગન બળે તેવા ભાગ પર ઘણા ગરમ પાણીનો સેક કરવાથી અને તે સેક ચાલુ કરવાથી ફાયદો થયા વિના રેહતો નથી.

ઘણું ગરમ પાણી લોહી નીકળતું પણ બંધ કરે છે, અને જો તે સાફ હોય છે તો જખમ રૂઝાવવામાં પણ તે મદદ કરે છે.

ઉંકા પાણીએ આંખ ધોવાના પણ અનેક ફાયદા છે, અને થંડા પાણીના કરતાં ઉંકું પાણી એ કામમાં ઘણું ઉપયોગી છે. ઉંકું પાણી અંદરનો કચરો ધોઇ કહાડે છે. થંડા પાણીથી આંખ ધોવાની રીત નુકસાનકારક છે અને તે ચાલુ રાખ્યાથી આંખની રોશનીને નુકસાન પહોચે છે.

સહવારના પોહોરમાં ઉઠતાંને વાર કોઠે જો ગરમ પાણીનુ એક ગ્લાસ અંદર જરા લીંબુનો રસ નાખીને પીધું હોય તો કબજીયાત તોડવામાં તે ઘણું અકસીર છે. દવાદારૂથી જુલાબ લાવવાને બદલે જો એજ ઉપાય બનતા સુધી અજમાવ્યો હોય તો તેથી થતા ફાયદા ઘણા છે.

——:o:——

## કેટલીક વીચીત્ર મંડળીઓ.

થોડા વખત ઉપર એવી વાત ઉડી રહી હતી કે, નામદાર પ્રીન્સ ઓફ વેલ્સે અમેરીકાના ન્યુયાર્ક શેહેરની "થરટીન કલબ"ને નામે ઓળખાતી મંડળીના ઓનરરી મેમ્બર થવાનું કબુલ્યું છે. જો કે તે વાતને એ નામદાર તરફથી જાહેર રીતે ખોટી પાડવામાં આવી હતી, તોપણ તેથી જાગેલી લોક ચર્ચા નરમ પડી ન હતી.

ઈંગ્લંડમાં ૧૮૮૯ ના વરસમાં "થરટીન કલબ" સ્થાપવામાં આવી હતી, અને તેના ૧૩૦ સભાસદો થયા હતા. એ મંડળીનો હેતુ એવો હતો કે હલકા અને ખોટા વેહેમોને બનતી કોશેશથી દુર કરવા. અંગ્રેજ લોકોમાં "તેર"ની સંખ્યા અપશુકન ભરી ગણાતી હોવાથી, કલબના વારસીક ખાણા વખતે, એ વેહેમ તોડવા માટે ખાણાની એકેક ટેબલ ઉપર તેર જણા બેસે છે, અને ખાણું લેવા જતી વખત તેઓ સઘળા નીસરણીની નીચેથી ચાલી જાય છે. અંગ્રેજોમાં વળી કાણા ચાકર નફરો રાખવા, આરસીઓ ભાગી નાખવી, ટેબલપરની છરીઓ એકેક

તુ હોય તેને માટે એવું સુચવવામાં આવે છે કે દુધની અંદર નરમ ક-રેલી હાઇડ્રો કલારીક આસીડનાં થોડાં ટીપાં નાખવાં અને તેને ઘણું ડહોળવું. પાણી પીવામાં પણ એજ નીયમ જાળવવો એટલે ધીમે ધીમે તે પીવું. ઝડપથી પાણી પીવાથી તરસ મટતી નથી અને જોઇએ તે કરતાં વધુ પીવા છતાં તેથી જોઇતો ગુણ થતો નથી.

——:o:——

## પાણીમાં સમાયલા શરીરને તનદુરસ્ત બનાવનારા કેટલાક ગુણો.

પાણીમાં સમાયલા કેટલાક કીમતી ગુણો સાધારણ રીતે જણાયલા નથી. માણસનાં શરીરમાં ચાલુ ફેરફાર થયા કરે છે, તેના વપરાઇ ગય-લા જુના ભાગો, ધીમે ધીમે નીકળી જઇને નવા આવે છે, અને જન્મથી તે મરણ સુધી એજ પ્રકારના ફેરફાર થવા ચાલુ રહે છે. પાણીમાં સમાયલી ખુબીથી એવા ફેરફાર વખતે રદ થયલા જુના અવયવોને ઉતાવળે નીકળી જવામાં અને તેમની જગા લેનાર નવા અવયવોને મદદ મળે છે. એમ થયાથી ભુખ વધુ છુટે છે અને તેથી આડકતરી રીતે આપણને નવું દૈવત અથવા તાજગી આવે છે. જે લોકોને પુરતું પાણી પીવાની ટેવ નહીં હોય તેઓનાં શરીરમાંના રદ ગયલા આ અવયવો તરત નીકળી જતા નથી, અને કુદરતના નીયમમાં એ મુજબ સેહેજ પણ હરકત થવાથી દરદ ઉભરી આવે છે, જે જો મજબુત જડ ઘાલવા પામ્યું તો વખત અને પૈસાનો સારો ભોગ લીધા વીના તે મટી શકતું નથી.

કેટલાક લોકોને સવારમાં ઉઠતી વખત ઘણી સુસ્તી લાગે છે. તેઓ જો તેનું કારણ શોધશે તો માલમ પડશે કે શરીરમાંનો કચરો જોઇએ તેટલા જથામાં નીકળી નહીં જવાથી એમ થાય છે. તેઓ જો રાતના સુવા જવા અગાઉ એક પ્યાલો ભરીને પાણી પીશે તો ઉપલી ફરિયાદ તરત દુર થશે. રાતે એ વખતે પાણી પીધાથી શરીરના અવયવો રાતના પોતાનુ કામ સારી રીતે બજાવી શકે છે, અને સવારના માણસ તનદરોસ્ત ઉઠે છે.

ગરમ પાણી ઘણું કીમતી છે. રાતના સુવા જતી વખતે ગરમ પા-

ણીએ નાહવાથી ઊંઘ વગર પીડાતા દરદીઓને ફાયદો થયા વિના રેહતો નથી. એ ઉપાય સખત ઉનાળામાં પણ કામ લાગશે.

દુઃખ દરદથી અગન બળે તેવા ભાગ પર ઘણા ગરમ પાણીનો સેક કરવાથી અને તે સેક ચાલુ કરવાથી ફાયદો થયા વિના રેહતો નથી.

ઘણું ગરમ પાણી લોહી નીકળતું પણ બંધ કરે છે, અને જો તે સાફ હોય છે તો જખમ રૂઝાવવામાં પણ તે મદદ કરે છે.

ફુંકા પાણીએ આંખ ધોવાના પણ અનેક ફાયદા છે, અને થંડા પાણીના કરતાં ફુકું પાણી એ કામમાં ઘણું ઉપયોગી છે. ફુકું પાણી અંદરનો કચરો ધોઇ કહાડે છે. થંડા પાણીથી આંખ ધોવાની રીત નુકસાનકારક છે અને તે ચાલુ રાખ્યાથી આંખની રોશનીને નુકસાન પહોચે છે.

સહુવારના પોહોરમાં ઉઠતાંને વાર કોઠે જો ગરમ પાણીનું એક ગ્લાસ અંદર જરા લીંબુનો રસ નાખીને પીધું હોય તો કબજીયાત તોડવામાં તે ઘણું અકસીર છે. દવાદારૂથી જુલાબ લાવવાને બદલે જો એજ ઉપાય બનતા સુધી અજમાવ્યો હોય તો તેથી થતા ફાયદા ઘણા છે.

———:o:———

## કેટલીક વીચીત્ર મંડળીઓ.

થોડા વખત ઉપર એવી વાત ઉડી રહી હતી કે, નામદાર પ્રીન્સ ઓફ વેલ્સે અમેરીકાના ન્યુયાર્ક શેહેરની "થરટીન કલબ"ને નામે ઓળખાતી મંડળીના ઓનરરી મેમ્બર થવાનું કબુલ્યું છે. જો કે તે વાતને એ નામદાર તરફથી જાહેર રીતે ખોટી પાડવામાં આવી હતી, તોપણ તેથી જાગેલી લોક ચર્ચા નરમ પડી ન હતી.

ઈંગ્લંડમાં ૧૮૮૯ ના વરસમાં "થરટીન કલબ" સ્થાપવામાં આવી હતી, અને તેના ૧૩૦ સભાસદો થયા હતા. એ મંડળીનો હેતુ એવો હતો કે હલકા અને ખોટા વેહેમોને બનતી કોશેશથી દુર કરવા. અંગ્રેજ લોકોમાં "તેર"ની સંખ્યા અપશુકન ભરી ગણાતી હોવાથી, કલબના વારસીક ખાણા વખતે, એ વેહેમ તોડવા માટે ખાણાની એકેક ટેબલ ઉપર તેર જણા બેસે છે, અને ખાણું લેવા જતી વખત તેઓ સઘળા નીસરણીની નીચેથી ચાલી જાય છે. અંગ્રેજોમાં વળી કાણા ચાકર નકરો રાખવા, આરસીઓ ભાગી નાખવી, ટેબલપરની છરીઓ એકેક

રા. રા. ગોવીંદભાઇ હાથીભાઇ દેશાઇ—"મારા અભિપ્રાય પ્રમાણે નંબર ૪ વાળા રા. ગંગારામ પુરષોતમને ઇનામ આપવા લાયક છે."

રા. રા. રાવજીભાઇ મોતીભાઇ અમીન—"મારા વિચાર પ્રમાણે પા૦ દેવીદાસ મહીજીભાઇના તરફથી લખાઇ આવેલો નીબંધ પસંદ કરવાજોગ છે."

રા. રા. શીવાભાઇ મોતીભાઇ પટેલ—"નીબંધોના ગુણ દોષની વર્ગીવર્ગી કરતાં નીચે પ્રમાણે ગોઠવવા યોગ્ય છે."

નંબર ૧ લે રા. દેવીદાસ મહીજીભાઇ.
નંબર ૨ જે રા. કાશીભાઇ મથુરભાઇ.
નંબર ૩ જે રા. ઇશ્વિરભાઇ ગીરધરભાઇ.
નંબર ૪ થે રા. ગંગારામ પરસોતમ.
નંબર ૫ મે રા. જેઠાભાઇ ગીરધરભાઇ.

રા. રા. તુળસીદાસ જેસીંગભાઇ દેશાઇ—

"Prize to go by majority of Opinions of the members of the Committee, to PATEL GANGARAM PURSHOTEM, DAVIDASS MAHIJIBHAI PATEL."

આ ઉપરથી માલમ પડશે કે રા. દેવીદાસનો નીબંધ વધારે મતે પાસ કરવામાં આવ્યો છે. તેમણે ૨ ૫)ની કીંમતનાં જોઇતાં પુસ્તકો ઇનામ કાઢનાર સાહેબ તરફથી મંગાવી લેવાં. નીબંધ આવતા અંકમાં છાપવામાં આવશે.

૨ વિરસદ નિવાસી રા. ઝવેરભાઇ નાથાભાઇ વાંસદાના દીવાનના હોદાનું રાજીનામું આપી અંગ્રેજી રાજ્યમાં પોતાની અસલ જગ્યા ઉપર જનાર છે.

૩ ઉતરસંડા નિવાસી રા. સા. ઝવેરભાઇ મથુરભાઇની માજીસ્ટ્રેટની સત્તામાં નવા પોલીસ એકટની ૬૧મી કલમ મુજબ વધારો કરવામાં આવ્યો છે.

૪ વીરસદ નિવાસી રા. મોતીભાઇ સીવાભાઇ અમીનની બદલી કપડવણજ કચેરીમાં થઇ છે.

# લેઉઆ વિજય.

પુસ્તક ૨ જું. અગસ્ટ ૧૮૯૬. અંક ૪ થો.

( રા૦ ગો૦ સ૦ )

રોળાવૃત્તમ.

ઉઠો વીર આવાર કેમ આળસ ઉર લાવો,
ધરી હિમ્મત હથિયાર તિમિર અજ્ઞાન હઠાવો;
ગ્રહી ધર્મનાં તત્વ સધજનં દેહ સુધારો,
વિજય કિર્ત્તિને કાજ લેઉઆ વિજય વધારો. ૧
વિવેકને વશ થઈ કામ અપયશનાં છાંડો,
મેળવવા જરજુથ અધિક ઉદ્યમ જય માંડો;
વિચરી દેશ વિદેશ હુન્નરો ગ્રહો હજારો,
વિજય કિર્ત્તિને કાજ લેઉઆ વિજય વધારો. ૨
વિધવિધ વિદ્યાવાન થાઓ હે સજ્જન શૂરા,
મેળવી લાખો દામ બનો પરમાર્થી પુરા;
ધરી સંપ સમશેર કુસંપી શત્રુ વિડારો,
વિજય કિર્ત્તિને કાજ લેઉઆ વિજય વધારો. ૩
તજી-આળસ પરનાર ચપળતા ચિત્ત ધરજો,
ક્ષમા દયા ધરી ધીર ક્રૂર મદ વિપને હરજો;
પૂણ્ય તણો પોશાક કવચ હિમ્મતનાં ધારો,
વિજય કિર્ત્તિને કાજ લેઉઆ વિજય વધારો. ૪
જ્ઞાન અશ્વ આરૂઢ સત્સગુર ખડ્ગ ધરીને,
મોહ મિત્રને તજી શીળ સંતોષ વરીને;
સમય શુકન સાધીને સગુણ સામત લઈ સારો,
વિજય કિર્ત્તિને કાજ લેઉઆ વિજય વધારો. ૫

જઇ પરદેશ જરૂર વણજ દુકાન જમાવો,
કળા જુક્તિ જાણતાં લાખ ધન રળીને લાવો;
દઇ નિજ જનને સુખ આપ કુટુંબ સુધારો,
વિજય કિર્ત્તિને કાજ લેઉઆ વિજય વધારો. ૬
બાળકને ધરી પ્રેમ પૂર્ણ વિદ્યાજ ભણાવો,
કુળ ધર્મનાં તત્વ શુદ્ધ થઇ સર્વ જણાવો;
કુસંગતી કરી દુર સ્નેહ સુજનપર ધારો,
વિજય કિર્ત્તિને કાજ લેઉઆ વિજય વધારો. ૭
તજી દેઈ વિખવાદ દેશ અંતર નહીં લાવો,
કરી ઉદ્યમ અતી ઊંચ દીનતા દુ:ખ હઠાવો;
પરમ દુખનું મુળ કલહ કલિકાળે વિડારો,
વિજય કિર્ત્તિને કાજ લેઉઆ વિજય વધારો. ૮
સંપે સહુ સંતોષ સંપથી લક્ષ્મી આવે,
સંપે સુખ અપાર સંપ શુભ કિર્ત્તિ જણાવે;
તે માટે ગ્રહી સપ સુખ સસાર સુધારો,
વિજય કિર્ત્તિને કાજ લેઉઆ વિજય વધારો. ૯
ભારતનો ભલી ભાત સમય આવ્યો છે સારો,
તેમાં લેઉઆનાત પ્રતિ દિન દીસે વધારો;
તજી આળસ તે માટ ન્યાતમાં કરો સુધારો,
એ શીખ ગોવર્ધન્ન લેઉઆ વિજય વધારો. ૧૦

——:o:——

## લેઉઆ પાટીદાર

### કૃષિ પ્રકરણ

(સાધણ પૃષ્ઠ ૨૯ થી)

હવે સામ્પ્રતકાળની ખેતીની સ્થિતિનુ જરા અવલોકન કરી જઇએ. ગુજરાતમાં હાલના સમયમાં તો સઘળી વરણો ખેતીવાડી કરેછે, પણ તેમાં મુખ્ય પાટીદાર અને કણબી છે. ઘણાં ખરાં ગામડાંમાં જે અન્ય વરણના લોકો ખેતી કરેછે; તે પાટીદારોના ખેડુત તરીકે સાંથે કે ભાગે તેમની જમીન ખેડેછે, એમ મુખ્યત્વે કરીને છે. પાટીદારો ખેતી કરતા

હોય વા ન કરતા હોય, પરંતુ ખેતીની સ્થિતિનો મુખ્ય આધાર તેમના-પરજ છે. ગુજરાતમાં પાટીદારની વસ્તીના પ્રદેશો ચરોતર, કાન્હમ, વાકળ, દસક્રોશી, ઢંઢાય, તથા તેને લગતા છે. તે દરેકની ખેતીની સ્થિતિનો હેવાલ નીચે પ્રમાણે.

ચરોત્તરની શ્રેષ્ટતા એનું નામજ કહી આપેછે. સંસ્કૃત चारुतर ઉપરથી ચરોત્તર શબ્દ થયોછે. चारु સુંદર तर–અધિકતાદર્શક પ્રત્યય છે. એટલે સૃષ્ટિનો જે ભાગ તેની રસાળ ભૂમિએ કરીને અતિ સુંદર છે તે चरोत्त. એની રસાળ ભૂમિ સર્વ પ્રકારની રસાળ વસ્તુને જન્મ આપેછે. ચરોતરની જમીનનો ઘણો ભાગ ગોરાડુ છે, થોડીક કાળી અને રેતાળ છે; ઓછી વધતી સર્વ પ્રકારની જમીન ઘણું કરીને છે તેથી સઘળી જાતની નીપજ થઈ શકેછે. ખેતી વરસાદ અને કુવાના પાણીથી થાયછે; તેમાં મ્હોટાં સરોવરો નથી, ને થોડીક નદીઓ છે તેનો ઉપયોગ કોઈ કરતુ નથી, ચરોતરની નીપજ સઘળે જાણીતી છે માટે અત્રે વિસ્તાર કર્યો નથી. ત્યાં આજસૂધી અફીણ પાકતું, પણ છેલા દશકામાં અંગ્રેજ સરકારે મનાઈ કરવાથી તે પાક અટક્યો છે ગળીના પાકમાં જીવજન્તુની હત્યા થાયછે એ સમજથી તે પાક ઓછો થતાં થતાં હાલ છેક નાબુદ થઇ ગયોછે. ચરોત્તરની સર્વ નીપજમાં તમાકુ અતિ પ્રસિદ્ધ છે. સુણાવની દેવકુઇની તમાકુ અને મેહેળાવનો જરદો સર્વોત્તમ મનાય છે.

कान्हमः—કાન્હમ નામ કેમ પડયુ તે આગળ જણાવી ગયા છીએ. ભૂસ્તરવેત્તાઓના શોધ પ્રમાણે નર્મદા નદીએ વરાડ પ્રાંતમાંની કાળી માટી લાવીને એ પ્રદેશમાં પાથરી, તેથી એ જમીનનું અસ્તર કાળું દેખાય છે. કાન્હમ ચરોતરની પાસે આવ્યાથી તેની ઘણી ખરી ખેતીની રીત ચરોત્તરને મળતી છે. ચરોત્તરનો પ્રસિદ્ધ પાક જેમ તમાકુ છે, તેમ કાન્હમનો કપાસ છે. ચરોત્તરના જેટલા કાન્હમમાં કુવા નહિ હોવાથી બગાયત નીપજ ઘણી થતી નથી. કાન્હમના ખેતરોને ચરોતરના ખેતરોની માફક મજબૂત વાડ નથી હોતી, અને ઝાડ પણ ઘણાં થતાં નથી. એક હળ ને બે બળદની મદદથી કાન્હમમાં ૩૦–૩૨ વીઘાં જમીન ખેડી શકાય છે, ત્યારે ચરોતરમાં તેટલાંજ સાધનથી ફક્ત ૨૦ વીઘાં ખેડી શકાય છે.

वाकळः—વાકળ એટલે વેકળા જેવી જે જમીન તે વેકળ, અને તે ઉપરથી વાકળ નામ પડેલું હોવું જોઇએ. ચરોતરની અને કાન્હમની જ-

મીન મિશ્ર કરીએ ને જેવી જમીન થાય, તેવી જમીન આ પ્રદેશની છે. ત્યાંની ખેતીની રીત અને પાક ઘણે ભાગે ચરોતરને મળતાં છે.

दसक्रोशी:—દસકોસી એ નામ પડવાનું કારણ સ્પષ્ટજ છે. આ પ્રદેશની જમીનની કાળાશ કાન્હમને મુકાબલે ૫૦ માર્ક જેટલી ગણી શકાય. દસક્રોશી એ ગુજરાત ક્ષેત્રનો માનવતો ક્યારડો છે. ત્યાંનો મુખ્ય પાક ડાંગર છે. કાસન્દ્રાની શેલડી વખણાય છે, ત્યાંનો ગોળ પ્રખ્યાત છે. વસઇની ડાંગર વખણાય છે, ખારી નદીના કાંઠાના પ્રદેશમાં ડાંગરના પાકને પાણી પૂરૂં પાડવા માટે નદીમાં બંધ બાંધી કાંસવાટે તેનુ પાણી ખેતરોમાં લે છે.

* ઢંઢાય:—આ પ્રદેશની જમીન, દસક્રોશી અને ચરોતરની જમીન મિશ્ર કરીએ ને જેવી જમીન થાય તેવી છે, અને પાક પણ તે પ્રમાણેજ છે ક્યારી ઘણી થોડી છે. ગોરાડુ જમીનમાં જાર, બાજરી, કઠોળ, કપાસ, ૯૦ થાય છે.

એ પ્રમાણે ખેતીની સ્થિતિ છે; તેમાં આગળ કરતાં સુધારો થોડોજ છે. પ્રાચીન કાળમાં આપણો ભરતખંડ કૃષિવિદ્યામાં સર્વ દેશોમાં સર્વોત્તમ હતો. તેને યુરોપ અમેરિકા જેવા દેશો કે જે કશા હિસાબમાં ન હોતા, તેમણે હઠાવી દીધો છે. ઇંગ્લાંડની જમીન અને ઋતુ અહીંના કરતાં બહુ ઉતરતી પંક્તિનાં છે, છતાં ત્યાંના સુધારાએ કરીને ત્યાં અહીંના કરતાં ઘણો વધારે પાક થાયછે. ત્યાં સરાસરી દર એકરે ૫૦ મણ ઘઉં પાકે છે, અને અહીંની રસાળ ભૂમિની સરાસરી એથી અર્ધીએ નથી. અમેરિકા ખંડમાં ત્યાંની અંદરનીજ હકીકત જોઇએ તો સાધારણ ને સુધારેલા ખેડુતની ખેતીમાં ઘણો ફેર પડેછે. ત્યાં સાધારણ ખેડુતની ખેતીમાં એકરે ૭૦ મણ બીજું અનાજ પાકેછે, અને ઘઉં ૨૬ મણ પાકેછે; અને સુધરેલી રીતે ખેતી કરનારા ખેડુતની ખેતીમાં એકરે ૧૮૦ મણ બીજું ધાન્ય, અને ૯૦ મણ ગઉં થાયછે. આ ઉપરથી જણાશે કે આપણે અહીં સુધારો કરવાની કેટલીબધી જરૂર છે! ૧૭ મા સૈકામાં આ દેશમાં એક એકર જમીનમાં ૧૩૩૮ રતલ ચોખા, ૧૧૫૫ રતલ ઘઉં અને ૬૭૦ રતલ કપાસ અથવા ૨૨૩ રતલ રૂ, એ પ્રમાણે પાકતું હતું; ને હાલમાં ૮૦૦ થી ૯૦૦ રતલ ચોખા, ૬૬૦ રતલ ઘઉ, અને ૫૨

---

* ધાન્યધાર, ધાન્ય + ધાન્ય.

રતલ રૂ[1] પાકેછે. કાન્હેમના મળેલા આંકડા વધારે ખાતરી કરે એવા છે. સને ૧૮૨૮ માં ૧૨૮ રતલ રૂની, સન ૧૮૪૪ માં ૮૩ રતલ રૂની સન ૧૮૫૮ માં ૬૭ રતલ રૂની સરાસરી હતી, અને હાલમાં ૫૨ રતલ રૂના[2] પાકની સરાસરી થાયછે.

એ ઉપરથી જણાશે કે હાલ જમીનમાંથી કેટલો બધો કસ ખાલી થઇ ગયોછે, ને તે પૂરવાને ખાતરની કેટલી બધી જરૂર છે. અત્રે ખાતર સંબંધી વિસ્તાર કરતા નથી કારણ કે તે વિષયઉપર બીજાં પુસ્તકો લખાયલાં છે. પરન્તુ ટુંકમાં એમ કહીએ તો ચાલે, કે અત્રેના ખેડુતોને ઢોરનાં છાણમૂત્ર સિવાય બીજા પદાર્થોનો ખાતર તરીકે ઉપયોગ કરવાની ખબર નથી. માણસનાં મળમૂત્ર, હાડકાં, સુપરફોસ્ફેટ ઑફ લાઇમ, ઈત્યાદિનો ખાતર તરીકે ઉપયોગ કરવાનું ઘણાના જાણવામાંએ નથી. ઓજારમાં પણ ઘણો સુધારો કરવાની જરૂર છે. વિલાયતમાં વરાળયંત્રથી હળ ચાલેછે, અને ખેતીનું લગભગ બધું કામ યંત્રોથી લે છે. કાનપુરની મિ૦ સ્મીથની કંપનીએ આ દેશના હળમાં થોડો ફેરફાર કરી હળ બનાવ્યાં છે તે સારાં કહેવાયછે. 'રાનસમ પ્રીમીટિવ ઇંડિયન પ્લાઉ' એ નામનાં હળ પણ સારાં કહેવાયછે. અમેરિકન તથા ઇંગ્રેજી નમુનાનાં ઘણી જાતનાં હળોનો આ દેશમાં જૂદે જૂદે ઠેકાણે અનુભવ લેવામાં આવ્યો પણ તે અહીં સારાં ચાલે એવાં નથી, એવું ઠર્યું છે, કુવામાંથી પાણી કહાડવાને અત્રે માત્ર કોસજ વપરાય છે, તેમાં પણ સુધારો થવાની જરૂર છે. વિલાયતમાં તો પાણી કહાડવાને મોટાં મોટાં વરાળ યંત્રો છે.

કેટલાક દેશમાં પાડા, ઉંટ, ખચ્ચર, રોઝ, ઇત્યાદિ પશુ ખેતીના કામમાં જોડેછે આ દેશમાં બળદ સિવાય બીજા જાનવરોને ખેતીના કામમાં વાપરતા નથી. પાડાની ઉત્પત્તિ ઇશ્વર કૃપાથી થાયછે, પણ એ ગરીબ જીવોનું પોષણ કરવાની કાળજી લેવામાં આવતી નથી, તેથી એ ઉપયોગી જીવો ગુજરાતના ઘણા ભાગમાં મરી જાયછે. પણ તેઓને એમ મરવા દેવા તે ઠીક નથી- કારણ પાણી કાઢવાને, ગાડાંના કામમાં, તથા ખેડવાના કામમાં, તેઓનો ઉપયોગ સારી રીતે થઇ શકે એમ છે. પાડા જરા ધીમા હોયછે ખરા પણ, બળદ કરતાં એ પ્રાણી વધારે મજબુત છે, તેથી એ

[1] શાર્ટકી પાનું ૧૨૨. [2] જમીન એક વર્ષ વાસલ કપાસ કરે છે ત્યારે એથી વધારે પાક થાય છે, પણ આ આંકડા સરાસરી

મીન મિશ્ર કરીએ ને જેવી જમીન થાય, તેવી જમીન આ પ્રદેશની છે. ત્યાંની ખેતીની રીત અને પાક ઘણે ભાગે ચરોતરને મળતાં છે.

દસક્રોઈ:—દસક્રોસી એ નામ પડવાનું કારણ સ્પષ્ટજ છે. આ પ્રદેશની જમીનની કાળાશ કાન્હમને સુકાબલે ૫૦ માર્ક જેટલી ગણી શકાય. દસક્રોશી એ ગુજરાત ક્ષેત્રનો માનવંતો ક્યારડો છે. ત્યાંનો મુખ્ય પાક ડાંગર છે. કાસન્દ્રાની શેલડી વખણાય છે, ત્યાંનો ગોળ પ્રખ્યાત છે. વસ-ઈની ડાંગર વખણાય છે, ખારી નદીના કાંઠાના પ્રદેશમાં ડાંગરના પાકને પાણી પૂરું પાડવા માટે નદીમાં બંધ બાંધી કાંસવાટે તેનું પાણી ખેતરોમાં લે છે.

* હંડાપ:—આ પ્રદેશની જમીન, દસક્રોશી અને ચરોતરની જમીન મિશ્ર કરીએ ને જેવી જમીન થાય તેવી છે, અને પાક પણ તે પ્રમાણેજ છે. ક્યારી ઘણી થોડી છે. ગોરાડુ જમીનમાં જાર, બાજરી, કઠોળ, કપાસ, ઈ૦ થાય છે.

એ પ્રમાણે ખેતીની સ્થિતિ છે; તેમાં આગળ કરતાં સુધારો થોડોજ છે. પ્રાચીન કાળમાં આપણો ભરતખંડ કૃષિવિદ્યામાં સર્વ દેશોમાં સર્વો-ત્તમ હતો. તેને યુરોપ અમેરિકા જેવા દેશો કે જે કશા હિસાબમાં ન હોતા, તેમણે હઠાવી દીધો છે. ઇંગ્લાંડની જમીન અને ઋતુ અહીંના ક-રતાં બહુ ઉતરતી પંક્તિનાં છે, છતાં ત્યાંના સુધારાએ કરીને ત્યાં અહીંના કરતાં ઘણો વધારે પાક થાયછે. ત્યાં સરાસરી દર એકરે ૫૦ મણ ઘઉં પાકે છે, અને અહીંની રસાળ ભૂમિની સરાસરી એથી અર્ધીએ નથી. અમેરિકા ખંડમાં ત્યાંની અંદરનીજ હકીકત જોઇએ તો સાધારણ ને સુધારેલા ખેડુતની ખેતીમાં ઘણો ફેર પડેછે. ત્યાં સાધારણ ખેડુતની ખે-તીમાં એકરે ૭૦ મણ બીજું અનાજ પાકેછે, અને ઘઉં ૨૬ મણ પાકેછે; અને સુધરેલી રીતે ખેતી કરનારા ખેડુતની ખેતીમાં એકરે ૧૮૦ મણ બીજું ધાન્ય, અને ૬૦ મણ ગઉં થાયછે. આ ઉપરથી જણાશે કે આ-પણે અહીં સુધારો કરવાની કેટલીબધી જરૂર છે! ૧૭ મા સૈકામાં આ દેશમાં એક એકર જમીનમાં ૧૩૩૮ રતલ ચોખા, ૧૧૫૫ રતલ ઘઉં અને ૬૭૦ રતલ કપાસ અથવા ૨૨૩ રતલ રૂ, એ પ્રમાણે પાકતું હતું; ને હાલમાં ૮૦૦ થી ૯૦૦ રતલ ચોખા, ૬૬૦ રતલ ઘઉં, અને ૫૨

---

* ધાન્યધાર, ધાન્ય ± ધાન્ય.

રતલ રૂ[1] પાકેછે. કાન્હમના મળેલા આંકડા વધારે ખાતરી કરે એવા છે. સને ૧૮૨૮ માં ૧૨૮ રતલ રૂની, સન ૧૮૪૪ માં ૮૩ રતલ રૂની સન ૧૮૫૮ માં ૬૭ રતલ રૂની સરાસરી હતી, અને હાલમાં પર રતલ રૂના[2] પાકની સરાસરી થાયછે.

એ ઉપરથી જણાશે કે હાલ જમીનમાંથી કેટલો બધો કસ ખાલી થઇ ગયોછે, ને તે પૂરવાને ખાતરની કેટલી બધી જરૂર છે. અત્રે ખાતર સંબંધી વિસ્તાર કરતા નથી કારણ કે તે વિષયઉપર બીજાં પુસ્તકો લખાયલાં છે. પરન્તુ ટુંકમાં એમ કહીએ તો ચાલે, કે અત્રેના ખેડુતોને ઢોરનાં છાણમૂત્ર સિવાય બીજા પદાર્થોનો ખાતર તરીકે ઉપયોગ કરવાની ખબર નથી. માણસનાં મળમૂત્ર, હાડકાં, સુપરફૉસ્ફેટ ઑફ્ લાઇમ, ઇત્યાદિનો ખાતર તરીકે ઉપયોગ કરવાનુ ઘણાના જાણવામાંએ નથી. ઓજારમાં પણ ઘણો સુધારો કરવાની જરૂર છે. વિલાયતમાં વરાળયંત્રથી હળ ચાલેછે, અને ખેતીનું લગભગ બધું કામ યંત્રોથી લે છે. કાનપુરની મિ૦ સ્મીથની કંમ્પનીએ આ દેશના હળમાં થોડો ફેરફાર કરી હળ બનાવ્યાં છે તે સારાં કહેવાયછે. 'રાનસમ પ્રીમીટિવ ઇંડિયન પ્લાઉ' એ નામનાં હળ પણ સારાં કહેવાયછે. અમેરિકન તથા ઇંગ્રેજી નમુનાનાં ઘણી જાતનાં હળોનો આ દેશમાં જૂદે જૂદે ઠેકાણે અનુભવ લેવામાં આવ્યો પણ તે અહીં સારાં ચાલે એવાં નથી, એવું ઠર્યું છે, કુવામાંથી પાણી કહાડવાને અત્રે માત્ર કોસજ વપરાય છે, તેમાં પણ સુધારો થવાની જરૂર છે. વિલાયતમાં તો પાણી કહાડવાને મોટાં મોટાં વરાળ યંત્રો છે.

કેટલાક દેશમાં પાડા, ઉંટ, ખચ્ચર, રોઝ, ઇત્યાદિ પશુ ખેતીના કામમાં જોડેછે. આ દેશમાં બળદ સિવાય બીજા જાનવરોને ખેતીના કામમાં વાપરતા નથી. પાડાની ઉત્પત્તિ ઇશ્વર કૃપાથી થાયછે, પણ એ ગરીબ જીવોનું પોષણ કરવાની કાળજી લેવામાં આવતી નથી, તેથી એ ઉપયોગી જીવો ગુજરાતના ઘણા ભાગમાં મરી જાયછે. પણ તેઓને એમ મરવા દેવા તે ઠીક નથી- કારણ પાણી કાઢવાને, ગાડાંના કામમાં, તથા ખેડવાના કામમાં, તેઓનો ઉપયોગ સારી રીતે થઇ શકે એમ છે. પાડા જરા ધીમા હોયછે ખરા પણ, બળદ કરતાં એ પ્રાણી વધારે મજબુત છે, તેથી એ

---

૧ સાઈકી પાનું ૧૨૨. ૨ જમીન એક વર્ષ વાસલ રાખી કપાસ કરે છે ત્યારે એથી વધારે પાક થાય છે, પણ આ આંકડા સરાસરીના છે.

સારા ઉપયોગમાં આવી શકે એમાં કાંઇ સંદેહ નથી. સને ૧૮૭૦ ના ૮ મા આકટની માફક પાડાના બચાવને માટે પણ એક આકટ થાય તો ઘણું સારૂં !! મુમ્બાઈમાં 'જાનવરોપર ઘાતકીપણું અટકાવનારી મંડળી' છે તેવી પાટીદારોમાં પણ એક મંડળી ઉભી થવી જોઇએ.

નડિયાદમાં એક ખેતીવાડીની મંડળી ઉભી થઇ છે. તે નવાં નવા અખતરા કરી જુએ છે, અને દર ત્રીજે વર્ષે ખેતીવાડીનું પ્રદર્શન ભરી, ખેડુતો સારા પાક કરવાને લલચાય, તે નિમિત્તે હજારો રૂપિયા ખર્ચ કરેછે. આ મંડળી યોગ્ય વખતે ઉભી થઈ છે, અને તે ઉભી કરનારને જેટલી સાબાશી આપીએ તેટલી ઓછી છે.

સદહું મંડળી પોતાનું એક ખેતર રાખી તેમાં કેટલાક નવા નવા અખતરા કેટલાક વર્ષથી કરી જુએછે. પરન્તુ એમની ખેતી હજી સુધી ફતેહમંદ નિવડી નથી એવું તેમના વાર્ષિક હિસાબનાં પત્રકો ઉપરથી જણાયછે. નુકસાન થતું હોય તોપણ નાખુશ ન થતાં પોતાના અખતરા ચાલુજ રાખવા જોઇએ. દેશોન્નતિનાં કાર્યો પ્રારંભમાં એવાંજ હોયછે. બીજું મંડળી તરફથી જે ખેતીવાડીનું સંગ્રહસ્થાન ભરાયછે, તેમાં અમારા અનુભવ પ્રમાણે ઇનામ એટલાં મ્હોટાં નથી, કે જેથી ખેડુત લોકો પાકમાં સુધારો વધારો થવા માટે નવા અખતરા કરવાને લલચાય. જે હેતુથી આ ઈનામો કાઢવામાં આવેછે, તે હેતું યથાર્થ પળાય તોજ આ મંડળી ભવિષ્યમાં લાભ કારક નીવડે.

અસલ આપણા દેશમાં કેટલીક ચીજ નહોતી તે નવી દાખલ થઇ, તેના દાખલા ઘણા છે. અસલ આપણા દેશમાં તલ નહોતા તે દશરથ રાજા પરદેશમાં (સ્વર્ગમાં) ગયા હતા ત્યાંથી લાવ્યા, એમ લખ્યું છે. જુવાર વિશ્વામિત્ર ઋષિયે શોધી કહાડી. બાજરી કચ્છના લાખા ફુલાણિયે પરદેશમાથી આણી, તેને ઝાઝાં સૈકડાં થયાં નથી. તે સાત ધાન્યમા ગણાતી નથી અને સંસ્કૃતમાં તેનું નામ નથી. પ્રથમ તો તે ઘોડાનેજ ખવરાવતા હતા માટે તેનું નામ બાજાહાર-વાજી નો અપભ્રંશ બાજ એટલે ઘોડાનો જ ખોરાક—એવું પડયું, ઘોડાનો આહાર માટે બાજાહારો ને તે ઉપરથી બાજરો નામ પડયું, અને તેના ઝીણા દાણા હોય તે [illegible] તો જહાંગીર બાદશાહના વખતમાં આવી.

હિંદુસ્તાન એ ગુલાબનું મૂળ ઉત્પત્તિ સ્થાન છે. ફુલોમાં ગુલાબનુ ફુલ એ સર્વેથી શ્રેષ્ઠ ગણાય છે. યુરોપમાંહે ગુલાબની જાતો છે અસલ ગુલાબના ફુલને, ફક્ત ૫ નાજુક ગુલાબી રંગની પાંખડી હતી, પણ પુષ્પધ્વજ લોકોના ઉદ્યોગ અને હુન્નરથી તે ફુલમાં હાલ ઘણી પાંખડી ને જાતો થઇ છે.

એક બોરડીના ઝાડને વંશપરંપરા વર્ષાનુવર્ષ કેળવણી કર્યા કરીએ તો છેલ્લે ખારેક બોરડી બને, કાસની શેલડી બને, ભોટંગડીની વન્ત્યાકડી બને, વનભીંડાના ભીંડા બને. સિંધણીની ખજૂરી બને, વન્ત્યાકડીનાં બીજ ધોવાની કેળવણી ન કરે તો છેલ્લી વારે ભોટંગડી બને. આ વાતો કૃષિકારોને ધ્યાનમાં લેવા જેવી છે.

કઠણ આચ્છાદનવાળા એક જાતના ઘઉં જેને પોપટિયા ઘઉં કહેછે. તેઆં એ ફાયદો છે કે તેમાં તો ગેરૂ પડતો નથી, ને આચ્છાદન મજબૂત ને તે ઉપર સુંખળાં હોવાથી જનાવરો બિગાડ કરી શકતાં નથી, ને તેનો પાક ઘણો ઉતરે છે, તેથી એ ઘઉંનું વાવેતર ઘણું વધી ગયું છે. સોજીત્રા તરફ ઝાડનાં થડ સીધાં કરવાની ને ઝાડને એકદમ મ્હોટું કરવાની, એક યુક્તિ કરેછે. બીજવાવ્યા પછી ઉગતા અગાઉ તેના ઉપર એક લાંબું ઉભું ભૂંગળું મૂકે છે, તેથી ફણગો એકદમ ભુંગળાના મોંપર ફુટી આવી ઉપર પાંદડાં ફુટે છે. ભાદરણ, અને ઉત્તરે પાસેના હરિપુરા તરફ આંબા છે, તે એવા તો સરસ છે કે તેની કેરીઓ સાકરસાથે સ્પર્ધા કરે છે. નડિયાદના ફારમમાં લીલા રંગની રીંગણી છે, અને તેને પુષ્કળ રીંગણાં આવે છે. ભાદરણના પા. ભીખાભાઇએ અમલદારો તરફથી અમેરિકન રૂનું પ્રથમ થોડું વાવેતર કરી જોયું, ને તેથી લાભ જણાયાથી તેમણે એ રૂનું વાવેતર વધાર્યું હતું, એજ ભીખાભાઈ પટેલે કાળી જુવારનું વાવેતર કરી જોયું તે પણ લાભકારી નિવડ્યું. દેવગઢ બારઇયાના ગુણા ગામમાં ચોળાનું ઝાડ ત્યાંના લોકો એ કેળવીને કર્યું છે.

ગુજરાતમાં મુખ્યત્વે કરીને ઈંગ્રેજ, ગાયકવાડ, અને ખંભાતના નવાબનો અમલ છે. સઘળા ભાગમાં માપણી થએલી છે, ને જમીનનો દર ઠરેલો છે. એ દર ત્રણ પ્રકારનો જમીનના ત્રણ વર્ગ ઉપરથી ઠરાવેલો છે. કુવેતર અથવા બગાયત, જિરાયત, અને ક્યારી. તે સિવાય ન્હારવા, સનંદિયા, પસાયતાં, વાંટા, ને ઈનામી, વગેરે પ્રકારની જમીનના નિયમ જૂદા છે.

ન્હરવા એ શબ્દ निर्वाह (અં. Subsistence) ઉપરથી થયો છે. એનું બંધારણ રેવિન્યુ સરવૈની સેટલમેંટ બુકમાં છે તે એવું કે, ઘણા ભાગીદારો મળી, આખા ગામની સીમની ઉપજ ભરવાની જોખમદારીથી તમામ જમીન રાખી, તેઓ પોતપોતામાં હીસ્સારસીથી વેહેંચી લે, પણ એક જણથી પોતાનો હીસ્સો ન ભરાય તો બીજાને મદદ કરવી પડે, સરકારને તો બધા મળી એકત્ર જવાબ દે, અને તેનો ટુકડો સરકારી દફ્તરમાં નંધાયો હોય તેણે પેટા વિભાગ પાંડી વેચી શકાય નહિ.

કૃષિકારોને સરકાર ખેતીવાડીની રીત શીખવે, ખાતર વગેરે મંગાવવામાં ને બનાવવામાં શિરૂઆતમાં મદદ કરે, ઉત્તેજન આપે. તેમને વિદ્યાભ્યાસ કરાવે, બીજા હુન્નર વગેરે શીખવે, અમલદારો જુલમ ઓછો કરે તેઓ ઉપર પૂરતી કાળજી અને દેખરેખ રાખી સંભાળે, તો તેમની સ્થિતિ સુધરે ખરી. કૃષિકારોની દુર્બલ સ્થિતિ રહેવાનાં બીજાં પણ ઘણાં કારણો છે. ઘણા ખરા ખેડુતો મેહનતું, કાળજીવાળા, હોશિયાર, ને નવી રીત શીખવાને ઉત્સાહવાળા છે. તે છતા દુર્બલ રહેછે, તેનાં મુખ્ય કારણ તેમનાં નાત જાતનાં બ્હોળાં ખર્ચ ને રાજકર્ત્તાની થોડી કાળજી, ને વધારે મ્હેસુલ છે. હમણા કેટલુંક થયાં પ્રતાપી ઈંગ્રેજ અને ગાયકવાડ સરકારે ખેતીવાડીમાં સુધારો થવાસારૂ પાઠશાળા, શાળા, તથા પૃથક્ પૃથક્ વર્ગો ઉઘાડેલા છે. તેથી ભવિષ્યમાં ખેતીવાડીના સુધારાની આશા રાખવી યોગ્ય છે. હિંદના ખેરખાહ મહારાજા રિપન સાહેબે તથા શ્રીમંત સયાજીરાવે ખેડુતો ઉપર સખ્તાઇ ઓછી થવાના હેતુથી તેમના લાભના કેટલાક ઠરાવો કીધા છે. વળી આ સરકારના સહવાસથી આ સુધરતા જમાનામાં પાટીવાળા પણ હવે સુધારાના પ્રવાહમાં ગનિમાન્ થવા લાગ્યા છે; ખેતીવાડીના સુધારાની હીલચાલો થવા લાગી છે; પણ હજી તે ઘણી થોડી છે.

अतिवृष्टिरनावृष्टिर्मुषकाः शलभाः शुकाः ।
स्वचक्रं परचक्रं च सप्तैता ईतयः स्मृताः ॥

ભાવાર્થઃ—બહુ વરસાદ પડે, મુદલ વરસાદ ન પડે, ઉંદર પડે, તીડ પડે, સુડા પડે, પોતાનો રાજા પીડે, પરદેશી રાજા પીડે, એ પ્રકારની સાત ઇતિયો કહેલી છે.

"अन्न धन अनेक धन, चांदी सोना आधा धन."

ઇનામ જીતેલો નિબંધ.

## લેઉઆ વિજયનું લાંબુ આયુષ્ય શાથી થાય?

(લખનાર કરખડીના શા. દેવીદાસ મહીજીભાઇ પટેલ.)

શાર્દુલ વિક્રીડિત.

तर्जन्यां स्थित एव यस्य गगने शैलोऽवतुं गोकुलम्
दत्तं वित्तमतीव येन सुहृदे चांगीकृतं तण्डुलम् ।
येनार्कस्य सुताकृता तु पुनिता कंसानुगा चेदृशः
ते लेऊवा विजयं कुरुत्व ममरं भातुं हरे भ्रातरम् ॥१॥

અર્થઃ—જેણે ગોકુળનું રક્ષણ કરવા માટે આકાશમાં પોતાની પહેલી અંગુઠા જોડેની આંગળી ઉપર ગોવર્ધન પર્વતને ધારણ કર્યો છે; જેણે પોતાના મિત્ર સુદામાનો ચોખાનો અંગીકાર કરી તેને પુષ્કળ સંપત્તિ આપી; અને જેણે યમુનાને ચરણ સ્પર્શ વડે પાવન કરી છે તથા કંસની દાસીને પાવન કરી તેનો સ્વીકાર કર્યો છે; એવા હે હરિ, તારો ભાઇ હલધર–બળદેવ–તેને પ્રકાશવાને માટે તું લેઉઆ વિજયને અમર કર. કારણ કે અમે પણ તારા ભાઇના અનુયાયી–હલધર છીએ; ને તેજ તારી પ્રગલ્ભતાનું કારણ છે.

ગૃહસ્થો! લેઉઆ વિજયનું લાંબુ આયુષ્ય શાથી થાય? એ પ્રશ્ન થોડા વખત ઉપર પુછાયલો હતો; તેના સંબંધમાં પ્રથમ બીજા બે બોલ કહેવાને હું ઉચિત ધારૂંછું કીડીથી તે કુંજર પર્યંત બધાં અવાચક પ્રાણીને લાંબા જીવનની આશા છે. અને તે આશાને લીધેજ પોતાના જીવનના સંબંધમાં આવતી વસ્તુઓ ઉપર ગુણાનુસાર દૃષ્ટિભાવ રાખે છે. અનુકૂળ વસ્તુના ટકાવ માટે અને પ્રતિકૂળના અટકાવ માટે મચી રહે છે. એમ અવાચક પ્રાણીઓ પણ જીવન તો શું પણ જીવનસાધન સુદ્ધાંની અમરતા માટે પ્રવૃત્ત રહે છે, તો પછી મનુષ્ય જીવન અને જીવનસાધનની અમરતા માટે ખત રાખે તેમાં શું આશ્ચર્ય? વસ્તુતઃ પ્રતિકૂળ શિવાયની બધી વસ્તુઓના દીર્ઘાયુષ માટે પ્રયાસ કરે તેમાં નવાઇ નથી. પ્રયાસ પ્રેરણાથી અને પ્રેરણા પ્રાપ્તિની આશાથી પેદા થાય છે. અને એ આશામાં

ચિરકાલિનતાની અભિલાષા પણ હોય છે; તેમાં વળી સર્વથી મોટી અભિલાષા કીર્તિની છે. તેને લીધે મનુષ્ય પ્રસંગવશાત્ પોતાના જીવન સુદ્ધાંનો ભોગ આપવાને તૈયાર થઇ જાય છે; એ કેટલી બધી ઇષ્ટતા ? । કીર્તિ પણ અમરતાનીજ ભાવના પ્રગટ કરે છે; તો તેમાં ઇષ્ટતા કેમ ન હોય ! આખી સંસાર શ્રેણીને દરેક પગથીએ અમરતાની આશા મનુષ્યના મનમાં રમી રહે છે, ને ગમે તે વખતે પ્રગટ થાય છે; તો પછી મનુષ્યોમાં જાતિ વિશેષ—લેઉઆ પાટીદારના મંડળને પોતાની કીર્તિના વિજયધ્વજ અને જીવન દર્પણ (લેઉઆ વિજય)ના દીર્ઘાયુષ માટે પ્રશ્ન ઉત્પન્ન થાય એ સ્વાભાવિક છે. લેઉઆ મંડળના તેમજ તેની દરેક વ્યક્તિના જીવનવ્યાપારમાં જે વિકારો હોય તે એ પત્રદ્વારા દર્શાવી શકાય છે, ને દૂર પણ કરી શકાય છે; તેમજ તેથી નવીનતાનો આવિર્ભાવ પણ થઇ શકે છે; વળી કીર્તિનું પ્રકાશક અને ઇતિહાસનું સાધનભૂત પણ એ પત્ર છે. ટૂંકામાં સુધારો, ઉન્નતિ અને ઉત્સાહના માર્ગને બતાવનારૂં છે. એટલા માટે લેઉઆ બંધુઓનું અંતઃકરણ એ પત્રના દીર્ઘાયુષ્ય માટે આકર્ષાવું જોઇએ; ને આકર્ષાયજ. તેમજ **લેઉઆ વિજય** પ્રતિ પોતાનું કર્તવ્ય બજાવવાની ફરજ દરેક જ્ઞાતિબંધુને છે, એથી કરીને આશાના આલંબન વગર પોતાનું કર્તવ્ય સમજી યથાશક્તિ જે બન્યું તે હું નીચે પ્રમાણે જ્ઞાતિ સમક્ષ મૂકુછું.

કોઇપણ—અમુક વસ્તુનું દીર્ઘાયુષ્ય શાથી થાય ? એ પ્રશ્નનો નિર્ણય કરવા માટે આપણે પ્રથમ બીજા બે પ્રશ્નોનો વિચાર કરવો જોઇએ: અમુક વસ્તુ શા માટે છે ? એ બે પ્રશ્નોનું રહસ્ય તપાસીશું તોજ **લેઉઆ વિજયના દીર્ઘાયુષ્ય** માટે ખરો નિર્ણય કરી શકીશું. અમુક વસ્તુ શા માટે છે ? એ પ્રશ્ન તે વસ્તુના ઘણાખરા ગુણોનું નિદર્શન કરાવે છે. તે અમુક હેતુ માટે છે. એ હેતુને અનુરૂપ તે વસ્તુ છે કે નહિ ? ને છે તો તેને કેવાં સાધનોથી ઇષ્ટ સ્થળે લઇ જવાય છે ? એ બધું એ પ્રશ્નથીજ નિર્ણીત થાય છે. હેતુને અનુરૂપ વસ્તુ હોય તો લોકો તેના ટકાવ માટે કંઇક પ્રયાસ કરે; ને ઇષ્ટ સ્થળે લઇ જવામાં કઇક ખરચે. આથી તેના સ્વરૂપનો અને સાધનોનો નિર્ણય થાય છે. બીજો પ્રશ્ન તેની આંતર વ્યવસ્થા અને બાહ્ય વ્યવસ્થાનો નિર્ણય કરે છે: શી રીતે...? એટલે કેમ હોવું જોઇએ ? કયે ક્રમે ? કઇ વ્યવસ્થામાં ? એનું નિરાકરણ થઇ જાય છે. એ રીતે તેનું સ્વરૂપ, આધાર સાધન અને વ્યવસ્થા નિશ્ચિત થાય; તો

તેનું જીવન પણ લાંબુ થાય. આજ શ્રેણીએ આપણે **લેડિઆ વિજયના** લાંબા આવરદાનો વિચાર કરીએ.

**લેડિઆ વિજય** શા માટે? અમુક હેતુ માટે. હેતુ શો? આચાર વિચાર, રીતભાત, કર્મકાંડ, વિદ્યાકળા ઇત્યાદિમાં સર્વાંશે કલ્યાણ અને કુશળતા પ્રાપ્ત કરવાનો. એ હેતુને અનુરૂપ **લેડિઆ વિજય** છે કે નહિ? અર્થાત્ એ હેતુ માટે તેમાં આવતા વિષયો યોગ્ય છે કે નહિ? બીજું તેને ઇષ્ટ સ્થળે–કલ્યાણ અને કુશળતાની સિદ્ધિપર લઇ જવાનાં સાધનો જેવાં જોઇએ તેવાં છે કે નહિ! સારાંશ કે તેને ધનસાધન જેવું જોઇએ તેવું છે કે નહિ? ત્રીજું તેની વ્યવસ્થા કેવી છે? આંતર અને બાહ્ય વ્યવસ્થા બરોબર છે કે નહિ? બહારથી આવેલા યોગ્ય વિષયોની યોગ્ય ગોઠવણ કરી છે કે નહિ? તથા પત્ર જેને તેને પહોંચાડવાની સગવડ ઠીક છે કે નહિ? એ બધા પ્રશ્નોના ઉત્તર **લેડિઆ વિજયનું** સ્વરૂપ, આધારસાધન અને વ્યવસ્થા એ ત્રણના ઉત્તરમાં આવી જાય છે. એ ત્રણનો નિર્ણય એજ **લેડિઆ વિજયના** લાંબા આયુષનો નિર્ણય છે. શા માટે? એ પ્રશ્નમાંથી હેતુ માટે ફલિત થયેલું સ્વરૂપ અથવા લખાણ; અને તેને ઇષ્ટ સ્થળે લઇ જવાનું આધારસાધન અથવા ધનાશ્રય; વળી શી રીતે...? એ પ્રશ્નમાંથી મળી આવતી વ્યવસ્થા; એ ત્રણ સંબંધી વિશેષ વિચાર કરવાની જરૂર છે **લેડિઆ વિજય** એ ત્રણને આધારે છે. સારાં લખાણ, ધનની સહાય અને સારી વ્યવસ્થા એજ **લેડિઆ વિજયનું** જીવન છે. માટે એના સ્પષ્ટીકરણની આવશ્યકતા છે.

પ્રથમ યોગ્ય લખાણ—લખાણ હેતુને અનુરૂપ હોવું જોઇએ. હેતુ કંઇક હોય ને લખાણ કંઇક હોય; તે ઇષ્ટ નથી. એથી જૂદુંજ પરિણામ આવવાનો સંભવ રહે છે. માટે મુખ્યત્વે કરીને લખાણ હેતુને અનુરૂપ હોવું જોઇએ. આ શિવાય લખાણોમાં બીજી ઘણી બાબતો ઉપર ધ્યાન આપવાનું છે; ને તે આ ઠેકાણે લખી શકાય તેમ નથી. તેમજ આ પ્રસંગે તેની બહુ અગત્યતા પણ નથી. મધુરતા, છટા–રચના ઇત્યાદિ અંગીભૂત રીતે લખાણમાં આવી શકે. આ શિવાય આપણે એક સર્વથી વધારે અગત્યની વાતને કોરે મૂકીએ છીએઃ લખાણ જોઇએ તેવાં–બધા આવશ્યક ગુણોથી ભરપૂર છે એટલુંજ નહિ; પણ તેની સાથે તેવા વિષયો નિરંતર આવતા રહે એવું હોવું જોઇએ. યોગ્ય લખાણોનો પ્રવાહ સતત

આવતો હોય તોજ પત્રનું પૈડું ફરે. એટલા માટે લખાણનો પ્રવાહ નિરંતર શી રીતે જારી રહે? એનો પણ વિચાર કરવો આવશ્યક છે લખાણના નિરંતરના પ્રવાહ માટે નિરંતર લેખકો જોઇએ ને તેને માટે વિદ્વાન જ્ઞાતિબંધુઓને લેઉઆ મડળની સાથે મારી પણ વિજ્ઞપ્તિ છે. તેનો સ્વીકાર એજ મારી કૃતાર્થતા. વિદ્વાન જ્ઞાતિબંધુઓ ધારે તો લખાણો સંબંધી કંઇ પણ ન્યૂનતા ન રહે તેટલા માટે લેઉવા સમાજ સ્થપાય તેના અંગીભૂત તરીકે વિદ્વાનોની વૃત્તિઓ ઉત્તેજિત થવા એક ઉપસભાનુ સ્થાપન થવું જોઇએ.

આપણી બીજી વાત ધનાધારની છે. ખરૂં જોતાં તો એ પ્રથમ મૂકવી જોઇએ; પણ મહાન ઉત્સુક જ્ઞાતિબંધુના હૃદયને અલભ્ય લાભપ્રદ પત્ર વાત્સલ્ય આગળ પૈસો કશા લેખામાં નથી. પ્રાયશઃ પોતાના જીવનનું પણ એમજ ધારે; તો પૈસો શી વિશાતમાં? એવી વૃત્તિ વિરલા પુરૂષોમાંજ પ્રાદુર્ભૂત થયેલી હોય છે. એ વિરલા પુરૂષોના વિરલપણાની ખાતર બીજુ તો શું પણ ત્રીજું પદ આપવામાં પણ કશુ અઘટિત નથી. તોપણ તેની અગત્યતા ઓછી થાય છે; એમ ન સમજવું. **લેઉઆ વિજય** માટે જોઇતાં સાધનો પૂરાં પાડવાને માટે અમુક મૂડીની જરૂર છે; તે માટે ફંડની સગવડ થવી જોઇએ. જેટલે અંશે લખાણોની આવશ્યકતા છે તેટલેજ અંશે ધનની પણ આવશ્યકતા છે. અને એ આવશ્યકતા પૂર્ણ કરવા માટે જ્ઞાતિબંધુઓના હૃદય કમળમાથી અમુક રકમ આપવાને ઉદાર વૃત્તિનો ઉદ્ભવ થવો જોઇએ. વિરલ પુરૂષોને એમાં કંઇ કહેવા જેવું નથી। પણ આપણા બીજા જ્ઞાતિબંધુઓને બે બોલ કહેવાને હું ધારૂં છું: બીજે બધે પ્રસંગે જેઓનું મન મોકળું છે તે શું આવે પ્રસગે સંકુચિત થશે? જેણે હજારોનું ખરચ કરતાં પાછી પાની કરી નથી તે શુ ચાર પાવલાંમાં પાછા હઠશે? કદી નહિ. પ્રણ કદાચ તેમની ઉદાર વૃત્તિને અમુક વૃત્તિનો અંતરાય આવતો હોય; તો તે **લેઉઆ વિજય**ની વર્ગણી દ્વારા દૂર થશે; ને તેમની વૃત્તિને સતુષ્ટ થવાનુ દ્વાર ખુલ્લુ થશે. એક પંથ ને દો કાજ. એક તો **લેઉઆ વિજય**ના લાબા આયુષને આધાર મળે છે, ને બીજું વૃત્તિના સંતોષની સાથે પત્રદ્વારા મળતો લાભ. આમ એકલી વર્ગણીની રકમથી બમણો ફાયદો છે. એવી વર્ગણીની રકમ માટે લેઉઆ બધુઓ પોતાના ગામ દીઠ ઓછામાં ઓછી એક પ્રત ખરીદ કરે તો

થશે લાભ થાય. પણ આપણા ઘણા લાભની સાથે અર્થેણીઓએ શક્યતા-નો પણ વિચાર કરવો. શક્યતાનો આધાર જ્ઞાતિબંધુઓના ઉત્સાહ ઉપર છે ને તે પ્રગટે, તો બસ છે. એ પ્રગટ કરવાનું કામ* વડીલોને સોંપું છું.

આપણે ઉપર જેટલે અંશે લખાણ અને ધનની જરૂર સબંધી જોઇ ગયા તેટલેજ અંશે વ્યવસ્થાની જરૂર છે. વ્યવસ્થાને લીધે આપણા કાર્યનો અંતરાય દૂર થઈ જાય છે. જ્ઞાતિબંધુઓ (ગ્રાહકો)નો ઉત્સાહ અમુક અંશે વધારવાનું, અને લખાણોના પ્રવાહના વેગને ઉત્તેજિત કરવાનું એ એક સાધન છે. ટોળે કરેલાં નાણાંને વ્યસ્તિત કરવાં; યોગ્ય વ્યય આદરવો; ગ્રહાકોને પત્ર સમયાનુસાર પહોંચાડવું; એ બધી વ્યવસ્થા **લેઉઆ વિજય**ના લાંબા આયુષનું આલંબન છે. આ શિવાય અંતર્ગત અને બાહ્ય વ્યવસ્થાઓ બીજી ઘણી છે. અહીં તેને અવકાશ આપવો પરવડે તેમ નથી. તે તો વ્યવસ્થાપકોનું કર્તવ્ય છે; પણ આપણે વૈવિધ્યની વ્યવસ્થાનો વિચાર કરવા જેવો છે. મૂળ હેતુ ઉપર લક્ષ રાખીને એકજ જાતના વિષયોને નહિ, પણ જૂદી જૂદી જાતના યોગ્ય વિષયોને સ્થાન આપવું જોઇએ. બધા માણસો એકજ સ્વભાવના હોતા નથી. તેમની જૂદી જૂદી વૃત્તિઓના સંતોષ માટે યોગ્ય વિષયોની સગવડ થાય તો સારૂં. એકજ માણસની વૃત્તિ જૂદી જૂદી બાબતોમાં આકર્ષાય છે; તો ઝાઝા માણસોના મનનું વલણ તેવું થાય તેમાં નવાઇ નથી. તેનો યોગ્ય ઉપાય વૈવિધ્ય છે. તેથી કદાચ હર્ષનો પ્રકર્ષ તરંગ તો નહિ, પણ આનંદનો આભાસ તો અનુભવે. ને તે અમુક અંશે **લેઉઆ વિજય**ના વિસ્તારની પુષ્ટિને આધારરૂપ થાયજ.

એમ આપણે **લેઉઆ વિજય**ના લાંબા આયુષ્ય માટે મુખ્ય ત્રણ પક્ષને વિચાર્યાં. પ્રથમ સુધારો, નવીનતા અને સમાચારના લખાણો માટે લેખકો; બીજું નાણાંની સહાય માટે ઉદાર ને ઉત્સુક જ્ઞાતિબંધુઓ અને

---

* આપણામાં બીજી ઘણી રીતે આડો દોઢો ખરચ થાય છે; તે ઉપર લક્ષ રાખીને લેઉઆ વિજય માટે વડીલો પ્રયાસ કરે તો અમુક રકમનો ઉમેરો થાય. ઘણા ગામોમાં લેઉઆ ગ્રહસ્થો નવાણ અને એવી બીજી બાબતો માટે રકમ કાઢે છે. તે શિષ્ટજનોની પુન્યમય પ્રેરણાથી લેઉઆ વિજય માટે જુજ રકમ કેમ ન કાઢે? કાઢેજ. એમાં ગામના શિષ્ટજનો પ્રેરણા કરે તો ઉત્સાહથી દરેક અવસરે અમુક ધનાગમ થાયજ.

ગૃહકો; ત્રીજું પત્ર અને પત્રનાં નાણાની વ્યવસ્થા માટે અધિપતિ અને વ્યવસ્થાપકો; એમ એ ત્રણ મંડળ ઉપર આપણા લેઉઆ વિજયના લાંબા જીવનનો આધાર છે. અને એ બધાના સંયુક્ત હેતુ માટે લેઉઆ સમાજની સ્થાપનાની પણ આવશ્યકતા છે. એ દ્વારાએ આપણા ઘણા હેતુ સફળ થાય: રે સઘળા હેતુ પાર પડે લેઉઆ બધુઓ! આપણું સર્વસ્વ કલ્યાણ એમાંજ સમાયલુ છે. તેને ગ્રહણ કરવા તત્પર થાઓ. ને માંગલ્યમય સચ્ચિદાનંદ પ્રભુ પાસે માગો કે—ગુર્જર પ્રદેશની પાવન ભૂમિકામાં પ્રગટ થયેલા મરાળસદૃશ લેઉઆ પટેલના હૃદય કમળને વિકસિત કરનાર લેઉઆ વિજયરૂપી અનભ્ર સવિતા સદૈવ પ્રકાશમાન રહે. તદેવમસ્તુ.

અપૂર્ણ.

——:o:——

## લેઉઆ પાટીદારો વિશે કાંઇક થતા વિચાર.

( સાંધણ પૃષ્ટ ૩૩ )

કુળસ્વરૂપ વિશે વિચાર:—આ સૃષ્ટિમાં ભૂસ્તર શાસ્ત્રીઓના મત પ્રમાણે મનુષ્યની વસ્તી, બીજી ચીજો તથા પ્રાણીઓની પછી થએલી છે. તેવીજ રીતે આપણા શાસ્ત્રમાં પરબ્રહ્મ સિવાય બીજું તત્વ નહોતું પણ ધીમે ધીમે આ સૃષ્ટિનું બંધારણ થઇ પાછળથી મનુષ્ય જાત ઉત્પન્ન થએલી છે. તે વખતે હાલના ચાલતા રીવાજ પ્રમાણે કુળાકુળનો ભેદ હોય એમ અનુમાન કરવાને મને કારણો મળતાં નથી પણ ધીમે ધીમે, ઘણાક વર્ષે કુળાકુળનો ભેદ મનુષ્ય વર્ગે માન્ય કરેલો હોય એમ સમજાય છે.

કુળાકુળનું પ્રમાણ કયાં કારણોને લીધે થએલું હોવું જોઇએ? તો તેનો જવાબ એટલોજ કે—મનુષ્યોનો સ્વભાવ, વિચાર, આચરણ, ને રિદ્ધિ સિદ્ધિ વગેરે ઉપર અવલંબીને એ પ્રમાણ બંધાયું હોવું જોઇએ જે મનુષ્ય જાતમાં ઉપર બતાવેલા ગુણો સારા હોય, ને તેની પેઢી દર પેઢી એમ ચાલતુ આવેલું હોય, તથા એ પ્રમાણે બસેં ત્રણસેં વર્ષ વહી જાય. તેના પ્રમાણમાં કુળની મહત્તા મનાએલી છે. પેઢી દરપેઢી અને બસેં ત્રણસેં વર્ષે કુળની મહત્તા વધે છે. તેનું કારણ મને મારી સમજશક્તિ પ્રમાણે, જો હું સમજવામાં ભૂલ ન કરતો હોઉ તો એમ લાગે છે કે, સૃષ્ટિ પદાર્થશાસ્ત્રના નિયમને અનુસરીને જે પ્રાણીમાં જેવા ગુણ તેવાજ ગુણની

પ્રજા તેની સામાન્ય રીતે થાય છે. અને એ નિયમ ઉત્તરોત્તર થતી પ્રજામાં ચાલુ રહેલો જોવામાં આવે છે. એટલે ઘણાં વર્ષે તેનું ગાઢ બંધારણ થાય છે. તેથી તે ગુણો ઘણા ભાગે ખસતા નથી. માટેજ કુળની મહત્તા ગણાય છે તે મારી નજરે જોતાં વ્યાજબી લાગે છે. ને તેવા ઉદ્દેશથી કુળની મહત્તા જનસમુહમાં સમાએલી હોવી જોઇએ.

વળી સર્વે કોઈ અનુભવી તથા વિચારવાન માણસને ખબર હશે કે–જે માબાપને પત, વિપફોટિક, વગેરે રોગો હોય તે તેનાં છોકરાંમાં ઘણે ભાગે આવે છે. તેવીજ રીતે સારા નરસા ગુણો પણ દાખલ થાય છે.

ત્યારે સવાલ એમ ઉઠશે કે–જે કુળવાન ગણાય તેના છોકરાં હમેશાં કુળવાનજ મનાવાં જોઇએ? તો તે સંબધમાં મારી એટલી સમજ છે કે–કુળવાનનાં છોકરાને કુળવાનજ ગણવાં જોઇએ. કારણ કે કોઇ પણ અનાજનું સારૂ ઉમદા બીજ છે. તેને સારી કેળવાએલી જમીનમાં રોપવામાં ના આવે તો બીના પ્રમાણમાં જેવો છોડ થવો જોઇએ તેવો સારો થશે નહિ. બી સારૂ જોઇએ, તેમ જમીન સારી કેળવાએલી જોઇએ. આ બાબતો દરેક સમજદાર માણસ કબૂલ કરશે. એટલે કુળનું મૂળતત્વ સમજાશે.

હાલ સુધરેલા દેશોના કેટલાક અનુભવી ખેડૂતોએ એમ બતાવી આપ્યું છે કે સારૂં બી સારી જમીનમાં રોપીને જે સારૂં ફળ પ્રાપ્ત કરેલું છે. તેજ સારા ફળને વખતો વખત સારી જમીનમાં રોપી ફળ લેવામાં આવે તો સામાન્ય રીતે સર્વોત્કૃષ્ટ ફળ થયા વગર રહેશે નહીં.

જોકે બીજ સારૂં હોય અને જમીન ખરાબ હોય તોપણ બીને લીધે બીના પ્રમાણમાં સારૂં ફળ પ્રાપ્ત થયા વગર રહેતું નથી. હવે આ બાબતમાં વિશેષ વિવેચન કરવાની જરૂર હું ધારતો નથી. કારણ કે વાચક વર્ગને સારી રીતે સમજાઇ ગયું હશે. વળી આ તો અનાજ વગેરેના સંબંધમાં કહેવામાં આવ્યું પણ મનુષ્ય વર્ગ તો પ્રાણી છે. માટે એ ઉદાહરણ લાગુ પડે નહીં. એમ કોઇ કહે તો તેવાં ઉદાહરણો પણ આ સૃષ્ટિમાં નથી એમ નહીં. જે લોકો અશ્વવિદ્યા જાણે છે. એમને તો સારી રીતે માલુમ પડયું છે કે–સાધારણ ઘોડીને સારો ઘોડો બતાવવામાં આવે તો તેનાં વછેરાં સારાં થાય. એમ ઉત્તરોત્તર પાંચ સાત પેઢી કરવામાં આવે તો તે ઘોડાનો વેલો ઘણોજ સુધરી જશે. તે ઉદ્દેશને અનુસરી વડોદરાના રાજ્યના વિદ્યાવિલાસી શ્રીમંત સરકાર મહારાજા શિયાજીરાવે જનાવરોની-

ઓલાદ સુધારવા સારૂ ઘોડા તથા પાડા પોતાના રાજ્યમાં આણી તેનો ઉપયોગ કરાવવા માંડયો છે. આથી આ બાબતમાં તેમને પણ ધન્યવાદ ઘટે છે. વળી આપણા આર્ય શાસ્ત્રોના કેટલાક ગ્રંથોમાં એમ બતાવી આપ્યું છે કે સ્ત્રીઓએ સવારમાં ઉઠતી વખતે પોતાના ધણીની મુખમુદ્રા નિહાળવી જોઇએ ત્યાર બાદ બીજાં કામ કરવામાં પ્રવર્તવું. આ નિયમ ઉપલા નિયમોને કંઇક અનુસરતો દેખાય છે.

આ બધા વિચારો જણાવ્યા તે આપણા શાસ્ત્ર પ્રમાણે તો સ્થૂળ વિચાર ગણાય તાત્વિક વિચાર, શાસ્ત્રમાં જુદાજ બતાવેલા છે તેનો મને અનુભવ નથી. તોપણ કેટલાંક પુસ્તકો ઉપરથી તથા સૃષ્ટિ સૌંદર્યમાં થતા અવલોકનથી કંઇક એવી સમજ થઇ છે કે આ દુનિયામાં પરમાત્મા એક તત્વ છે. બીજા નાશવત છે. પરમાત્માની ઇચ્છાથી આ સૃષ્ટિનું બંધારણ થએલું છે. આત્મા અમર છે. એમ સ્પષ્ટ થાય છે. અને તેને કર્મો બાધ કરી શકતાં નથી. એટલે તે પોતે મલીન થતો નથી. પણ કર્માનુસાર તેને આ સ્થૂળ સૃષ્ટિમાં આવવું પડે છે. ને મનુષ્યની જેવી કરણી તે પ્રમાણે સારાં નરસાં કર્મોના ભાવે તેમને ત્યાં ફરજંદો થાય છે. તે પ્રમાણે મેળ લેતાં મનુષ્યની કરણી સારી હોય તેનાં બાળબચ્ચાં સારાં થાય છે. વખતે સારી કરણીવાળા માણસને ઘેર નઠારાં ફરજંદો નીપજે છે તો તે વખતે સારી કરણી તેની આ ભવની માનવામાં આવે છે. પૂર્વ જન્મના સંસ્કારનું બળ વધુ હોવાને લીધે વખતે નઠારૂં ફરજંદ પણ નીપજે. આવા તાત્વીક વિચારમાં મારી શક્તિ વધારે દોડી શકતી નથી માટે શક્તિ બહાર જઇ પાંડિત્ય બતાવવું મને દુરસ્ત લાગતું નથી માટે આ સબંધમાં આ તત્વનો વિચારક વિદ્વાનોએ પોતાના સ્વતંત્ર વિચારો જણાવવાની આવશ્યકતા છે. તેથી જન સમુહમાં સારૂ તત્વ દાખલ થશે. એમ હું તો સમજુ છું.

વળી કુળની સાથે સોબત, કેટલોક સબંધ રાખે છે. માટે સોબત સારી હોય તો ફરજંદોનાં આચરણો સારાં નીવડે. આવા વિચારો ગહન છે. ને તે ગહનતા ખરાજ વિદ્વાનો સમજાવી શકશે તેથી આ સબંધમાં મારૂં બોલવું બંધ કરૂ છું.

મારે મારી સમજ શક્તિ પ્રમાણે કબૂલ કરવું જોઇએ કે પાટીદારોમાં જે કુળની મહત્તા બાર ગામમાં ચાલે છે તે કંઇક પ્રથમ બતાવેલી વ્ય-

વસ્થાને અનુસરીને ચાલતી હોવી જોઇએ. પણ હવે કેટલાંએક વર્ષથી તે વિચારમાં કંઇક દુરાગ્રહે વાસ કરેલો જણાય છે. તે દલગીરીની વાર્ત છે.

વળી એક માણસ પેઢી દર પેઢીથી કુળવાન હોય, ને તેની સમૃદ્ધિ (દ્રવ્ય) ઓછી હોય, તોપણ તેની મહત્તા કેટલી છે, તે વાંચનારની નજર તળે સ્પષ્ટપણે આવી ગયું છે. એમ સમજી વાંચનારને એ સંબંધની વાંચન તસ્દી આપવી એ મને દુરસ્ત લાગતું નથી. હવે પછી આ વિષયની પ્રસંગોપાત્ત કેટલીક ચરચા કરવાની જરૂર ધારૂંછુ તે વખત આવે બનશે તો કરીશ.

કોઇ પણ બાબત અપવાદ વગરની હોતી નથી, માટે સામાન્ય ધોરણ લક્ષમાં રાખી વાંચનારાઓ તત્વ ગ્રહણ કરી પોતાના સ્વતંત્ર વિચારથી, આ પત્રમાં ચર્ચા ચલાવશે તોજ આ લખનારને વાંચનારાઓ કનેથી કંઈ કંઈ શિખવાનું અવશ્ય રીતે મળશે.

——:o:——

## બાર ગામ પૈકી ૭ ગામવાળાઓને અરજ.

## વાર્યુ નહીં કરો તો હાર્યુ તો કરશોજ.

(લખનાર—રા. મગનભાઇ છોટાભાઇ ઉતરસંડા.)

ઉતરસંડા, પીહીજ, ઓડ, તારાપુર, નાર ને સુણાવ.

હવે તમારો વારો એક પછી એક એવી રીતે આવવા લાગ્યો છે કે તમોને જે નાના ગામવાળાઓ કન્યાઓ આપતા હતા, તે પોતાના જથા સંભાળવા લાગ્યા છે. માટે હવે તમારો બરાબર જોગ આવે તેમ જણાય છે, કારણ કે પેહેલા જથાવાળાઓ (સોજીત્રા, વસો, નડીયાદ, ભાદરણ, સાવલી, કરમસદ, ધરમજ) તમારી કન્યાઓ લે છે, પણ તમને આપતા નથી એ તમો દેખીતું જાણો છો. માટે પેહેલા ૭ ગામવાળાઓને તો પોતાના જથાની ને વળી તમારા જથાની મળી બાર ગામની કન્યાઓ મળશે એટલે એમનું તો કુળ રહેશે, ને તમારા જથાવાળાઓને તો પોતાના જથાની નહીં, ને વળી બહારના ગામવાળાઓની બંધ થશે એટલે તમારા છોકરાઓને તો વાંઢાપણું થોડી મુદતમાં આવશે, તે ખુબ યાદ રાખવાનું છે. માટે બાંધી મુઠી સવા લાખની છે એમ જાણી તમારે પણ તમારો જથો સંભાળવો જોઇએ, નહી તો તમારા બાળકોને તો થોડીજ મુદતમાં "વાં-

હાપણા"નો ઇલકાબ મળશે. તેનો દાખલો એટલોજ કે ચાલુ સાલમાં તમારા જથ્થામાં કેટલા વર પરણ્યા તે પોતાના મનની સાથે તપાસી જોવાથી સેહેજ દાખલો મળશે.

માટે તમારા ગામોના આગેવાનોને ઘણીજ ચીંતા રાખવાની છે, કારણ કે સબળાનો સાળો થાય પણ નબળાનો બનેવી કોઈ થાય નહીં, એટલે તમારા બાળકોને તો કોઈ સહીઆરી મળશે પણ તમારા ગરીબ ભાઇઓને તો કોઈ નહીં મળે. માટે આગેવાનોએ આગળ થઇ પોતાનો જથ્થો સંભાળવો એજ ફાયદાકારક છે. નહીં તો પાંસરા રહીને દુધ પીવાને બદલે વાંકા રહીને ... પીવું પડશે. વળી એટલુંજ યાદ રાખવું કે, તમે જેટલો પૈસો તમારી દીકરીઓ પછવાડે ખરચ્યો છો તેટલોજ પૈસો તમારી ભાણેજી કેડે ખરચશે નહીં, ને વળી એ પૈસાની આઠ આની પણ તમારા છોકરાની કોઇએ આપી છે? એમ તમને માલમ છે? તે વીચાર કરી જોયાથી સહેજ જણાશે. માટે વાંદરાના ઘાનો રીવાજ મુકી દઇ પોતાને જે ખરો રસ્તો લાગે તે પ્રમાણે ચાલવાથી સુખી થશો. કુળવાન થવું એ પોતાનાજ હાથમાં છે, કારણ કે દીકરી કેડે પૈસા ખરચવાથી કુળ ગણાયજ નહીં પણ છોકરો સારે ઠેકાણે પરણવાથી કુળ ગણાય છે. માટે તમારે ચેતવાની જરૂર છે. અપૂર્ણ.

——:o:——

## "કુરજ."

(લખનાર વલવભાઇ હાથીભાઈ દેશાઇ.)

(સાંધણ પાને ૧૩૩ થી)

કેટલાકનું કહેવું એમ થશે કે જુજ બાબતમાં પૈસા બે પૈસાનું ખર્ચ થાય તેમાં તે શો હીસાબ રાખવો હતો, એમ તે હમેશાં કયાં લખત કરીએ. પૈસો બે પૈસા તો કયાં આવે છે ને કયાં જાય છે, તેનો હીસાબ શો. પણ આ તેમનું ધારવું ઘણું ભુલભરેલું છે. કહેવત છે કે "પૈસો પૈસાને હણે." એક પૈસો હોય તો તેના આકર્ષણથી બીજા હજારો પૈસા તણાયા આવે. બે પૈસા કમાવા અને ખરચવા એ તો સહેલું છે, પણ તેનો સંઘરો કરી જાણવો એ ઘણું મુસ્કેલ છે. સંઘરો કરવાથી કેટલો ફાયદો થાય છે, તે નીચેના દ્રષ્ટાંત ઉપરથી સમજાશે. જો બે પૈસા આઠ

આનાની તેરીખે વ્યાજે મુકયા હોય તો ૧૮૦૦ વરસમાં તેના વ્યાજની રકમ એટલી બધી વધી પડે કે દુનીઆ જેવડા ત્રણ હજાર સોનાના ગોળા તેના વડે ખરીદાય. વળી કેટલાકનું કહેવું એમ થશે કે હીસાબ રાખી અમારે તે કાંને દેખાડવો હતો. કમાવું છે તોય અમારે અને ખરચવું છે તોય અમારે. પણ આવા લોકોએ જાણવું કે હીસાબ રાખવો તે કંઈ કોઈને બતાવવા વાસ્તે નહીં, પણ પોતાનાજ ઉડાઉ જીવને દાબમાં રાખવા વાસ્તે છે. હીસાબ રાખવાથી અમુક દીવસે કેટલા પૈસા ખરચ્યા હતા અને હાલ કેટલા ખરચીએ છીએ, તથા અમુક ચીજની અમુક દીવસે કેટલી કીમત આપી હતી અને હાલ કેટલી આપવી પડે છે, વીગેરે બાબતથી આપણે વાકેફગાર થઈએ છીએ. તેથી ફરી કેટલીક વખત નાહક ખરચ કરતાં અચકીએ છીએ.

વળી ખરચ કરવામાં ઘણી કાળજી રાખવાની છે. દર માસની પોતાની કમાણીમાંથી અમુક ભાગ બચાવવાની ટેવ પાડવી જોઈએ કે જેથી ફરી જ્યારે ઘરડપણ આવે, અને કમાવાની શક્તિ ન રહે ત્યારે બચાવેલી રકમ કામ લાગે. જે લોકોને આવી ટેવ નથી અને જેને "કલકી ફીકર ખે દાકુ" એ શબ્દો ઉપર આધાર રાખી ચાલવાની ટેવ હોય છે, તેમની વૃદ્ધાવસ્થામાં કેવી માઠી હાલત થાય છે, તેના હજારો દાખલા આપણા જોવામાં આવે છે.

હાલ આપણી શાણી સરકારે આપણા લાભાર્થે દરેક પોસ્ટ ઓફીસમાં સેવીંગ બેંક (નાંણાં જમે મુકવાની પેઢી) ઉઘાડી આપણને મોટી સગવડ કરી આપી છે. તેમાં આખા વર્ષમાં ચાર આનાથી તે બસેં રૂપીઆ સુધીની રકમ વગર જોખમે જમાં મુકી શકાય છે, અને જ્યારે પાછા જોઈએ ત્યારે વગર વિલંબે જોઈએ તેટલી રકમ પાછી મળે છે, અને વળી વ્યાજ પણ આવે છે. આવી ઉત્તમ સગવડનો લાભ લેતાં દરેક જણે શીખવું જોઈએ. સાધારણ મજુરીઆત માણસ પણ જો પોતાની કમાઈમાંથી બે ત્રણ દીવસે ચાર ચાર આના બચાવી ઉપર કહેલી પેઢીમાં જમાં કરાવતો જાય તો ઘણે વરસે એક મોટી મુડી થઈ જાય, જેથી પછી ઘરડપણમાં બેઠે બેઠે કોઈની દરકાર અથવા ઓશીઆળું રાખ્યા સિવાય સુખમાં દહાડા જાય.

જો માથે દેવું હોય તો દર માસની કમાણીમાંથી વ્યાજ તથા દેવા

પેટે પણ થોડો થોડો ભાગ આપતા જવું, જેથી કરી દેવારૂપી બોજો પણ હલકો થતો જાય, અને છેવટે તેમાંથી મુક્ત થવા વારો આવે. જો એમને એમ વ્યાજ ચઢવા દઇએ તો દીવસે દીવસે દેવું વધતું જાય અને પછી તેમાંથી છુટું થવું ઘણું મુશ્કેલ થઇ પડે. જોન્સટન નામનો એક અંગ્રેજ પોતાના સંબંધમાં લખે છે કે "જ્યાં સુધી મારે માથે દેવું હતું ત્યાં સુધી મારે એકે દીવસ જપીને ખાવા વારો આવતો નહીં. લેણદારોનાં મન સંતુષ્ટ રાખવા તથા તેમનું માગતું પતાવી દેવા મને રાત દીવસ વિચાર આવતા તેથી નીરાંતે ઉંઘ પણ આવતી નહોતી, અને કંઇ પણ રસ્તો સુઝતો નહી. નાદારી કોરટનો લાભ લેવા ઇરાદો કર્યો પણ મારા બાપ દાદાની આબરૂએ મને તેમ કરતાં અટકાવ્યો. છેવટે મને એક હીકમત સુઝી આવી. તે એ કે મેં મારી દર અઠવાડીઆની કમાઇનો ચોથો ભાગ દેવામાં આપવા માંડયો. તેથી કરી છેવટે તેમાંથી હું પુરેપુરો મુક્ત થયો, અને હાલ હું તથા મારી બૈરી છોકરાં સુખેથી દહાડા કાઢીએ છીએ, અને ગૃહસ્થની પંક્તીમાં ખપીએ છીએ." અપૂર્ણ.

—o—

## જ્ઞાતિ સમાચાર.

૧ તા૦ ૧ લી અગસ્ટ ૧૮૯૬ને રોજ પી. ઓ. કંપનીની ઓરીએંટલ સ્ટીમરમાં ઇંગ્લાંડથી સોજીત્રાના રા. રાવજીભાઇ મોતીભાઇ પટેલ તથા ભાદરણના રા. મોતીભાઇ ભીખાભાઈ પટેલ જેઓ વિલાયત યાંત્રીક વિદ્યા શીખવા ગયા હતા, તેઓ પરીક્ષામાં ઉંચે નંબરે પાસ થઇ આંહી પહોંચ્યા હતા. સ્ટીમરમાંથી ઉતરી અત્રેના કિનારા પર પગ મુકતાંને વાર તેમને માન આપવા હાજર રહેલા સગાવહાલા, દોસ્તો, તથા અત્રે રહેનારા જ્ઞાતી ભાઇઓએ ફુલ તોરાથી તેમને વધાવી લીધા હતા.

ત્યાર બાદ તેમને સારી રીતે માનપત્ર આપી ઘર તરફ તા૦ ૪-૮-૯૬ ને રોજ વિદાય કર્યા હતા. ચાણોદ કન્યાળી જઇ તેઓએ દેહ શુદ્ધ પ્રાયશ્ચીત કર્યાં હતાં. તેઓ વડોદરે ઉતર્યા ત્યારે તેમને આવકાર દેવા કોલેજના તથા હાઇસ્કુલના મળી ૫૦ પાટીદાર વિદ્યાર્થી આવ્યા હતા, ને ફુલ તોરાથી તેમને વધાવી લીધા હતા.

૨ પહીજ ગામમાં બારમામાં ઘણુંજ અઘટીત ખરચ થતું હતું, તેથી મોટી ખડકીવાળાઓના ત્રણ ભાગ પૈકીના બે ભાગવાળાઓએ (રણ-

છોડભાઇવાળા તથા ગોકળભાઇવાળા) ચાર વરસથી બાર વરસ સુધીની ઉમરવાળાઓ બારમુ ખાવ એવો રીવાજ કાઢેલો છે, એ ઘણુંજ સ્તુતીપાત્ર છે. આથી ઘણા અશક્ત કરજરૂપી ખાડામાંથી બહાર નીકળી આવ્યા છે. આવો રીવાજ પાડવા સારૂ બીજા ગામના લોકો પણ વીચાર કરે છે, ને તે થોડી મુદતમાં પાર પડશે એવી આશા છે. શાબાશ!

૩ ઉમરેઠની સે. ક. સબ જડજની કોરટમાં વકીલ, રણછોડદાસ નાગરદાસ પટેલે પોતાના કોઇ અસીલ તરફથી કાગળીઆં કોરટમાં રજુ કરેલાં, તે કાગળીયાં અમદાવાદના શેશન જડજને ખોટાં માલમ પડવાથી વકીલ, રણછોડદાસ નાગરદાસ ઉપર ફોજદારી કામ ચલાવવા પરવાનગી આપેલી હતી, તેની સામે વકીલ રણછોડદાસે હાઇ કોરટમાં અપીલ કરી હતી. ને તેમની તરફથી રા. ગોકળદાસ કહાનદાસ વકીલ તથા મેકફરસન બારીસ્ટર હાજર હતા. તે અપીલના ચુકાદામાં જુલાઇની તા૦ ૨૨ મીએ હાઇ કોરટના જડજો, મેશર્સ, પારસન્સ તથા રાનડેએ જણાવ્યું હતું કે વકીલ કાગળીઆં તપાસવા બંધાયલો નથી, એમ જણાવી શેન્કશન રદ કર્યું છે.

૪ સોજીત્રાના રહીશ રા. ભાઇલાલ વરજભાઇ રાધનપુર સ્ટેટમાં શેકન કલાસ વહીવટદાર નીમાયા છે.

૫ બાકરોલના રહીશ રા. ગોકળભાઇ કીશોરભાઈ પટેલ વેપાર અર્થે પોતાના સગાંવહાલાંને ખબર આપ્યા સિવાય નાતાળ ગયા છે. (૨૭–૭–૯૬) આપણા લોકો ગામ છોડી બહાર નીકળતા નથી, અને ગમે તેવી સ્થીતિમાં પોતાની જીંદગી પુરી કરે છે. પણ મુંબઇથી તથા બીજા દેશોથી ત્યાં સેંકડો લોકો સ્ટીમરોમાં જા આવ કરે છે. તેમજ ચીન, વિલાયત, અમેરીકા ઈ. દેશોમાં ઘણા લોકો વહેપાર અર્થે જાય છે, તે દાખલા તરીકે ધ્યાનમાં લેવા જેવું છે.

૬ નડીયાદના રહીશ દેશાઈ, હાથીભાઈ કાળીદાસ વેપાર અર્થે તા૦ ૧૯–૮–૯૬ ને રોજ દાદા અબદુલાની કંપનનીની સ્ટીમર નામે કોરલેન્ડમાં નાતાળ ખાતે ઉપડી ગયા છે. નાતાળ જનારા ઉત્સાહીઓને અમો તેમના સાહસને વાસ્તે શાબાશી આપીએ છીએ, ને આશા છે કે તેઓ સારાં ફળ મેળવી બીજાઓને ઉતેજન આપશે, ને ધંધા વગરનાઓને ઠેકાણે પાડવા કાળજી રાખશે.

લખી અકટોબર આખર સુધીમાં આ પત્રના અધિપતિને પહોંચાડશે, તે પૈકી જેનો નિબંધ નીચેની મંડળીમાં બધુ મતે પસંદ થશે, તેને રૂ. ૧૫)નાં પુસ્તકો આપણા રા. રા. ઝવેરભાઇ નાથાભાઇ અમીન વાંસદા દીવાન સાહેબ તરફથી ઈનામ આપવામાં આવશે.

રા. રા. વીઠલદાસ ધનજીભાઇ પટેલ આબકારી ઇન્સ્પેકટર સુરત.
રા. રા. ગોવીંદભાઈ હાથીભાઈ દેશાઈ બી. એ. એલ. એલ. બી. જડજ, વડોદરા.
રા. રા. પ્રાગજીભાઇ મથુરભાઈ પટેલ. બી. એ. હેડ માસ્તર, હાઇસ્કુલ મોરબી.

## સોનાનો ચાંદ.

ગયા માર્ચ માસના અંક ૧૧ માં માગ્યા પ્રમાણે **દશકોશી દર્પણ** ઉપર લખાણ અધાપીપર્યંત નહીં આવવાથી પહેલાંનું ઈનામ રદ કરી માનસુચક કીમતી સોનાનો ચાંદ (Gold medal) તથા સર્ટીફિકેટ આપવા ઠરાવ્યું છે, અને તેની મુદત આવતા ડીસમ્બર સુધીની ઠરાવી છે. પાસ થયેલા નીબંધના સ્વામીત્વ ઉપર ઈનામ લેનારનો હક રહેશે નહીં.

## સીલવર મેડલ (રૂપાનો ચાંદ).

પ્રતાપી વસનદાસનું જીવન ચરીત્ર લખી મોકલનાર ભાઇને ઉપલો ચાંદ રા. રા. હીરાભાઈ મુળજીભાઇ પટેલ તરફથી માનસહીત આપવામાં આવશે. મુદત આવતા અકટોબર આખર.

પાસ કરનાર કમીટી:—

૧ રા. રા. કસીભાઇ નારાયણદાસ પા. સોજીત્રા.
૨ રા. રા. નરસીભાઇ મથુરભાઇ પા. સોજીત્રા.
૩ રા. રા. ઝવરભાઇ મથુરભાઇ પા. સોજીત્રા.
૪ રા. રા રાવજીભાઇ મોતીભાઇ પા. સોજીત્રા.

પાસ થયેલા નીબંધનું સ્વામીત્વ કોનું તે ઇનામ કાઢનારની ખુશી ઉપરછે.

## ઈનામ રૂ ૫) નું.

**"તડથી થતી ખુવારીઓ"** મુદત માસ ૪ ની. રા. રા. સંકરભાઈ જેઠાભાઇ પટેલ કુંહાના તરફથી આ ઈનામ આપવામાં આવશે.

પાસ કરનાર કમીટી:—

રા. રા. ગોપાળદાસ વિહારીદાસ દેશાઈ.
રા. રા. મથુરભાઈ વિઠલભાઈ અમીન. ચલોડા.
રા. રા. દાદાસાહેબ અમીન દરાપરા.
રા. રા. ઇશ્વરભાઈ પ્રાગદાસવાળા અમીન. રફુ.

# લેઉઆ વિજય.

પુસ્તક ૨ જું. સપ્ટેમ્બર ૧૮૯૬. અંક ૫ મો.

## ઇશ્વર પ્રાર્થના.

(વડોદરા સાર્વજનીક ઉદ્યાન.)

### હરિગીત.

મળીઆજ જ્ઞાતિ સમૂહ સર્વે, અર્જ એક ઉચારીએ,
શાન્તિકરણ દુઃખહરણ પ્રભુનું, ધ્યાન હૃદયે ધારીએ;
એક ચિત્તથી નિમગ્ન થઇ સૌ, ભક્તિમાં વિરામીએ,
વંદન કરી બહુવાર પ્રીતે, શર્ણું અવિચળ પામીએ. ૧
પવિત્ર ભૂમિ ગૂર્જરી, તેમાં સકળમાં શ્રેષ્ટ જે,
રળિયામણિ ચારૂ ભૂમિ, તેમાં ન કંઇ શક ઉપજે;
દશકોશી કાનમ આદિસ્થળ, જ્યાં ભૂમિ બ્હો રસાળ છે,
તુજ કૃપા કેરી પાત્ર, લેઉઆ જ્ઞાતિ જ્યાં વિશાળ છે. ૨
આવા પ્રસાદિત પુત્ર તારા, કેરી વિનૃતિ ધારજે,
કંઇ કષ્ટમાં પડતી અમારી, જ્ઞાતિને ઉગારજે;
વિદ્યા, હુન્નર, વ્યાપાર, ઉદ્યમ નીતિને વધારજે,
સુશિક્ષિતા બાળા કરી, અમ વંશ ઉજ્વળ રાખજે. ૩
કૃષિ કર્મ જે પડતી દશામાં, હાલમાં જણાય છે,
જેની અસર વિપરીત હોઇ, અમ જ્ઞાતિ બ્હો પીડાય છે;
શિક્ષણ સરળની વૃદ્ધિથી તું, સઘ એ સુધારજે,
પ્રતિ વર્ષ વૃદ્ધિ પાકની કરી, હોંસ સુખ વધારજે. ૪
જે બાળ લગ્ન કરાળ શત્રુ, ગર્જતો રે'છે સદા,
તેને વિદારી નાંખીને, તું ટાળ સર્વે આપદા;

અનાથ બાળાઓ રૂવે, બાળાપણે વિધવા થઇ,
તેવું બને નહિ જો હવે તો, મ્હેર પ્રભુ બીજી કઇ? ૫
સુવંશ નિર્બળ થાય છે, કુચિન્હ એવું જણાય છે,
વિદ્યા હુન્નરની વૃદ્ધિમાં, આરોધ સબળો થાય છે;
તે રોધના ઝટ રોધથી, ઇચ્છાનુરૂપ ફળ આપજે,
સૌ કાર્યમાં સાધનરૂપી તે, શરીર સંપત્ રાખજે. ૬
કૂડાં કજોડાં કાળનો, બ્હો કાળથી પ્રચાર છે,
તે દુઃખનો સમુદ્ર, તારનાર તું આધાર છે;
નિર્દોષ પુત્ર પુત્રીયોનાં, દુઃખ તું નિવારજે,
વિકાળ કાળ કેરા, મુખમાંથી તું ઉગારજે. ૭
સુવિનીતા[1] રામા કરી, સુગૃહિણી બનાવજે,
નિજ બાળની યથાવિધિ, સંભાળ તું રખાવજે;
દારિદ્રયને વધારનારાં, ખર્ચ ફોકટ થાય જે,
તેથી થતાં બ્હોળાં કરજથી, જ્ઞાતિને ઉદ્ધારજે. ૮
જ્ઞાતિ સુધારા વૃક્ષને, તું બાળવી ઉછેરજે,
અમૃત સિંચિ મૂળમાં, તું નવપલ્લવ રાખજે;
વિદ્વાનની સંખ્યા મહી, તું અહર્નિશ ઉમેરજે,
સૌ બંધુઓ સંપે વસે, એ વૃત્તિને તું પ્રેરજે. ૯
જ્ઞાન દીપક પુસ્તકાલય, સર્વ સ્થળ ઉઘડાવજે,
અજ્ઞાન તિમિર દુર્ગ[2] ભેદી, વ્હેમને નસાવજે;
આ છેલ્લી કરીએ પ્રાર્થના, તે ઇશ હૃદયે ધારજે,
લેઉઆ વિજય પત્રની, ચડતી નિરંતર રાખજે. ૧૦

—:o:—

## "ધી લેઉઆ પાટીદાર હિત્તવર્ધક મંડળ."

(પુસ્તક ૧ લાના અંક ૬ ના પુંઠા ઉપર પ્રગટ કરેલા લખાણના સબંધમાં.)

(લી૦ રા. વિઠ્ઠલભાઇ ઝવેરભાઇ વકીલ.)

લેઉઆ શુભચિંતક બંધુઓ! આજથી ત્રણ વર્ષ ઉપર મારા મનમાં આપણી જ્ઞાતિને માટે એક ફંડ ઉત્પન્ન થાય એમ સ્વાભાવિક વિચાર ઉ-

૧ વિનયવાળી. ૨ અજ્ઞાનરૂપી અંધકારનો કોટ.

ત્પન્ન થયો હતો, પણ કેટલાક કારણોથી તે વિચાર દાબી રાખ્યો હતો. પ્રસંગોપાત એ વિષય હું અનુભવી ગૃહસ્થો સાથે ચર્ચાવતો હતો, અને તેઓ મારા બાળવિચારને ઉછેરતા હતા. આ પ્રમાણે ઘણા પુરૂષોના સબંધમાં આવવાથી મને હાલમાં એમ વિશ્વાસ બેઠો કે મારૂં કહેવું મારા બાંધવો લક્ષમાં લેશે, યોગ્ય વિચાર કરશે, અને તેને ન્યાય આપશે.

આ ફંડનું નામ લેઉઆ હિતવર્ધક ફંડ કે ગમે તે રાખો. નામને માટે વિશેષ વાદવિવાદ કરવો એ યોગ્ય નથી, કારણ કે આશય માત્ર જ્ઞાતિનું શ્રેય કરવાનોજ છે:

સાધારણ રીતે જોતાં કેળવણી પામેલા તેમજ બીજા સદ્‌ગૃહસ્થોનો વિચાર આ વખતે આવું કાંઇ ફંડ એકઠું થાય તેને માટે પ્રયત્ન કરવાનો હશે, પણ આજ કાલ સર્વ કોઇ તાત્કાલિક યશને શોધે છે. અને ઘણા પુરૂષોનો અભિપ્રાય મારા વિચારને મળતો હશે તોપણ આ વિષય ચર્ચાવાનું જોખમ વહોરી લેવું એ તેમને યોગ્ય લાગતું નહિ હોય એમ ધારીને, કે આપણે બે વાનાં કંઇ કહીએ તેથી કદાપિ કોઇને ખોટું લાગે ખરૂં લાગે, માન કે અપમાન લાગે, અને સુધરી ગયા એમ કહી આપણને હસે. તોપણ હું મારા ધર્મ તરીકે એક લેઉઆ હિતવર્ધક સભાના સભાસદ તરીકે એક લેઉઆ પાટીદાર તરીકે આખી જ્ઞાતિ સમસ્તની હજુર બે બોલ બોલવા રજા માગુંછું. ઘણા માણસો સારૂં લગાડવાને માટેજ હાજી હાજી કરી આપણા હિતમાં ધૂળ નાંખે છે, પણ મર્યાદાપૂર્વક સત્ય કહેવું એજ મારો ધર્મ છે, આજકાલ આપણી જ્ઞાતિના સદ્‌ગૃહસ્થો વિવાહમાં ને વરસીમાં તેમજ બીજા વિધ વિધ પ્રસંગોએ બહોળે હાથે ખર્ચ કરેછે, એ એક આનંદની વાત છે, સારી વાત છે, પણ તેમની એ સખાવતમાંથી કોઇ પણ ભાગ આવા ફંડમાં ખર્ચે તો બેશક વિશેષ લાભ થાય. જે જે તકરારો છે તે કહેવાતા નવા વિચાર ને જૂના વિચારના માણસો વચ્ચેજ છે. પણ તે તકરારો કંઇજ નથી ફક્ત સમજવામાં ફેર છે. સુખ મેળવવું એજ સર્વ કોઇનો આશય છે, પણ કયા સાધનથી મેળવવું તેમાં ભિન્ન ભિન્ન મત છે. કોઇ લાંબો માર્ગ બતાવે છે કોઇ ટુંકો માર્ગ બતાવે છે, કોઇ સહેલો માર્ગ દર્શાવે છે, કોઇ વિકટ માર્ગ બતાવે છે, પણ તે સર્વ હિત ઇચ્છીનેજ. આ સર્વ વિચારો એકદમ એકત્ર થાય એમ હું ધારતો નથી, એમ હું માનતો નથી, કારણ કે એમ બનવું એ સૃષ્ટિક્રમ વિરૂદ્ધ છે.

જો વિદ્યા વધે તો વિચારો સુધરે, જો ધંધો વધે તો કુવિચારો પલાયન કરે, પણ વિદ્યા, વેપાર, કળા, કૌશલ્ય, ઇત્યાદિનો મૂળ આધાર પૈસો છે. સુધારાનું મૂળજ પૈસો છે, મૂળનો વખત ગયો છે, જમાનો બદલાયો છે, કાળચક્ર ફરે છે, ગંગાજીનું મહાત્મ પરવારવા બેઠું છે, અને જૂદા જૂદા માટની પાઘડીઓ એકઠી થવા લાગી છે. સાર માત્ર એટલોજ કે પશ્ચિમ તરફનાં વિદ્યા, કળા, હુન્નર, ઉદ્યોગ વગેરે સર્વે જ્ઞાતિમાં પેઠાં છે. આપણે જમાનાની પાછળ પડેલા છીએ, બીજાના સાથમાં રહેવું એ આપણો ધર્મ છે–કર્તવ્ય છે. આ સર્વ પ્રાપ્ત કરવાને જે જે કર્મો ઘટે તેને માટે એક સારા ફંડની જરૂર છે. એ ફંડ સહેજ એકઠું થાય તેમ છે, માત્ર ઉત્સાહ, આગ્રહ, અને દૃઢ પ્રયત્નની જરૂર છે. મારા ધારવા પ્રમાણે જે માણસને વાર્ષિક ઉત્પન્ન સો રૂપિયાનું છે તે સેહેજ ચાર આના આપી શકે, અને બસેંના ઉત્પન્નવાળાને આઠ આના આપવા મુશ્કેલ પડેજ નહિ તે પ્રમાણે દર સો રૂપિયાની આવક ઉપર ચાર આના આપવા એમાં કંઇ વિશેષ નથી, કારણ કે જે હેતુ સો રૂપિયાથી સાધી શકાય તે હેતુ ચાર આનાથી સરી શકે તો શું ખોટું. જે બાળકને માટે તમે તન, મન ને ધન ખર્ચોછો, જેને માટે રાત્ર દિવસ ઉદ્યોગ કરોછો, જેને માટે ભૂખ, તરસ, ટાઢ, તડકો વેઠોછો, જે બાળાઓને સુખી જોવા તમારૂં આખું રળતર ખર્ચોછો, જે બાળા માટે તમારી વતનવાડી, વજીફા ઇત્યાદિ સર્વ વખતે સાફ કરોછો, અને તેમ છતાં પણ તમારા ધાર્યા પ્રમાણે તમે તેમને સુખી જોતા નથી તેનું કારણ શું? એક શબ્દમાં કહીએ તો ન્યાતનાં દુઃખદાયક બંધનો. તે બંધનોમાંથી મુક્ત થવાનો એકજ માર્ગ વિદ્યા વિદ્યા ને વિદ્યાજ છે. અને તેના સાધનને માટે ઉપર કહ્યા પ્રમાણે ફંડની જરૂર છે. કારણ કે આપણામાંના કેટલાક માણસો પ્રાથમિક કેળવણી લેવાને શક્તિમાન નથી તો ઉંચી કેળવણી લેવાની શક્તિની તો વાતજ શી? અને આ સમય પ્રમાણે ઉંચી કેળવણી લીધા સિવાય ઉચ્ચ વિચાર પ્રાપ્ત થાય અથવા અન્ય જ્ઞાતિઓની સાથે સ્પર્ધામાં (વધારે તો રહ્યું પણ સમાનતામાં) પણ ટકી શકાય એ પાણી વલોવી માખણ કાઢવા સરખું છે. મારૂં કહેહેવું એમ નથી કે એ ફંડ કેળવણીમાંજ વપરાય, ફંડ ન્યાતનું છે ને ન્યાત સમગ્રની ઇચ્છાનુસાર તેનો જ્ઞાતિના હિતને અર્થે સદુપયોગ થાય એજ મારો અભિપ્રાય છે. મારૂં કહેવું એમ પણ નથી કે હું કહું છું તેજ પ્ર-

માણે દર રાખવો, આ વિષય ઉપર યોગ્ય વિવેચન થાય અને યોગ્ય પુરૂષો તેમાં ફેરફાર કરવા કંઇ વિચાર હોય ને તે ફેરફાર માટે તેઓ યોગ્ય કારણ દર્શાવે તો તેમના મત પ્રમાણે અનુસરવાને કોને આનાકાની હોય. ઘણા જનોએ સાંભળ્યું તો હશેજ કે એક મિલમાં હજાર બારસે કે તેથી પણ વધારે મજુરો હતા, તેમણે માંહોમાંહે દર માસે એક પાઇનું ઉઘરાણું કરી એક ફંડ ઉભું કર્યું. અને તે ફંડમાથી પ્રથમ તો પોતાને રોજની જરૂરીઆતની વસ્તુઓ (ચા ઇત્યાદિ) પૂરી પાડવાને દુકાનો ઉઘાડી તેમાં ફાયદો જણાયો, ફંડ વધીને મોટું થતાં તેમણે હથિઆર વગેરે નિરાધાર મજૂરોને પૂરાં પાડવા માંડયાં, અને ત્યાર પછી ફંડમાં વિશેષ વધારો થતાં તેમનાં બાળક માટે ધંધો શીખવાને અને સામાન્ય જ્ઞાન આપવાને શાળા ઉઘાડી, આમ કરતાં તેઓ એક સાધારણ સ્થિતિમાંથી ઘણી ઉંચી સ્થિતિમાં આવી શકયા અને પોતાની મોટાઇ જાળવી શકયા. એક પિતા પોતાના પુત્રને સારે ધંધે લાગે તેટલું જ્ઞાન, અને પોતાનું સારૂં નામ અને કીર્તિ વારસામાં સોંપી જાય તેનાથી રૂડું શું? પોતાના પુત્રને ગમે તેટલો વારસો સોંપો તેનાથી જે સુખ તેને ઉત્પન્ન થશે તેના કરતાં પોતે શીખેલા ધંધામાંથી શું તે ઓછું પ્રાપ્ત કરશે? આત્મ મહેનતથી જે સુખ મેળવશે તેથી કરી પોતાના પિતાનો શું તે ઓછો ઉપકાર માનશે? કદિજ નહિ. અમેરિકન કંડિઆ વેચનારની પેઠે પોતાના માબાપને તે પુત્ર અત્યંત આશિષ દેશે, અને પાયમાલ થઈ ગયેલા લક્ષાધિપતિનો પુત્ર "અરે કંઇજ નહિ ભણ્યા, કંઇજ નહિ શીખ્યા, ઘર ઘર ભટકવાનું રહ્યું, અકર્મી પિતાએ ભણાવ્યાજ નહિ" આવા શોકજનક ઉદ્દગાર ઠામ ઠામ તે ઉચ્ચારશે. સારાંશ કે દરેક માણસ પોતાનું કર્તવ્ય કર્મ જાણે તેમ થવા આ ફંડના સાધનથી ઉપાય યોજી શકાશે.

આ પ્રમાણે જે ફંડ ઉત્પન્ન થાય તેની કેવે પ્રકારે યોગ્ય વ્યવસ્થા થઇ શકે તે વિષે મારો અભિપ્રાય આપવા હવે હું શરૂ કરૂં છું.

૧ એકત્ર લેઉઆ સમાજ સ્થપાય અને તેની ઉન્નતિ માટે લવાજમ ઇત્યાદિની જે વ્યવસ્થા કરવી ઘટે તે માટે યોગ્ય ઉપાય યોજાય. આવી સમાજની કેટલી આવશ્યકતા છે તે સેહેજ અક્કલના માણસો પણ જાણી શકે તેમ છે તે છતાં મારે સ્પષ્ટ જણાવવું જોઇએ કે વર્ષોવર્ષ અથવા અમુક અંતરે પાટીદાર જ્ઞાતિના ગામોમાં એક કાન્ગ્રેસ ભરાય, અને શા શા

ઉપાયો યોજવા તે ઉપર વિવેચન કરી કેટલાએક નિયમોનો નિર્ણય થાય; અને તે નિયમો અમલમાં આણવા યોગ્ય ઉપાયો યોજાય આ સઘળું કર્તવ્ય એ સમાજ કરી શકે.

આ ફંડમાંથીજ પારસી જ્ઞાતિની પેઠે અનાથ બાળકોના ભરણ પોષણ માટે યોગ્ય વ્યવસ્થા થઇ શકે. આપ સઘળા જાણો છો કે કેટલાંક અનાથ બાળકો નિર્દય વાલીના સંરક્ષણમાં રહેતાં તેમના ત્રાસનો ભોગ થઇ પડે છે અને કદાચ તે બાળકોમાંજ કોઇ રામ, કરણ કે પરશુરામ અગર વસનદાસ જેવાં રત્નો કેમ દટાઈ ન રહે! એવાં બાળકોની ઉન્નતિ માટે સઘળા પ્રયત્નો કરવામાં આવે ને યોગ્ય લાગે તો તેમના વ્યવહારિક સબંધમાં પણ ઘટિત મદદ થઇ શકે. અપૂર્ણ.

———:o:———

## "લેઉઆ વિજયનું લાંબુ આયુષ્ય શાથી થાય? એ નિબંધનું પરિશિષ્ટ."

(લખનાર—રા. દેવીદાસ મહીજીભાઇ પટેલ. કરખડી)

(સાંધણ પાનું ૭૮)

લેઉઆ વિજયના લાંબા આવરદા વિષેના મારા લખેલા નિબંધમાં મૂળ હેતુને અનુસરતાં મુખ્ય મુખ્ય કારણોની સાથે કેટલાંક અંગીભૂત કારણો પણ દર્શાવ્યાં છે; ને ઘણાં ખરાં અંગીભૂત કારણો પ્રશ્નોથી સૂચિત થતાં હોવાને લીધે તપસીલવાર દર્શાવ્યાં નથી. તે ઘણા ખરા પુરૂષોની ખાતર યથાવિધિ બતાવવાની સૂચના અમુક ( ) શિષ્ટજન તરફથી મને થઇ છે. ને તે ઉચિતજ છે; તેટલા માટે હું તેનું યથામતિ વિવેચન કરતા પહેલાં બે શબ્દ બોલવાને ઇચ્છું છું. આ વિષયના સંબંધમાં મને બે પ્રકારનો ડર રહે છે. એક તો પાનાં ભરવાના ઉદ્દેશની શંકાવાળા પુરૂષોની વૃત્તિના વિતર્કનો. અને બીજો પ્રચલિત વિષયમાં યોગ્ય ભાવના સંબંધ માટે પુનરૂક્તિ થવાના સંભવનો. બનતે પ્રયત્ને તો તેની કાળજી રાખીશ; પરંતુ કદાચ સુજ્ઞોને તેવો આભાસ થાય તો તેને માટે ક્ષમા માગું છું.

લેઉઆ વિજયના લાંબા આવરદાનો આધાર જે મુખ્ય ત્રણ વર્ગો ઉપર રહેલો છે, તે આપણે આગળ જણાવી ગયા છીએ. ને મૂળ હેતુ

ઉપર લક્ષ રાખીને ત્રણેની આવશ્યકતા પણ વર્ણવી છે. ને તે દરેકની અંગીભૂત બાબતોની ઇસારત સાથે વિધિનું પણ સહજ સૂચન કર્યું છે; પણ તે ઝાંખુંજ તેના અમુક પ્રકાશ માટે આ ફેરે આપણે જૂદે માર્ગે જઇશું. એ માર્ગ તે **લેઉઆ વિજય**ના લેખકો, ઉદાર પુરૂષો સહિત ગ્રહાકો અને વ્યવસ્થાપકોનો ઉલ્લાસ છે. જો ત્રણે વર્ગમાં ઉલ્લાસ ઉત્પન્ન થાય તો નાની બાબતો પણ એની મેળે પ્રકાશી ઉઠે એ ઉલ્લાસ શી રીતે ઉત્પન્ન કરવો એ કહેવું કંઇ સહેલું નથી. ભિન્ન ભિન્ન હૃદયોને અમુક માર્ગે લઇ જવાનું કામ તેના અનુભવી પુરૂષોજ જાણે. તે મારાથી કહી શકાય એવું સરલ નથી. છતાં જે બની શકે તે સુજ્ઞોની દૃષ્ટિ મર્યાદામાં મૂકવું જોઇએ. આ આપણે પકડેલા માર્ગમાં પરોપકારી પુરૂષોનો વધારે ખપ છે. તેમના પરોપકારથી ભરેલા હૃદયે કંઇક ઉલ્લાસનો માર્ગ દીઠો છે. તેઓ આપણી ઉંઘતી પ્રજાને જાગ્રત કરી ઉલ્લાસનો માર્ગ ખુલ્લો કરી બતાવે તેમ **લેઉઆ વિજય**ના લેખકો અને ગ્રહાકોના હૃદય ઉપર પણ તેમની અસર વધારે થઇ શકે; અને એથી કરીને જ્ઞાતિવત્સલતા અને ભલુ તાકવાની વૃત્તિ લખાણોમાં મુદ્રિત થઇ રહે. તેનું યોગ્ય ફળ પણ મળે જાય. આમ છે તો લેખકોમાં, ગ્રહાકોમાં અને વ્યવસ્થાપકોમાં ઉલ્લાસ શી રીતે આવે તેનો બનતો વિચાર કરીએ.

આપણા લેખકોમાં ઉલ્લાસ પેદા થવાના બે માર્ગ છે: એક–જ્ઞાતિવત્સલતા અને ભલું કરવાની વૃત્તિની અસર. બીજું–તેમની કંઇક આશા રાખતી વૃત્તિને ઉત્તેજન આપવું તે. જ્ઞાતિવત્સલતા અને ભલું કરવાની વૃત્તિ માણસને ઉભરા બહાર પાડવાને ઉત્તેજિત કરે છે. ને તેની સાથે ભલું થવાની આશા પણ રહે છે. અમુક વાત બધાના જાણવામાં આવે; ને તેથી ઘણાને અસર પણ થાય. આ માર્ગને માટે દરેક વખતે આપણા જ્ઞાતિ બંધુઓને સંબોધતા રહેવું. જો કે એવા પુરૂષો વિરલ છે; તોપણ તે ઘણાનો બદલો વાળી શકે તેમ છે. બીજો માર્ગ લેખકોની વૃત્તિના પરિતોષની સૂચના કરે છે. ને તે ઉચ્ચ પ્રકારના પરિતોષની કે ઉતરતા પ્રકારનો પરિતોષની–એમાંથી ગમે તેની ભલામણ આપે છે. ઉંચા પ્રકારનો પરિતોષ ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીના મેમ્બરોના જેવો કે જેમાં પરાર્થ પરાયણતાનો અંશ હોય છે. આવી વ્યવસ્થા આપણા લેઉઆ સમાજને લાગુ પાડી હોય તો અમુક અંશે સારૂં ફળ આપે. એ લાગુ પાડવાની રીત

સર્વેની દૃષ્ટિ આગળ છે. (અમદાવાદ ...) ઉતરતા પ્રકારનો પરિતોષ લેખકોને પરિતોષિક આપવું તે છે. તેથી ઉત્પન્ન થતો ઉલ્લાસ થોડું ઘણું પણ કરી શકે. એ પ્રમાણે ઉલ્લાસથી ઉત્પન્ન થતાં લખાણોની યોગ્યાયોગતાનો વિચાર વ્યવસ્થાપકોને અથવા બીજા નિમાયલા મંડળને કરવાનો છે. તે આપણે આગળ જણાવી ગયા છીએ; તોપણ લખાઇ આવેલા વિષયોની પરીક્ષા કેવી રીતે કરવી તે સૂચવવું અયોગ્ય નથી: અમુક લખાણ કયા હેતુ માટે છે? તે હેતુ જાળવવામાં આવ્યો છે કે નહિ? ને તે હેતુની બધી બાજુઓ તરફ દૃષ્ટિ પહોચાડેલી છે કે નહિ? આટલી મુખ્ય બાબતો ઉપર વ્યવસ્થાપક અથવા અધિપતિ ધ્યાન આપે તો તેમની બાહ્ય વ્યવસ્થાઓમાંનું એક કર્તવ્ય પૂરૂં થયું સમજવું. બીજું કર્તવ્ય વળી તેમને આગળ કહીશું. હાલ ગ્રહાકોના ઉલ્લાસનું નિરૂપણ કરવાનું છે: ધનાશ્રય સંબંધી આપણે ઘણું ખરૂં કહી ચૂકયા છીએ; એ પ્રણાલનું સ્વરૂપ પણ દર્શાવ્યું છે. પણ તેના મૂળને ઉત્તેજિત કરવા સંબંધી વિચાર બાકી છે. ને તે આપણા બીજા વર્ગના ગૃહસ્થોના ઉલ્લાસનો વિચારજ. લેઉઆ વિજયના આશ્રય ફંડ માટે આખા પાટીદાર વર્ગમાં ઉલ્લાસ પ્રગટ થવાના માર્ગ ઉપર કહ્યા તે બે છે. તેમાં પહેલા માર્ગથી ઘણું થઇ શકે તેમ છે. જ્ઞાતિવત્સલ અને ભલુ કરવાની વૃત્તિવાળા પુરૂષોને લેઉઆ વિજયથી થતા ભલાનું ભાન આપવાનું છે એથી તેમનો ઉલ્લાસ એ પત્ર તરફ પ્રગટે છે. ને તેની અસર બીજા માણસો ઉપર પણ થાય છે બીજા માર્ગમાં અમુક અંશે બદલાનું પ્રધાનપણું છે. તે મળે તો ઉલ્લાસનું દ્વાર ખુલ્લું થાય. તેને માટે અનુકૂળ વિષયોવાળું પત્ર (લેઉઆ વિજય), તથા ભલું કરવાની આશા આપવાની આવશ્યકતા છે. એકંદરે ટોળે થતા ફંડનો સારો ઉપયોગ અને તેથી થતા લાભ તથા જ્ઞાતિવત્સલતાનું ભાન કરાવાથી તેમનો ઉલ્લાસ ઉત્તેજિત થઇ શકે.

વ્યવસ્થાપક મંડળને એ દ્વારા આવેલાં નાણાંની વ્યવસ્થા ઉલ્લાસથી કરવાની છે. તેમને આય વ્યયની બરોબર કાળજી રાખવાની છે. આ બાબત ફંડનાં નાણાંની વ્યવસ્થા કરનારાઓને માટે છે. મનુ કહે છે કે—

आयव्ययस्य कुशलान् गणित ज्ञान लोलुपान् ।
नियोजयेद्धर्म निष्ठान् सम्यक्कार्यार्थ चिंतकान् ॥

હિસાબ કિતાબમાં કુશળ, ખુશામત વગરના, ધર્મમાં નિષ્ઠાવાળા અને સારી રીતે પૈસાની વ્યવસ્થા સંબંધી વિચારના પુરૂષોને ખરચ અને આવકનું કામ સોંપવું જોઇએ. ફંડનાં નાણાંની શી વ્યવસ્થા કરવી તે તો પહેલાં બતાવેલું છે. લખાણો અને નાણાં સંબંધી વ્યવસ્થા તથા પત્રની આંતર વ્યવસ્થા સંબંધી પણ જણાવી ગયો છું. એ બધી વ્યવસ્થાઓમાં આવડ સાથે ઉલ્લાસ પણ તેમનામાં જોઇએ. તેનું સાધન જ્ઞાતિવત્સલતા છે. ને તે આપણા જોવા પ્રમાણે અધિપતિમાં દેખાય છે. અને લેઉઆ બન્ધુઓએ એમનું ઉદાહરણ લઇ કંઇક વત્સલતા રાખવી જોઇએ. અરે રાખોજ. ને ઉન્નતિનાં સાધનોની માગણી ઇશ્વર પાસે કરો. અને હું પણ પ્રભુની પ્રાર્થના કરૂં છું કે:—

### શિખિરિણી.

हरिर्लेव्वाख्येषु प्रभवतु निधातुं हितदशः
च्चवात्सल्यं ज्ञाते रपिसततरागंननु मिथः ।
किलोल्हासं कर्तुं किमपि सविवेकं च सुचिरं
भवेद्वीष्टं तूर्णं विषयहितमार्यस्पतु चिरं ॥

પ્રભુ, લેઉઆ પાટીદારોમાં હિત કરવાનાં લોચન, જ્ઞાતિવત્સલતા, અરસપરસ પ્રીતિભાવ, અને કંઇ સારૂં કરવા માટે વિવેકયુક્ત ઉલ્લાસ મૂકવાને સમર્થ થાઓ કે જેથી આર્યનું ઇચ્છેલું, લાંબા વખતનું, દેશહિત જલદીથી થાય. તથાસ્તુ.

——:૦:——

## અરે દૈવ! "નથી!!"

(લખનાર—દેવીદાસ મહીજીભાઇ પટેલ. કરખડી.)

અરે રામ! મને કંઇ ગમ પડતી નથી. મોટા પુરૂષોનાં મગજ મોટાં? કે નાનાં?! કેવાં હશે! જો હું મોટાં ધારૂં તો લગભગ બધી બાબતો તેમના વિચારશિલ મગજમાં આવી જવી જોઇએ. ને ખેતીવાડી જેવી બાબત તો પ્રથમજ આવવી જોઇએ; પણ ખેદની વાત તો તેજ

છે! જો હું નાનાં ધારૂં તો મુખ્ય મુખ્ય બાબતો તેમના મગજમાં આ-વવી જોઇએ. ને એવી સ્થિતિમાં પણ ખેતીવાડી તો અવશ્ય આવવી જો-ઇએ; કારણ કે રાજસમુદાયમાં ભૂમિ પ્રાપ્ત કરવાની ઉત્કંઠા પ્રથમ છે; તેમ છતાં ખેતીવાડીની સ્થિતિનું તો નામજ નહિ; તો પછી ઉત્તેજનની આશા શી?! બિચારા ખેડુતો છુંદે મરે છે, તે તો કોઇ ધ્યાનમાં લેતું નથી. કાનમ, વાકળ, ચરોતર અને કાઠીઆવાડ: વસ્તુતઃ આખી ગુજરા-તના ખેડુતોનો કૃષિતંત્ર કેવો છે? તેને શું ઉત્તેજન આપવું ઘટે છે? તેનો વિચાર કોઇપણ રાજપુરૂષ કરતો હોય એમ જણાતું નથી. એ વાત બલ્કે આખા હિંદુસ્તાનને માટે કહીએ તોપણ તે પ્રાયશઃ ખોટું ગણાય નહિ. આખો ખેડુત વર્ગ કેટલી બધી દુર્દશામાં છે તે કોઇ વિચારતું નથી. તેજ આપણે બધા રાજપુરૂષોને જણાવવાનું છે. કદાચ કોઇ એમ કહે કે સર-કાર તરફથી ખેતીવાડીને મનમાન્યું ઉત્તેજન મળે છે; ને તેની પૂર્ણ આ-બાદી માટે ખેતીવાડીનો વર્ગ (એગ્રીકલ્ચર કલાસ) કાઢેલો છે. છતાં શું ખે-તીવાડીને જોઇએ તેટલું ઉત્તેજન મળતું નથી? બેશક. નથીજ મળતું. પ્રસૂતીની પીડા વંઝા શું જાણે? તે ગોડે તો ઢીંગલા ઢીંગલીને છોકરાં કરી બેસાડે તોપણ પ્રસૂતીની પીડાનો ચિતાર તે ક્યાંથી આપી શકે? એગ્રી-કલ્ચર કલાસમાં તે ગમે એટલુ જ્ઞાન મેળવે તોપણ તેનાથી ખેડુતોની સ્થિતિના અનુભવ વગર ખેડુતોની દુર્દશાનો ખ્યાલ સરકારને આપી શકાય એમ નથી. તે તો કોઇ પટલ પુત્ર અથવા ખેડુતોના અનુભવવાળોજ આ-પી શકે. ધારો કે તે પણ ખેડુતોની સ્થિતિનો ચિતાર સરકારના હૃદયમાં ઉતારે છે, તો ખેતીવાડીને જોઇએ તેટલું ઉત્તેજન મળવાનું વલણ થવું જોઇએ, પણ તેનો અંશ પણ નહિ. કહેશે કોણ મિથ્યા મહેનત કરે! આપણા બાપનું શું જતું રહે છે! દુઃખ તો ખેડુતોને. તેમાં આપણે શું? એગ્રીકલ્ચરમાં પાસ થયા અને પગાર મળ્યો એટલે થયું: ખેડુતો પડે ખાં-ડીયા કૂવામાં. આવીજ ઘટમાળ જ્યાં ત્યાં ચાલે છે. વ્યાખ્યાન કરવાં હોય તો હનુમાનના પૂછડા જેવાં કરે છે; પણ શકયતાનો વિચાર કોઇ કરતું નથી. ને ઉત્તેજન સંબંધી તો શબ્દ પણ નહિ. ભાગજોગે કદાચ ઉત્તે-જન સંબંધી બોલે તો તે શુષ્ક ચર્ચાજ ચલાવે છે. તેથી ખેડુતોનો દહા-ડો વળે તેમ છે? કદી નહિ. કૃષિકાર વર્ગના માણસોનેજ ખેતીવાડીનું કંઇંક જ્ઞાન મળે એવો ઉપાય યોજે તો સર્વાંશે નહિ, પણ અમુક અંશે

તો હલકો વળેજ. અમુક અંશે કહેવાનું કારણ એજ કે ઉચ્ચ પ્રતિનું જ્ઞાન આપવા સિવાય બીજી બાબતોમાં પણ ખેડુતોને સાહ્ય કરવી જોઇએ એ પણ ખામી તો તે પણ છે. ઇંગ્રેજી રાજ્યમાં કૃષિકાર વર્ગના માણસોને પોતાના ધંધાનું જ્ઞાન મેળવવા યોગ્ય ઉત્તેજન મળતું હોય એમ જણાતું નથી. ને મળે છે તો તે નહિ જેવુંજ તેની ખરી ખાતરી એગ્રીકલ્ચર કલાસ શિવાય કલાભવનની શાખા—કૃષિશાળા છે છતાં કૃષિકાર વર્ગના વિદ્યાર્થીઓને ઉત્તેજન મળતું નથી. કૃષિશાળામાં દેશી ભાષા દ્વારાજ કેળવણી અપાય છે તોપણ ગાયકવાડ સરકારના ઉત્તેજન વગર કૃષિકાર વર્ગના વિદ્યાર્થીઓ આવી શકતા નથી. પાટીદારનો જથ્થો વધારે હોવા છતાં એ વર્ગના જુજ વિદ્યાર્થીઓ એ શાળામાં આવે છે. એ ગાયકવાડ સરકારના ઉત્તેજનની ખામીજ પ્રદર્શિત કરે છે. એ શાળાના શિક્ષણથી લોભાઇને ઘણા વિદ્યાર્થીઓ આવવાને ઇચ્છે છે; પણ બિચારા આધાર વગર શું કરે? ઉત્તેજન મળે તોજ આગળ પગલુ ભરેકની. આ બાબતમાં ગાયકવાડ સરકારેં ખાસ ધ્યાન આપીને પોતાની પ્રજાને ઉત્તેજિત કરવી જોઇએ, અને એમ કરશે તોજ પાટીદારો અને બીજા કૃષિકારો સારી હાલતમાં આવશે. અને રાજ્યની આબાદી પણ વધવા માંડશે. વળી ગાયકવાડ સરકારને એક બીજી બાબત પણ ધ્યાનમાં લેવાની છે; ને તે તેમના મેવાસી લોક સંબંધી છે. કોળી, ભીલ અને તરબદા લોકો પણ એ રાજ્યમાં ખેતી કરનારા છેઃ ઉદાહરણ તરીકે મહિકાંઠા ઉપરનાં ઘણાં ખરાં ગામો. તેમને તો સાંગોપાંગ ઉત્તેજન આપવાની જરૂર છે. તેમની ઘણી દુર્દશા છે. તેઓ ઉત્તેજનને લીધે ખેતીવાડીના સુધારામાં પડવાથી અપરાધ કરતાં અટકશેઃ એક તો ખેતીવાડીની આબાદી અને બીજું ઓછા ગુન્હા એમ બેવડો લાભ ઉત્તેજનથી થાય છે. વળી તેમને માટે વટ હુકમો કાઢવા પડે છે અને સિપાઇઓ રાખવા પડે છે, તે પણ કરવુ ન પડે. અને બારી સંબંધી પણ ગુન્હા ન થાય; પણ તે ખેતીને ઉત્તેજન મળે તોજ. એટલું તો દેખીતું છે કે ઇંગ્રેજી રાજ્ય કરતાં ગાયકવાડી રાજ્યમાં દેશી ભાષા દ્વારા કૃષિની કેળવણી મળે છે તે કંઇક અંશે સારૂં છે. આથી એ રાજ્યની ખેતીવાડીની હલકી હાલત ઢાંકી દેવાને હુ માગતો નથી. તેની ખામી તો હજુ બતાવવાની છે. ઇંગ્રેજી રાજ્યમાં દેશી ભાષા દ્વારાય કૃષિકાર વર્ગને શિક્ષણ લેવામા ઉત્તેજન મળે તો

ખેતીવાડીનેજ યોગ્ય ઉત્તેજન મળ્યા જેટલો સંતોષ આપણને ને બધાંને પણ થાય.

અત્યાર સુધીમાં આપણે એકજ માર્ગમાં પરિક્રમણ કર્યું છે. ને તે 'ઉત્તેજન જોઇએ તેટલું મળતું નથી, ઉત્તેજન આપવું જોઇએ, ઉત્તેજન આપવું જોઇએ' એજ શ્રેણીએ ગતિ કરી છે પણ 'શું કરવાથી યોગ્ય ઉત્તેજન મળ્યું કહેવાય' એ માર્ગ દર્શાવ્યો નથી. અને ખરે એ માર્ગ સંપૂર્ણ દર્શાવવો સહેલો નથી. એ દર્શાવવા માટે તો ખેડુતોની હાલની દુઃખી હાલતનો સંપૂર્ણ ચિતાર, અને એવી હાલતનાં કારણો, તથા તે દૂર કરવાની રીત, અને તેને માટે ફલાણું ફલાણું સાધનો જોઇએ. એટલી બાબતોના યથાસ્થિત વિચાર અને વિવેચનની જરૂર છે ને તે આપણાથી હાલ બની શકે તેમ નથી એનો તો "અર્વાચીન ખેડુતોની સ્થિતિ" એ નામનો એક મહાભારત વિષય થઇ પડે. ને તે આપણા કોઇ ઉત્સાહી જ્ઞાતિ બંધુનેજ સોંપું છું. મેં જે સંક્ષેપમાં જણાવ્યું છે તે કાનમ, વાકળ અને ચરોતર આદિ ભાગોનું ભલું તાકનારા પુરૂષોના ઉભરા પત્ર દ્વારાએ બહાર પડતા જોવાની આશાથીજ. કે જેથી સરકારના અંતઃકરણમાં દયાની અસર થાય. એવા પરગજુ પુરૂષોની વૃત્તિને ઉત્સાહ ભરેલી ગતિ મળવા માટે, અને ખેડુતોની દુઃખી સ્થિતિનું કંઇક ભાન આપવા માટે; તથા તે ઉપર ઇંગ્રેજ સરકાર અને રાજા રજવાડાદિનું ધ્યાન ખેંચવા માટે. આપણે ગાયકવાડી રાજ્યના ખેડુતોની સ્થિતિના નિરૂપણમાં જરા આવતે ફેરે ઉતરીશું.

અપૂર્ણ.

—:o:—

## લેઉઆ પાટીદાર.

### સ્થિતિ પ્રકરણ.

( સાંધણ પૃષ્ટ ૭૨. )

શાસ્ત્રમાં કહ્યું છે કેઃ—

जन्मनाजायतेशूद्रः संस्काराद्विजउच्यते ॥

वेदाभ्यासे भवेद्विप्र ब्रम्हज्ञानेन ब्राम्हणः ॥

અર્થ—દરેક માણસ જન્મે ત્યારે તે શુદ્ર છે. પછી સંસ્કાર (જનોઇ

દેવાની ક્રિયા) થયે દ્વીજ કહેવાય, વેદાભ્યાસ થકી વિપ્ર થાય, અને બ્રહ્મને ઓળખે ત્યારે બ્રાહ્મણ કહેવાય.

હવે લેઉઆ પાટીદારોને જનોઇ પહેરવાનો રીવાજ હાલ પ્રચારમાં નથી. તેમજ વેદોક્ત કર્મ કરવાનો રીવાજ પણ પ્રચારમાં નથી. વળી તેઓ પોતે પુરાણોક્ત કર્માન્તર ભુલથી કરાવે છે.

સંખ સ્મૃતિમાં કહ્યું છે કેઃ—

ब्राह्मणक्षत्रियो वैशास्त्रयोवर्णाद्विजातय ॥

અર્થ—ત્રણે જાતને જનોઇ પહેરવાની વિધી તથા તેના ગાયત્રી મંત્ર શાસ્ત્રમાં કહ્યા છે અને વેદમાં કહ્યું છે કેઃ—બ્રાહ્મણના પુત્રને સાતમે વર્ષે, ક્ષત્રીનાને નવમે, અને વૈશના પુત્રને બારમે વર્ષે જનોઇ પહેરાવવી.

પણ પૂર્વે પાટીદાર અને વાણિયા શ્રાવક મતમાં ગયા હતા. તે વખત તેઓની જનોઇઓ બૌદ્ધ મતવાળાઓએ ઉતરાવી નાખી હતી. તે દિવસથી તેઓમાં જનોઇ પહેરવાનો ચાલ નીકળી ગયો છે. લેઉઆ પાટીદાર પૈકી કોઇ કોઇએ તથા કાશી અને હૈદ્રાબાદના વાણિઆઓએ હાલ ફરીથી જનોઇઓ પહેરી છે. જેઓએ જનોઇ નથી પહેરી તેઓને શ્રાધ કરાવતી વખતે બ્રાહ્મણો જનોઇ પહેરાવે છે, ને પછી શ્રાધ ચાલુ કરે છે. જનોઇ વગર પિતૃ દેવતાઓ તે શ્રાધ ગ્રહણ કરતા નથી, તેથી પરલોકમાં મુએલાની ગતિ નથી. જનોઇના ત્રણ તાર છે તે ત્રણ વેદનું સ્વરૂપ છે. सामवेद, ऋग्वेद, यजुर्वेद. એ ત્રણ મુળ છે. અને અથર્વણ વેદમાં તો એ ત્રણે વેદના મંત્ર છે તેથી તે જુદો નથીજ. હવે જનોઇ પહેરવાથી એમ શીદ્ધ થયું કે બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય એ ત્રણે જાતિના લોકોને સર્વે વેદની આજ્ઞામાં ચાલવું. તેથી તેઓ દ્વીજ કહેવાય, અને જનોઇ ન પહેરી વેદની આજ્ઞા ન માને તો શૂદ્ર કહેવાય.

શાસ્ત્રિ વ્રજલાલ કાળીદાસે કેળવણી નામના માસીકમાં કેટલુંક લખ્યું છે. તે આ વિષયને લગતું હોવાથી અક્ષરે અક્ષર નીચે આપીએ છીએ.

"આર્ય ગ્રંથોમાં લખ્યું છે કે સૃષ્ટિના આદ્યમાં બ્રહ્મદેવથી એક બ્રાહ્મણ જાતિ ઉપજી, પછી કાલાંતરે ગુણકર્મ ઉતરતાં થતાં ક્ષત્રિય, વૈશ્ય, શુદ્ર અને મ્લેચ્છ એવી જાતિઓ ઉપજી. તેમનાં ચેષ્ટિત અને ચરિત્ર જોઇને કવિઓએ જાતિ ધર્મ બાંધ્યા છે, તે હવે વજ્રલેપ થઇ ગયા છે, તે

ખસે નહીં, જો ખસેડે તો એક નવી સંકર જાતિ ઉપજે પણ મૂળ જાતિ ઉપજે નહીં. વેદ કહેછે કે બ્રાહ્મણઃ ક્ષત્રંર્નિર્મિતમ્ બ્રાહ્મણ જાતિથકી ક્ષત્રિય જાતિ છે, વિશ્વામિત્ર ક્ષત્રિયને બ્રાહ્મણ જાતિ મેળવતાં બહુ તપ કરવું પડયું. મલીન સુવર્ણને તાય તાડન કરતાં શુદ્ધ થાય ત્યારે તો શુદ્ધ સુવર્ણમાં મળે, એમ અધમને ઉત્તમ થતાં તપ કરવુ પડે છે. કહે છે કે અકબર પાદશાહ મૂળ તો ક્ષત્રિય પુત્ર હતો. પણ તે યવનોના ટોળામાં મળ્યો, પછી તેણે ક્ષત્રિય જાતિ મેળવવાનો પ્રયાસ કર્યો. પણ તે નિષ્ફળ થયો છે. માટે માણસે પ્રથમથીજ જાતિભ્રષ્ટ થવું નહિ, તો તેની સદાય સજાતિમાં ઉન્નતિ બની રહે છે, સ્વજાતિ સૌને સારી લાગે છે. તેનું કારણ પરમેશ્વરની ઇચ્છા છે, પરમેશ્વરે પોતાની સૃષ્ટિમાં ઉત્તમાધમ કર્મો સાધવાને ઉત્તમાધમ જાતિઓ જાતિ અહંકાર જોડીને પોતેજ રચી છે. માટે અદ્યાપિ અધમ જાતિ હોય છે તે જાતિહંકારથી પોતાની જાતિને સર્વોત્તમ માને છે." અપૂર્ણ

—:૦:—

## લેઊઆ પાટીદારોને ખુશ ખબર.

(વડોદરા કેમ્પ—સાર્વજનિક ઉદ્યાન)

(સરસ્વતી મંદિર.)

લેઊઆ પાટીદારની વસ્તી ધારવા પ્રમાણે અત્યંત બહોળી છે; અને તે ચરોતર, કાન્હમ, વાકળ, અને દશક્રોશી વિગેરે જગ્યાઓમાં પ્રસરેલી છે. લેઊઆ પાટીદાર જ્ઞાતિના અરસ્પરસના સર્વ વ્યવહારો સાધારણ રીતે સરખા છે; પણ લગ્નની રૂઢીમાં કેટલોક તફાવત જોવામાં આવે છે. લેઊઆ જ્ઞાતિમાં બાર ગામના પાટીદાર ઘણાક વર્ષથી કુલીન મનાયલા છે.

અમુક વખતથીજ કુલીન મનાયા હોય, અને તેને માટે કંઇ કાયદો અથવા લેખ થયો હોય એમ લાગતું નથી; પણ સાધારણ રીતે એમ માલુમ પડે છે કે બાર ગામોના પાટીદારોમાં નમ્રતા, વિનય, વિવેક, સારી રીતભાત તથા વ્યવહાર વિગેરે, વિગેરે સારા ગુણોએ વાસ કરેલો હોવો જોઇએ; અને તેજ કારણથી આ ગામવાળાઓએ અરસ્પરસ પોતાના જેવાજ ગુણવાળાઓને કન્યાઓ આપવાનો વ્યવહાર ચાલુ કરેલો હોય એમ

માલુમ પડે છે. આ સારા ગુણોથી લલચાઈનેજ બીજા ગામવાળાઓએ તેઓને (બારગામવાળાને) ગમે તે પ્રકારે પોતાની કન્યાઓ આપવી, એવો દ્રઢ નિશ્ચય કરેલો હોવો જોઈએ. બેશક તે વખતે તેઓના મનમાં પોતાની કન્યાઓનું સારૂં ઇચ્છવાનું વલણજ હોવું જોઇએ.

ભલે, ઉપર પ્રમાણે બાર ગામ સિવાયના અન્ય ગામોના સદ્‌ગૃહસ્થોએ દ્રઢ નિશ્ચય કર્યો હોય, પરંતુ તેમના, આ નિશ્ચય અને વર્તણુકથી બાર ગામવાળાઓને એક રીતે મોટો ગેરફાયદો હતો; પણ આ ગેરફાયદા તરફ લક્ષ ન આપતાં, તેઓએ બાર ગામ સિવાયના અન્ય ગામોના સદ્‌ગૃહસ્થોની કન્યાઓનો સ્વિકાર કરવાની માગણી કબુલ કરી એજ તેમનો સુશીલ સ્વભાવ અને મોટું મન બતાવી આપે છે.

લેઊઆ જ્ઞાતિમાં લગ્ન રૂઢી ઉપર પ્રમાણેજ આજ દીન સુધી ચાલતી આવેલી છે, પણ લગભગ એક દશકાથી તેમાં કંઇક કંઇક ભિન્નતા માલુમ પડે છે. એ ભિન્નતા માલુમ પડવાનાં કારણ, કંઇ બાર ગામના પાટીદારો જે ગુણોથી કુળવાન ગણાતા હતા તે ગુણોની ખોટ નહીં પણ ધારવા પ્રમાણે બીજાંજ હોવાં જોઇએ.

લેઊઆ વિજયના પુસ્તક ૨ ના અંક બીજા તથા ત્રીજામાં "વાર્યું ન કરે તે હાર્યું કરે" એ લેખના લખનાર પોતાના લેખમાં નીચે પ્રમાણે કારણ દર્શાવે છે. "બહારના ગામોમાં સારાં ગણાતાં ગામોના સારા માણસો, જે ઉપર લખ્યા પ્રમાણેનું દુઃખ વેઠીને પણ બાર ગામમાં કન્યા આપી પોતાના છોકરાઓને સારૂ, પોતાનાથી ઉતરતા ગામોના પાટીદારોની કન્યા પૈસા આપીને કે મફત લાવતા. તે ઠેકાણેથી આ કુળવાનોએ પોતાના કુળના મોભાનું ભાન ભુલી જઇ ફક્ત પૈસાની લાલચે તરાપ મારી તેમની કન્યાઓ લીધી, એટલે તેમને પરઠણ અને કન્યા બને, મુળથી જે લોક આપતા આવેલા તેમને લટકાવ્યા."

ભલેને તે લેખના લખનાર સદ્‌ગૃહસ્થના લખવા મુજબ આપેલું કારણ વ્યાજબી હોય, પરંતુ ધારવા પ્રમાણે જણાવેલું કારણ બરાબર લાગતું નથી. બેશક બાર ગામવાળાઓએ આ લેખના લખનારના ધારવા મુજબ ઉતરતા ગામોના સદ્‌ગૃહસ્થોની કન્યાઓનો સ્વિકાર કર્યો હશે; પરંતુ તે કન્યાઓના કુટુંબની રીતભાત, રીવાજ વિગેરે બાર ગામથી ઉતરતી બીજી પંક્તિના ગામોના સદ્‌ગૃહસ્થોના જેવી હોવીજ જોઇએ. ઉપ-

રના કારણથી તેમજ પૈસાની પણ થોડી ઘણી લાલચથી તે કન્યાઓનો સ્વિકાર કરેલો હોય એમ માલુમ પડે છે.

તેમજ બીજાં કારણોમાં તે લેખના લખનાર સદ્‌ગૃહસ્થ કેટલાંક વાક્યો લખે છે; લખનાર તે ઉપરથી એમ સ્પષ્ટ જણાવવા હીમત્ત ધરે છે કે આવાં વાક્યો બાર ગામના પાટીદાર અન્ય ગામના પાટીદાર સદ્‌ગૃહસ્થોની કન્યાઓ તરફ તથા તેમના માબાપો તરફ વાપરી તેમને કષ્ટ આપે છે—વાક્યો નીચે મુજબ "તેનાં માબાપ (દીકરીનાં) સારૂં આપતાં નથી" "ગામડાની છે તેથી તેનામાં વિવેક નથી" "તેને ખાવા ઘણું જોઇએ છીએ" "વળી રાત, તારા પટેલને, ને તેમના ઘરનાંને કહેજો કે તમારી છોડીને તમારે ઘેર રાખજો, અમારે એવું ગાંડું જોઇતું નથી" "ફલાણા ગામમાં આખલી ફાટી છે તે નાથવા જઇએ છીએ" વિગેરે વિગેરે—વધુ માટે જુઓ લેઊઆ વિજય પુસ્તક ૨. પા૦ ૩૫.

ખરેખર. આ વાકયો ઘણાંજ કઠોર છે; દુષ્ટતાથી ભરપુર છે; આવાં વાકયો કન્યાઓના માબાપની લાગણી ઉશ્કેરે એમાં નવાઇ શી? સાધારણ રીતે આવા શબ્દો વાંચતાંજ બીજાના અંતઃકરણમાં પણ જ્યારે જુદાજ પ્રકારની લાગણી ઉત્પન્ન થાય, ત્યારે જેને આ શબ્દો એક હલકી જ્ઞાતિના માણસ મારફત તેમજ કન્યાને મોઢે મોંઢ કહેવામાં આવે, તે વખતે તેમના મન ઉપર આવા સબ્દોથી થતી અસર તથા તેમના અંતઃકરણમાં ઉત્પન્ન થતા વિચારોનું યથાસ્થિત વર્ણન આપવું એ ખરેખર શક્તિની બહાર છે. પરંતુ આપણો ધર્મજ છે કે એક તરફી વિચાર કરવો ન જોઇએ, પણ સત્યાસત્ય વિચારવું જોઇએ. લખનાર ઉપરનાં વાકયો લખીને જે વાત સાબીત કરવા માગે છે, તે કેટલે દરજ્જે સાબીત કરી આપે તેમ છે, તે આપણે તપાસવું જોઇએ; અને ઇશ્વર પાસે પ્રાર્થના કરી માગવું પણ જોઇએ કે એકતરફી વિચાર ન સુઝાડતાં ન્યાય અને સમાનદૃષ્ટિથી જોવરાવજે.

એ તો દેખીતુંજ છે કે મોટા ગામ કરતાં નાના ગામોમાં કેળવણીની ઘણીજ અછત હોય છે. કેળવણી એ એક માણસ માત્રની રીતભાત સદ્‌ગુણ વિગેરે સુધારવાનું મુખ્ય સાધન છે; અને તે ન હોય ત્યાં આ ગુણો હોય એમ કદી કલ્પી શકાયજ નહીં; અને જે વિષે કંઇ પણ કલ્પી શકાય નહીં, તે મુદ્દે સત્ય હોય એમ માની શકાયજ નહી. હવે જ્યારે

માબાપનામાંજ સારી રીતભાત તથા સારા રીવાજ વિગેરે ન હોય ત્યારે તેઓના છોકરાંમાં તો હોયજ ક્યાંથી?

આવા ગામોમાંથી જે કન્યાઓ બાર ગામમાં પરણાવવામાં આવે છે; તેઓને સુધારવાને બાર ગામના પાટીદારને કેટલો શ્રમ લેવો પડતો હશે, તેનો વિચાર આપ વિદ્વાનોજ કરશો. આપણે શાળા પાઠશાળામાં પણ જોઇએ છીએ કે વિદ્યાર્થીઓને સુધારવાને માટે મેહેતાજીને પણ તેઓને ઠપકો તથા કોઇ કોઇ વખતે શિક્ષા પણ કરવી પડે છે; તો આવી કન્યાઓને સુધારવાને માટે બાર ગામના પાટીદાર કંઇ પણ ઠપકો કિંવા શિખામણ દે, તેને કટુ વચન લેખવું એ કેવું અઘટિત છે!

સ્વાભાવિક રીતે એ તો ખુલ્લુંજ છે કે, બાર ગામવાળાઓને જો કે પોતાના બરોબર અને સુધરેલા કુટુંબની કન્યા મળી શકે છે, તોપણ આવા નાના ગામની કન્યાઓ સ્વિકારી આટલો બધો શ્રમ લે તે શાને માટે? કંઇ પણ પૈસાની થોડી ઘણી લાલચ તો હોવીજ જોઇએ. તે લાલચજ કદાપિ કંઇ પણ કઠોર વચન કહેવાની ફરજ પાડે તો તેમાં લાલચ આપનારનોજ દોષ છે!

વળી ઉપર જણાવવામાં આવ્યું છે કે બાર ગામ શિવાયના અન્ય ગામોના સદ્ગૃહસ્થોની કન્યાઓનો સ્વિકાર કરવાથી બાર ગામવાળાને એક રીતે જે મોટો ગેરફાયદો છે તે ગેરફાયદો—

૧ આવા નાના ગામોમાંથી જે અસુધરેલી કન્યાઓ આવે છે, તેઓને સુધારવાને માટે પુષ્કળ શ્રમ લીધા છતાં પણ તેઓ જોઇએ તેવી સુધરતી નથી. હાલ બાર ગામમાં થોડેક ઠેકાણે જે કુસંપ તથા પહેલાંના કરતાં ઓછી રીતભાત વિગેરે જોઇએ છીએ તેનું મુખ્ય કારણ તો આજ છે. (ગામડાની કન્યાઓનો સ્વિકાર.)

૨ આપણે સ્વિકારવું જોઇએ કે– માયાથી મહાન્ મુનિનું પણ મન ચળે છે. તો સાધારણ સ્થિતિના જે બાર ગામના પાટીદાર તેમનું મન ચળે તેમાં નવાઇ શી! અન્ય ગામોના સદ્ગૃહસ્થો પોતાની કન્યાઓ બાર ગામમાં પરણાવવાને માટે પોતાનાથી બને તેટલા પૈસા આપવા તૈયાર થાય છે. અને થોડાકજ એવા મુર્ખ માણસ હશે કે જ્યારે લક્ષ્મી ચાંલ્લો કરવા આવે ત્યારે કપાળ ધોઇ સાફ કરવાની વાત કરે! આજ રૂઢી બાર ગામના પાટીદારોને વળગી પડે છે. તેમને માયાનો વધુ લાલચજ આપ-

સરકારી નોકર અગર સરકારી નોકરના કેહેવાથી કોઇ ખાનગી માણસ પોતાની સત્તાની રૂઇએ મોત અને મહાવ્યથા સિવાયનો ગુન્હો કરે તો ખાનગી બચાવનો લાભ લઇ શકાય નહીં. ખાનગી બચાવમાં આ માણસને જરૂર સિવાય વધુ ઇજા કરી શકાય નહીં. ઉપરના હક્કોમાં કેટલાક વધુ અપવાદો છે, તે લંબાણ થવાની બ્હીકે આપ્યા નથી.

કોઇ પણ સ્ત્રી પોતાના ધણીની હયાતીમાં છુટા છેડા મેળવ્યા સિવાય કોઇ બીજા માણસ સાથે ફરીથી લગ્ન કરે તો તે ગુન્હેગાર થાય છે. પોતાની નાતમાં નાતરાં કરવાનો રીવાજ છે એવો બચાવ લાવવામાં આવે તો તે બચાવ ચાલી શકે નહીં. કોઇ પણ માણસ પાસે પુરતાં સાધન હોવા છતાં પોતાની સ્ત્રી તથા નાના છોકરાંનું પોષણ ન કરે તો કોરટ તેને તેમ કરવાની ફરજ પાડી શકે છે. કોઇ પણ માણસ પોતાની મરજી વિરૂદ્ધ સરકારી યા ખાનગી વેઠ કરવા બંધાયેલો નથી.

ફોજદારી ગુન્હાનો નીકાલ કરવા હાઇ કોરટ શિવાય નીચેની પાંચ કોરટો સ્થાપેલી છે.

૧ સેસન કોરટ.

૨ ઇલાકા માજીસ્ટ્રેટની કોરટ.

૩ પહેલા વર્ગના માજીસ્ટ્રેટની કોરટ.

૪ બીજા વર્ગના માજીસ્ટ્રેટની કોરટ.

૫ ત્રીજા વર્ગના માજીસ્ટ્રેટની કોરટ.

સેસન કોરટ ગમે તે શિક્ષા કરી શકે છે, પણ મોતની શીક્ષા હાઇ કોર્ટની મંજુરીથી કરી શકે છે. ઇલાકા માજીસ્ટ્રેટ અને પહેલા વર્ગના માજીસ્ટ્રેટ બે વર્ષની કેદ અને ૧૦૦૦ રૂપીઆ સુધીનો દંડ કરી શકે છે. બીજા વર્ગના માજીસ્ટ્રે ૭ મહીનાની કેદ અને ૨૦૦ રૂપીઆ દંડ કરી શકે છે. અને ત્રીજા વર્ગના માજીસ્ટ્રેટ એક મહીનાની કેદ અને પચાસ રૂપીઆ દંડ કરી શકે છે.

ઇલાકા માજીસ્ટ્રેટ ૭ મહીનાની કેદ અથવા બસેં રૂપીઆનો દંડ કરે તો તેના ઉપર અપીલ થઇ શકતી નથી.

સેસન કોર્ટ, ડીસ્ટ્રીક્ટ માજીસ્ટ્રેટ અથવા પહેલા વર્ગના માજીસ્ટ્રેટ જો ફક્ત એક મહીનાની કેદ અથવા ફક્ત પચાસ રૂપીઆનો દંડ કરે તો તેના ઉપર અપીલ થઇ શકતી નથી.

ઉપરના આંકડા ઉપરથી જણાય છે કે પુરૂષો સો તો ૯૫ સ્ત્રી વર્ગ છે. તેમાં વીધવાઓની સંખ્યા પુરૂષો કરતાં બમણી છે. આવી રીતે સ્ત્રીઓ ઘણી વીધવા થાય છે. તેનું કારણ શોધતાં બાળ લગ્ન માલમ પડે છે. તે અટકાવવા સારૂ જ્ઞાતી તરફથી પુરતો બંદોબસ્ત થવાની જરૂર છે. વળી ૧ થી તે ૧૪ વરસ સુધીની ઉમરના છોકરા છોકરીઓની સંખ્યા તરફ નજર કરતાં માલમ પડશે કે લગભગ અડધો અડધ ભાગ પરણેલો છે.

—:o:—

## જ્ઞાતિ સમાચાર.

૧ સાંભળવામાં આવ્યું છે કે વડોદરામાં પાટીદાર હિતવર્ધક મંડળ સ્થાપવાની હીલચાલ થાય છે. અમે માનીએ છીએ કે આ ઉત્તમ પગલું ખરી કેળવણીનુંજ પરીણામ છે.

૨ વડોદરા કળાભવનના પ્રીનસીપાલ મી૦ ગજ્જરે પોતાના હોદ્દાનું રાજીનામું આપી અત્રે સ્વતંત્ર ધંધો કરવા માંડયો છે. તેમની જગાએ સોજીત્રાવાળા રા. રાવજીભાઇ મોતીભાઇ એલ. સી. ઈ. જે ઈંગ્લાંડમાં હુન્નરનો અભ્યાસ કરી હમણાંજ પાછા આવ્યા છે, તેમની નીમણુક થઈ છે. આ ગૃહસ્થ એ જગાને માટે સર્વ પ્રકારે લાયક છે.

૩ જાણવાને આનંદ ઉપજે છે કે ઉત્સાહી પુરૂષોના પ્રયત્નથી કરખડીમાં શ્રાવણ શુદી ૫ ને શુકરવારે લેઉઆ સમાજની સ્થાપના થઇ છે. તેમાં રા. દેવીદાસ મહીજીભાઇને પ્રમુખ, કવી દયાશંકર રવીશંકરને મંત્રી, અને રા. મથુરભાઇ તુળશીભાઇને વ્યવસ્થાપક નીમવામાં આવ્યા છે. એ સમાજનો મુખ્ય હેતુ પાટીદારોનું હિત તાકવાનો છે. સમાજ પોતાની બાલ્યાવસ્થામાં યથાશક્તિ કામ ચલાવે છે. અમે ઈશ્વરને પ્રાર્થના કરીએ છીએ કે તેના કામમાં સહાય થાય.

૪ રા. મોતીભાઇ ભીખાભાઇ ભાદરણના જેઓ ઈંગ્લાંડથી હુન્નર ખાતાની પરીક્ષા પાસ કરી આવ્યા છે, તેમને વડોદરા કળાભવનના સુપ્રીન્ટેન્ડેન્ટ નીમવામાં આવ્યા છે.

—:o:—

## વર્તમાન સાર.

સોલીસીટર, બારીસ્ટર, સીવીલ સરવીસ, અને સર્વ જાહેર પરીક્ષા માટેના વિદ્યાર્થીઓને હાલમાં ડરવંટ હાઉસ લી, લંડન, એસ. ઇ. (Derwent house Lee London S. E.) મી० જોન ગીબસન એમ. એ. રાખે છે. તેઓ સર્વ બાબતોમાં સારૂ શીક્ષણ આપે છે. વધુ વીગત માટે તેમના એજંટ મી० દ્વારકાદાસ લલુભાઇને પુછવું. ઠેકાણું મુંબઇ નળ બજાર ગુલાલવાડીની એ. વ. સ્કુલવાળા મકાનમાં.

ખેતીવાડીને લગતાં તથા બીજી બધી જાતનાં યંત્રો કોટમાં આવેલી એન્સ કોટન તથા મેકબાથ બ્રધર્સની કંપની વેચે છે.

ઢોરનાં શીંગડાં કાઢી નાખવાથી ઢોર વધારે શક્તિવાન તથા શાંત થાય છે, એવું અમેરીકાના લોકોના અખતરા ઉપરથી શાબીત થાય છે. ત્યાં હવે ઢોરને શીંગડાં વગરનાં કરી નાંખે છે. વીલાયતમાં પણ એ રીવાજ હવે દાખલ થવા માંડયો છે. ને હિંદુસ્થાનમાં તે રીવાજ દાખલ કરવા સરકારનું ધ્યાન ખેંચાયું છે.

રૂશીયાથી આવતું કેરોશીન તેલ ભરી રાખવા જે ટાંકીઓ બાંધી છે તેવી ટાંકીઓ સુરત, અમદાવાદ, વગેરે મોટાં શેહેરોમાં બાંધવા તેજ કંપની વિચાર રાખે છે.

ચીકાગો શેહેરની મીસ, એની લનડન ડરી નામની એક જુવાન સ્ત્રીએ બાઇસિકલ ઉપર બેસી સુમારે ૨૮ હજાર માઇલની મુસાફરી કરી છે.

અમેરીકામાં જૈન ધર્મનો પ્રસાર કરવાના હેતુથી મી० વીરચંદ રાઘવજી તા० ૨૧ મી અગષ્ટની મેલ સ્ટીમરમાં ઉપડી ગયા છે.

તા० ૧૫ મી અગષ્ટ સુધીમાં મુંબઇમાં ૮૧ ઇંચ ૩૪ દોકડા, સુરતમાં ૩૮ ઇંચ ૭૬ દોકડા, અમદાવાદમાં ૨૬ ઇંચ ૨૫ દોકડા, ને મેંગલોરમાં ૧૦૫ ઇંચ ૫૦ દોકડા વરસાદ પડી ચુકયો છે.

વાળ રંગવાથી જીંદગી ટુંકી થતી હોવી જોઇએ, કારણ કે પેરીસની એક વીમા કંપનીએ વાળ રંગવાની દવા વાપરનારાઓનો વીમો ઉતારવા ના પાડી છે.

વિલાયતમાં એક એવી છોકરી છે કે જે પોતાના બંને હાથે જુદી જુદી બાબતો સાથે લખી શકે છે.

ઇંગ્લાંડમાં દર વરસે આસરે પચાસ હજાર છોકરાં, કુલીન પણ કુંવારી સ્ત્રીઓને પેટે જન્મ લે છે.

ઉદાર લેડી દીનબાઇ પીટીટે પાંચ લાખ રૂપીયાની ગંજાવર રકમ મુંબઇમાં એક જાહેર હોલ બનાવવા ધર્માદા આપી છે. પાટીદારોમાં છે કોઇ આવા વીરલા!

સુરતમાં મેવાડા વાણીયાની જ્ઞાતીમાં એવો ઠરાવ થયો છે કે ૪૦ વરસની અંદરનું કોઇ મરી જાય તો તેની પાછળ ખરચ કરવુંજ નહીં, શું આવો ઠરાવ આપણી જ્ઞાતીમાં દાખલ કરવા યોગ્ય નથી?

તા૦ ૧૧ મી અગષ્ટ યુનીવરસીટીની જુદી જુદી પરીક્ષાના પરીક્ષકો નીમાઇ ચુકયા છે.

એક બંધ કરેલા ઓરડામાં એકલા વિચાર કરતાં બેઠેલા માણસોના વિચારનો પ્લેટપર ફોટો પાડવાની શોધ થઇ છે. હાલના વિદ્વાનો શું નહીં કરે!

મહુધામાં જુદી જુદી જાતનું ટકાઉ અને સફાઇદાર કાપડ હાથના વણાટનું બને છે. તે સસ્તુ ને વાપરવા લાયક છે. તેનો ઉપયોગ યુરોપીયન તથા પારસીઓ પણ કરવા લાગ્યા છે.

નર્મદા નદીમાં તા૦ ૧૪ મીએ પાછી મોટી રેલ આવી હતી.

ગુજરાતમાં રેલ્વેઓનો વધારો કરવાને "ગુજરાત ફીડર રેલ્વે કંપની" નામની એક કંપની ઉભી કરવાની હીલચાલ થાય છે. એ કંપનીના કાનુનો એ કંપનીના એજંટો મેસરસ ધનજીભાઇ, ત્રીકમલાલ તરફથી બહાર પડી ચુકયા છે.

કેળવણી કાનફરંશ—ઉત્તર વિભાગની પ્રાથમિક તથા મધ્યમ કેળવણીની શાખાઓના સરકારી તથા બીન સરકારી અમલદારો તથા સરકારની મદદ મેળવનારી અને મદદ નહીં મેળવનારી શાખાઓના મેનેજરોનું એક કનફરંશ અમદાવાદ ખાતે તા૦ ૧૬ મી અકટોબરથી મળનાર છે.

ભાવનગરના મહારાજાને રાજ્યનો કુલ અખત્યાર સોંપી આપવાની મુંબઇ સરકારે હિંદુસ્તાનની સરકારને ભલામણ કરી હતી, તે વડી સરકારે મંજુર રાખી છે, અને હવે એ અખત્યાર જવાન મહારાજાને જલદીથી સ્વાધીન કરી દેવામાં આવશે, એમ જણાવતાં અમને ખુશી પેદા થાય છે.

# લેઉઆ વિજય.

પુસ્તક ૨ જું. અક્ટોમ્બર ૧૮૯૬. અંક ૬ ઠો.


## પાદપૂર્ત્તિ.

(લખનાર કરખડીના કવિ દયાશકર રવિશકર લેઉઆ સમાજના મંત્રી)

એવાં તડ તડુડી તડાક તોડી નાખજો.

છંદ મનહર.

તડની તડાતડીમાં સુઃખ જો જણાય તો તો—
રેહળી નવ વાળશો એ, રાજી થઇ રાખજો, ।
પેસે જો પ્રમાદ થાય અનીતિનો નાદ
ઉનમાદ વિખવાદનો જણાય અભિલાખજો;
ઝેર વેર જાગે ભાગે નાત લાગે ખોટય, ફરી
જે થકી અંતર બળી બળી થાય રાખજો;
ક્લેશ દેશનો ઉદ્દેશ હોયજો વિશેષ તો તો
હેવાં તડ તડુડી તડાક તોડી નાખજો. ૧

નાત જાત માંહે ઉતપાત વલોપાત વધે
થાય કે નિપાત ટળે સગાંમાંથી શાખ જો,
માત તાત ભ્રાતનો વિયોગ પડે વેરવો ને
ખાંપણ લાગે ને થાય ચિત્ત બળી ખાખ જો;
વિશ્વમાં વગોણું થાય મા[૧]નવધે માન જાય
તો તે તજો તરત છો કેહતા જણા લાખજો,

૧ માન—અભિમાન

ક્લેશ કંપ ટેરે જંપ સંપ જાય તોં તોં તમે
એવા તડ તડુકી તડાક તોડી નાખજો. ૨

—:o:—

## લેઉઆ સમાજની સ્થાપના વિશે

# आनंदोद्गार.

---

લેઊઆ સમાજની સ્થાપના કરીં કરખડીમાં હર્ષથી.

---

(લખનાર કરખડીના કવિ દયાશંકર રવિશંકર લેઉઆ સમાજના મંત્રી.)

છંદ હરિગીત.

નીજ શ્રેય થાવા શ્રેય કામે શ્રેય શ્રાવણ માસમાં, ।
પ્રારંભ પ્રેમે પૂર્ણ થાવા પૂર્ણ ઊર ઊલાસમાં; ।
પૂર્ણા તિથી શુભ પંચમી ગુરૂવાર જાણીં વિમર્ષથી, ।
લેઊઆ સમાજની સ્થાપના કરીં કરખડીમાં હર્ષથી. ! ૧

ઋતિ હસ્ત રેહવા કાજ શુભ નક્ષત્ર હસ્ત હતું તદા, ।
શુભ કાર્ય સિદ્ધિ સાધ્ય થાવા સાધ્ય ચોગ હતો યદા; ।
ત્યારેજ આ આરંભ કિધો ઊર દૂર અમર્ષથી, ।
લેઊઆ સમાજની સ્થાપના કરીં કરખડીમાં હર્ષથી. । ૨

મુજ મિત્ર દેવીદાસ ધરીં ઊલ્લાસને વટપૂરથી, ।
આવી કર્યો આરંભ ઊર આનંદ આણી [૧]ધૂરથી; ।
ઊત્સાહ અથાહ ઊપજ્યો સર્વને આ દર્શથી, ।
લેઊઆ સમાજની સ્થાપના કરીં કરખડીમાં હર્ષથી । ૩

લેઊઆ સમાજ રૂપી [૨]સહસ્રાર્ચિશ ના અવલોકને, ।
[૩]સામાજીકો નું [૪]હ્રદય સલિલજ [૫]સ્મેર રેહો તજી શોકને; ।

---

૧, ધૂર=પ્રથમ. ૨, સહસ્રાર્ચિંશ=સૂર્ય. ૩, સામાજીકો=સભાસદો. ૪, હ્ર-દયસલિલજ=અંતઃકર્ણરૂપી કમળ. ૫, સ્મેર=પ્રફુલ.

તેથી અનંત તરંગ હાવે નિકળશે આ વર્ષથી,!
લેઊઆ સમાજની સ્થાપના કરી કરખડીમાં હર્ષથી.! ૪

શ્રી-કાન્ત સાર્વજનીક કામે સાહ્ય થાશે સર્વદા,!
સંકટ સદા હણશે સદાશિવ ક્લેશ ને વાપે કદા;!
કૂરીત સર્વે સુધરશેજ સમાજ કેરા સ્પર્શથી,!
લેઊઆ સમાજની સ્થાપના કરી કરખડીમાં હર્ષથી.! ૫

રતી ભારતી અતી ધારતી રેહશે કુબુદ્ધિ વિદારતી,!
અવિચાર તિમિર વિકારને રેહશે સદા સંહારતી;!
સુવિચાર ઊર અપાર હાવે વાસશેજ અદર્શથી,!
લેઊઆ સમાજની સ્થાપના કરી કરખડીમાં હર્ષથી.! ૬

થાઓ સમાજ સબળ અતીશય જેમ રાશી [૧]પંચમી,!
ત્રીજો નિવાસો[૨] વાર તેમાં રેહ ન તેથી કૈં કમી;!
ખેંચાય અંતર સર્વનાંય સમાજના આકર્ષથી;!
લેઊઆ સમાજની સ્થાપના કરી કરખડીમાં હર્ષથી.! ૭

ઇચ્છા સુફળની ઊરમાં સંતત હવે અભિલાખવી,!
રહી[૩] રહે આ વારતાને દયાશંકર દાખવી;!
સમજાવી આજે સમાજ કેરી સૂચના અતી હર્ષથી,!
લેઊઆ સમાજની સ્થાપના કરી કરખડીમાં હર્ષથી.! ૮

---

## આશિર્વાદ.

### છંદ માલિની.

જય જય જય જામો,! જક્તમાં કિર્તિ પામો;!
વિષમ વિઘ્ન વામો! મોદ માંહી વિરામો.! ૧

---

૧ પાંચમી રાશી સરખો સમાજ સબળ થાઓ એટલે પ્રતિસ્પર્ધિ સ્હામો સિંહ સરખો બળવાન થાઓ. ૨ અર્થાર્થ આ મંગળ કાર્યમાં સર્વ મંગળમય થાઓ. ૩ રહી=ખુશી.

# પટેલ.

(લખનાર કરખડીના કવિ દયાશંકર રવિશંકર લેઉઆ સમાજના મંત્રી.)

દોહરો.

करशो गहन विचारजो, धरि स्थिर चित कारि यत्न;
तो अतर उदधि थकी, जडशे अमूल्य रत्न. १

અર્થ:—પ્રયત્ન વડે ચિતને સ્થિર રાખી ઘણો ઊંડો વિચ્યાર કરીએ તો અંતઃકર્ણરૂપી સમુદ્રમાંથી શબ્દ સાહિત્યનાં અમૂલ્ય રત્નો જડેછે.

ગૃહસ્થો! ઊપર લખેલા 'પટેલ' એ શબ્દમાં, કેટલી સરળતા કેટલી સુરસતા કેટલો ભાવ અને કેટલુ મહત્વ રહ્યું છે; એ વિષે હાતે. શશિથી શાંત જણાતી, ઊડગણોથી ઓપાતી નિરમળ નભ વડે વિમળ વિલોકાતી; પ્રાણિમાત્ર નિદ્રાવશ થવાથી ગંભિરતાવાળી, અંધકારમય હોવાથી નિર્માનુષ નિકુંજ સરખી, વાદવિવાદના નિનાદથી રહિત હોવાથી કવિયોના કાળજાને કલોલ કરાવનારી કોવિદા સરખી; શ્રાવણ વદી ૧૪ ની શર્વરીને સમયે એક વિચ્યાર થયો તે નિચે પ્રમાણે દર્શાવુંછું.

પટેલઃ—આ ત્રેણ અક્ષરના સમૂહનો અર્થ તો વિદિત છે તે એ કે એક પ્રકારની જ્ઞાતીને સૂચવે છે. હાવે એ શબ્દને ઓતંપ્રોત કરતાં એમાં કેટલા શબ્દો ને શો ભાવ રહ્યા છે; તે મ્હારા વિચારમાં જણાયા પ્રમાણે જણાવુંછું.

[1]पटे, [2]लटे, [3]पलटे, [4]लपटे, [5]लप, [6]पल, [7]टेल, ઓતપ્રોત કરતાં આ સાત શબ્દો જડયા; તેમાં ઘટે તેટલો અધ્યાહાર ઊમેરવાથી શો અર્થ નિકળે છે. એ લખુંછુ,

દોહરો.

अध्याहारे अर्थहुं, रचि धरु सरव समक्ष;
पलटे पल लपटे पटे तेम लटे लप लक्ष. १

અર્થ:—પલટે—બદલાય. પલ—વેળા–સ્થિતિ. લપટે—વળગે.

પદે—પાટીદાર પદ જેને પ્રાપ્ત થયું છે તેના પદને જો સાક્ષતો તેની સ્થિતિ બદલાય. એટલે તેની દુર્બળ દશા મટી સારી સ્થિતિ થાય. તેમ—તે. ભજ—વળી. લટે—નમે. લપ—વળગણ—વળગણો. લક્ષ—લાખ. ન છૂટે એવાં લાખ વળગણો હોય તોપણ તે પાટીદારના પદને સાક્ષતો લટી જાય—નમી જાય.

નિપુણો! નિયંતાના નિર્માણ કરેલા નામમાં શી ખામી હોય? હજુ તો આ શબ્દનો પ્રથક્કરણ સહિત અર્થને માટે મ્હારો વિચાર ઘણો છે, તે પણ કર્તાની કૃપા હશે તો આવતા અંકમાં જણાવિશ. ભવતુ અપૂર્ણ.

——:o:——

## કરમસદ લેઉઆ હિતવર્ધક સભા.

(લી૦ છોટાભાઈ ચતુરભાઇ, સભાના સેક્રેટરી)

રા. રા. વિઠ્ઠલભાઇ ઝવેરભાઇ વકીલના સતત પ્રયત્નથી કરમસદમાં અંગ્રેજી જાણનારા યુવાનોની એક સભા બે વર્ષ ઉપર સ્થાપન થઇ હતી. તે સભાની બેઠકો વારંવાર થતી હતી, તેમાં વિવ વિધ વિષયો ચર્ચાતા હતા. તે સભાના પ્રયત્નથી એક વિદ્યાર્થી મંડળની પુસ્તકશાળા જન્મ પામી હતી. ત્યાર પછી ઉત્સાહી મિત્રોના આગ્રહથી અને રા. રા. જીવાભાઇ દાદાભાઇ તથા રા. રા. વાઘજીભાઇ ત્રીકમભાઇ ઈત્યાદિની સંમતિથી એક સભા દીપોત્સવીના મંગળ સમયે ભરાઇ હતી. આ સભામાં ગામના કેળવણી પામેલા—અંગ્રેજી ને ગુજરાતી જાણનારા સદ્‌ગૃહસ્થોએ એકત્ર થઇ એક લેઉઆ હિતવર્ધક સમાજ સ્થાપન કીધી.

આ સભાનો આશય ગ્રામ સમગ્રનું અને વિશેષે કરી લેઉઆ બાન્ધવોનું હિતવર્ધન કરવું એજ છે. તેજ દિવસે પ્રસ્તાવના તરીકે રા. રા. જીવાભાઇ દાદાભાઇએ સભાના કર્તવ્ય કર્મ એ વિષય ઉપર અસરકારક ભાષણ આપ્યું હતુ. ત્યાર પછી તે સભાની બીજી બેઠક નવા વર્ષના ઉત્સવજનક મંગળમય પ્રતિપદે થઇ હતી. તે બેઠકમાં તે સભાનું નામ, સભાસદનું લવાજમ, વ્યવસ્થાપક મંડળી, સેક્રેટરી, અને ઓનરરી પેટ્રન્સ એ સર્વ બાબતો મુકરર કરવામાં આવી હતી. ઓનરરી પેટ્રન્સ રા. રા. વિઠ્ઠલભાઇ ઝવેરભાઇ વકીલ, અને રા. રા. કહાનદાસ કુંઅરભાઇ નીમાયા છે. આ સભાના મેમ્બરોનું વાર્ષિક લવાજમ મચકુર પુસ્તકશાળા ઇત્યાદિના

ઉત્તેજનમાં વપરાશે. આ એકકમાં રા. રા. પા. વિઠ્ઠલભાઈએ નીચે પ્રમાણે દરખાસ્ત મૂકી—

કોણુ નથી જાણતું કે આધુનીક સમયમાં ભારત વર્ષની જૂદી જૂદી જ્ઞાતિમાં જ્ઞાતિના સદ્‌ગૃહસ્થોએ જ્ઞાતિના હિતને માટે મોટાં મોટાં ફંડ કર્યાં છે. રામચંદ્રના વંશમાંથી ઉત્પન્ન થયેલા લેઉઆ કુળમાં કયી નિર્ભાગ્ય જનનીએ હતભાગ્ય પુત્રને જન્મ આપ્યો હશે કે જે આપણી જ્ઞાતિ સમસ્તના હિતને અર્થે ફંડ એકઠું કરવામાં ઉત્સાહથી યથાશક્તિ આશ્રય ન આપે ? આપણે શું કરવાના છીએ ? આપણાથી શું થવાનું છે; આપણે એક મુઠીભર જુવાનો શા મોર મારવાના છીએ, આવાં વચન ન્યાતનું હિત ઇચ્છનાર કોઇ પણ શૂરવીરના મુખમાંથી કેમ નીકળે ? મિત્રો ? તરવા શીખવું ને પાણીમાં ન પેસવું એ કેમ બને ? યાદ રાખો કે રામે લંકા લીધી, એક પરશુરામે એકવીશ વખત પૃથ્વી નક્ષત્રી કરી, એક વ્યાસ મહાત્માએ અરાઢ પુરાણ બાંધ્યા, એક ગૌતમબુદ્ધે પોતાનો ધર્મ અરધી પૃથ્વી પર પ્રસાર્યો. પ્રસિદ્ધ વિદ્વાન બેકન પોતાના એડવાન્સમેન્ટ ઓફ લાર્નિંગ એ પુસ્તકમાં અશક્યતાનું એમ લક્ષણ આપે છે કે એક મનુષ્ય એક ક્ષણમાં નહિ તો એક પ્રહરમાં એક પ્રહરમાં નહિ તો એક દિવસમાં, એક દિવસમાં નહિ તો એક વર્ષમાં, એક વર્ષમાં નહિ તો પોતાની જીંદગીમાં, ને એક મનુષ્ય નહિ તો અનેક મનુષ્યો પોતાની જીંદગીમાં અને તેમ નહિ તો એક પ્રજા સેંકડો વર્ષ પ્રયત્ન કરીને કોઇ કામ પાર પાડે તેને અશક્ય કહેવાય નહિ. નીતિકારો પણ કહે છે કે—"ઉત્તમ મનુષ્યો પોતે પ્રારંભેલા કામમાં વિજય પામતા સુધી વિરામે નહિ. દેવતાઓએ રત્ન મેળવ્યાં, હળાહળ કાઢયું, તોપણ જ્યાં સુધી અમૃત મળ્યું નહિ ત્યાં સુધી વિશ્રામ્યા નહિ. સાડાચાર લાખ માણસની વસ્તીવાળી પાટીદાર જ્ઞાતિમાં સવા બે લાખ પુરૂષ ગણીએ અને તેમાંથી એક લાખ શૂરવીર રત્નો ધંધે લાગેલા ગણીએ અને તે દરેક પોતાની સખાવતમાંથી રોજની એક પાઇ બચાવે તો પ્રતિવર્ષે પ્રતિ મનુષ્ય બે રૂપિયા અને એક લક્ષ મનુષ્ય બે લાખ રૂપિયાનો એક મોટો ડુંગર ચણી શકે. ટીપે ટીપે સરોવર ભરાય તે આનુંજ નામ. આપ બાન્ધવો પ્રતિ મારી નમ્રતાપૂર્વક એજ વિજ્ઞપ્તિ છે કે પ્રત્યેક લેઉઆ બાન્ધવ સો રૂપિયાની આવક ઉપર વાર્ષિક ચાર આના આપે, બમેંના ઉત્પન્ન ઉપર આઠ આના આપે અને એજ પ્રમાણે દર સેંકડે

ચાર આના પ્રમાણે વિશેષ રકમ આપે તો એક ભગીરથ કાર્ય સહજ પાર પડે. આવી રીતે અત્ર વિરાજીત મિત્રોમાંથી ગામેગામ અને ઠામેઠામ સમજાવીને-કહીને-વિનવીને-આ વિષય ઉપર ભાષણો આપીને યથાશક્તિ પોતાનો ધર્મ બજાવવા કોણ શક્તિમાન નહિ થાય? મિત્રો? સંક્ષિપ્તમાં એજ વિજ્ઞપ્તિ કે હવે મારા અભિપ્રાયને કોણ કોણ સંમતિ આપે છે અને પોતાનાં મુબારક નામ સત્વર નોંધાવી કોણ કોણ સભાને આભારી કરે છે એ જાણવાની મારી પ્રબળ ઉત્કંઠા આપના અમૃત વચનથી સંતુષ્ટ કરશોજી. (હર્ષનાદ).

આમ કહેવું બંધ થતાંજ વિદ્યુત્ વેગથી એક અત્યંત ઉત્સાહી દૃઢ વિચારના અનુભવી ગૃહસ્થે આ વિચારને અનુમોદન આપ્યું. તે આ વિચાર પર પ્રથમ પ્રકાશ નાખનાર રા. રા. વાઘજીભાઇ ત્રીકમભાઇ હતા, આ માનસસરમાં વિધ વિધ સંસ્કારની લહરીથી પ્રબળ તરંગ ઉત્પન્ન થાય છે, અને જે તરંગિણી મરૂત્ વેહથી પ્રવહે છે એ ઉત્સાહથી વહેતી તરંગિણીનો વેગ રોકવો એ ભગિરથ તો શું પણ મહાભારત પ્રયત્ન છે. આ વિચારનું તાદૃસ્ય ચિત્ર અત્ર વિરાજીત સદ્ગૃહસ્થોના મુખારવિંદના દર્શનથીજ સ્પષ્ટ થતું હતું. કેવા ઉમંગથી ઉત્સાહી પુરૂષોએ આ કામમાં પોતાની અનુમતિ આપી એનું ચિત્ર બરાબર દર્શાવવા આ જગ્યાએ એક કાલિદાસ કે ભવભૂતિનીજ ખોટ છે, જે સભાસદોએ સંમતિ આપી તેમનાં મુબારક નામ નીચે પ્રમાણે—

૧ કહાનદાસ ડુંગરદાસ, ૨ વાઘજીભાઇ ત્રીકમભાઇ, ૩ જીવાભાઇ દાદાભાઇ, ૪ ગોકળભાઇ ઝવેરભાઇ, ૫ જીવાભાઇ ભૂલાભાઇ, ૬ લલ્લુભાઇ લખાભાઇ, ૭ ભાઇલાલભાઇ ત્રીકમભાઇ, ૮ જેઠાભાઇ શંકરભાઇ, ૯ ચતુરભાઇ મથુરભાઇ, ૧૦ વાઘજીભાઇ શંકરભાઇ, ૧૧ રેવાભાઇ તુળસીભાઇ, ૧૨ પુરૂષોત્તમ ત્રીકમભાઇ, ૧૩ લખાભાઇ શંકરભાઇ, ૧૪ શિવાભાઇ દાદાભાઇ, ૧૫ છોટાભાઇ જેઠાભાઇ, ૧૬ છોટાભાઇ ચતુરભાઇ, ૧૭ જીવાભાઇ રેવાભાઇ, ૧૮ ઇશ્વરભાઇ મોતીભાઇ, ૧૯ ચતુરભાઇ કીશાભાઇ, ૨૦ ચતુરભાઇ ત્રીકમભાઇ, ૨૧ ઉમેદભાઇ વહેરીભાઇ, ૨૨ હાથીભાઇ ત્રીકમભાઇ, ૨૩ મોતીભાઇ બાબરભાઇ, ૨૪ ઝવેરભાઇ ત્રીકમભાઇ, ૨૫ ભાઇલાલ જીવાભાઇ, ૨૬ ઉમેદભાઇ તળજાભાઇ, ૨૭ દેશાઇભાઇ ઝવેરભાઇ, ૨૮ નાથાભાઇ ભાઇબા, ૨૯ મુળજીભાઇ કહાનદાસ, ૩૦ ભાઇલાલ શિવાભાઇ,

૩૧ કીશોરભાઇ તળજાભાઇ, ૩૨ વાઘજીભાઇ ઝવેરભાઇ, ૩૩ મોતીભાઇ ચહેરીભાઇ, ૩૪ પા. ઉમેદભાઇ લલ્લુભાઇ, ૩૫ પા પુરશોતમ બેહેચરભાઇ, ૩૬ મંગળભાઇ શંકરભાઇ.

આ પછી સામાન્ય રીતે વકતા તેમજ સભાસદોનો ઉપકાર માની સભા વિસર્જન થઇ હતી.

—:O:—

## "ધી લેઊઆ પાટીદાર હિતવર્ધક મંડળ."

(સાંધણ પૃષ્ઠ ૯૪)

આંથિક કે ઉંચી કેળવણી જ્ઞાતના ઘણા વિદ્યાર્થીઓ લઇ શકે તેવા ઉપાય યોજાય, ધંધાને લગતું જ્ઞાન પણ યોગ્ય પુરૂષોને આપી શકાય, હરકોઇ પ્રકારે વિદ્યા, કળા, કૌશલ્ય વધે, તે પ્રમાણે ફંડનો સદુપયોગ થાય, વખતે અમુક ધંધો રોજગાર કરવાને કે ધંધા કે વિદ્યા અર્થે પરદેશ પર્યટન કરવાને કોઇ યોગ્ય બંધુને મદદ જોઇતી હોય તો આ ફંડમાંથી તેને આપી શકાય.

પાયમાલ સ્થિતિમાં આવેલા બંધુઓને વખતે લગ્ન કે મરણ પ્રસંગે કંઇ મદદની જરૂર હોય, અને સમાજને તે યોગ્ય લાગે તો આ ફંડમાંથી તેને મદદ કરી શકાય.

કેટલેક ઠેકાણે ધર્મશાળા કૂવા ઉતારા ઇત્યાદિની યોગ્યતા જણાય તો તે પણ આ ફંડમાંથી થઈ શકે. વખતે કોઇ કોઈ ઠેકાણે વિદ્યાર્થીના સુખને સારૂ વસ્તીગૃહ (બોર્ડીંગ હાઉસ) ઉઘાડવા જરૂર પડે તો તે આ ફંડમાંથી ઉઘાડી શકાય. શાળા, પાઠશાળાઓ પણ યોગ્ય લાગે તો આ ફંડમાંથી ચલાવી શકાય.

જુદી જુદી સમાજોને કોઈ વખતે અમુક મદદની જ્ઞાતિપયોગી કામ કરવા અર્થે જરૂર જણાય તો તે મદદ પણ આ ફંડમાંથી કરી શકાય, ઠામઠામ સમાજો ઉઘાડવા, વિધ વિધ વિષયો પર ભાષણ આપવા, યોગ્ય પુરૂષોને માનપત્ર ઇત્યાદિ આપવા યોગ્ય લાગે તો આ ફંડમાંથી મદદ આપી શકાય.

સ્ત્રી કેળવણીની આ સમયમાં અત્યંત આવશ્યકતા છે એ સિદ્ધાંત નિર્વિવાદ છે, તો તેને માટે જેમ બને તેમ સ્ત્રી કેળવણી સારા પાયા પર

અપાય, સ્ત્રી કેળવણીનો મુખ્ય હેતુ પાર પાડી શકાય એમ થવા જે મદદની જરૂર હોય તે આ ફંડમાંથી આપી શકાય. બાળાઓને સામાન્ય વૈદક ઇત્યાદિનું જ્ઞાન પણ મળી શકે, વખતે તેઓ ઉંચી કેળવણી પણ લઇ શકે અને કેટલેક કાળે સ્ત્રી સમાજો સ્થાપી શકે, એમ થવાને પણ જે મદદની જરૂર હોય તે આ ફંડમાંથી આપી શકાય.

બાળલગ્ન, દૂધ પીતી, અને લગ્ન કે મરણ પ્રસંગના ખરચમાં સરકારે જે ધારા ઘડયા હોય, તે સરકારી અમલદારો અમલમાં લાવે તેના કરતાં આ સમાજ તરફથીજ યોગ્ય વ્યવસ્થા થઇ ન્યાયપૂર્વક સર્વને ઇન્સાફ મળે એમ થાય તો વધારે સારૂ. તેને માટે યોગ્ય પુરૂષોની એક કમીટી નિમાય અને તે આ બાબત વિષે સંપૂર્ણ લક્ષ આપે એમ થવા જે મદદની જરૂર હોય તે પણ આ ફંડમાંથી આપી શકાય.

પારસી તથા અન્ય જ્ઞાતિઓની પેઠે લગ્ન, મરણ, ઇત્યાદિની તકરારો માટે એક સમાજ તરફથી યોગ્ય પુરૂષોની કોર્ટ ઠરાવાય, અને તેમાંજ તે તકરારોનો નિવેડો થાય. આ પ્રમાણે થવાથી યોગ્ય ઇન્સાફ થોડા ખર્ચે મળી શકે અને આજ કાલ આપણી જ્ઞાતિના લોકો ઇન્સાફ આપવાને પાત્ર થતા જાય છે. તેથી કરી વિશેષ વાંધા જેવું તે થઇ ન પડે. આવી રીતે કોર્ટ મેળવવા અને તે કોર્ટ ચલાવવા જે મદદની જરૂર હોય તે પણ આ ફંડમાંથી આપી શકાય.

આ પ્રમાણે થવાથી માત્ર જ્ઞાતિ સમસ્તના લોક મતનુંજ બંધન છે. આ બંધન ગમે એટલું પણ મોળુંજ કહેવાય તેથી કરી જો આ સમાજ યોગ્ય રીતે નોંધાવાય, અને સમાજના દરેક મેમ્બર સ્ટેમ્પના કાગળ ઉપર વિજ્ઞપ્તિ પત્ર રજુ કરે તો સમાજનો પાયો શીશાની ગારે ચણ્યા બરોબર થાય, આવી રીતે સ્ટેમ્પમાં તથા સમાજ રજીસ્ટર કરાવવા ઇત્યાદિ કામમાં પણ જોઇતી મદદ આ ફંડમાંથી આપવામાં આવે. મારા ધારવા પ્રમાણે ખેડા જીલ્લાની પાટીદાર જ્ઞાતિનું આશરે રૂપિયા ત્રીશેક હજારનું ફંડ સરકારમાં અનામત છે, તે ફંડ જ્ઞાતિના હિતને માટે યોગ્ય લાગે તો પાછું મેળવી આ ફંડમાં ભેળી શકાય આ પ્રમાણે થવાથી એક સારૂ ફંડ એકઠું કરી શકાય અને વર્ષોવર્ષ તેની વૃદ્ધિ કરી શકાય.

પણ આમ કરતા પહેલાં પ્રત્યેક બાન્ધવે પોતાનો ધર્મ સમજીને ઠામ ઠામ આ વિષય ચર્ચાવો વિધ વિધ પ્રકારે તેનું વિવેચન કરી

જેમ બને તેમ ઉત્સાહ અને આગ્રહથી આ બાબતમાં યોગ્ય આક્રં-દ આપવો આપવો ને આપવોજ જોઇએ. આ મારા લખવા ઉપરથી એમ સમજવાનુ નથી કે હું કહુ છું એ સત્ય છે, મારૂંજ કહેવું ખરૂં છે. એવો હુ દુરાગ્રહી નથી. જો કોઇ મિત્ર મારા કહેવામાં પ્રશ્ન ઉઠાવી યોગ્ય કારણ આપી ચર્ચા ચલાવશે તો નમ્રતાપૂર્વક તે સ્વીકારવા મારે કંઇજ આનાકાની નથી આ વિષય ઘણા વખતથી અંધારામાં પડી રહેલો હતો તેને પ્રકાશમાં લાવવો એજ આ લખવાનો હેતુ છે, અને તેથી ફરી દરેક ન્યાતના શુભેચ્છક કે શુભચિંતકને મારી નમ્રતા પૂર્વક વિજ્ઞપ્તિ એટલીજ છે કે આ વિષય પર જેટલી ચર્ચા ચલાવવી હોય, જેટલું વિવેચન કરવુ હોય તે સર્વ કરવાને કોઇએ પાછી પાની કરવાની જરૂર નથી. બાન્ધવો! જેમ બને તેમ વિષય ચર્ચાવો અને વિશેષ મથન કરી આ વિષયને ન્યાય આપો. આ વિષય પર જે જે શકા ઉઠશે તેનો યોગ્ય ઉત્તર આપવાને હું તત્પર છું એજ નમ્રતાપૂર્વક વિજ્ઞપ્તિ.

—:o:—

## કેળવણી.

(લખનાર—પા૦ વલ્લવભાઇ મથુરભાઇ, અલીંદ્રાના.)

કેળવણી એ શબ્દમાં કિલ ધાતુ છે કિલ એટલે પ્રદીપ્ત કરવું. એટલે માણસની મનોશક્તિને પ્રદીપ્ત કરવી. કેળવણી એ એક અમુલ્ય ચીજ છે. પુરાતન કાળમાં કેળવણી સારી હોવાને લીધે આપણો દેશ એવો તો આબાદીમાં હતો, કે તેની બરોબરી કોઇ દેશ કરી શકતો નહીં. પરંતુ મુસલમાંનોના અમલ નિચે કેળવણીની પડતી થવાથી આપણો દેશ આવી દયામણી સ્થિતિમાં આવી ગયો છે!

માણસ જાતમાં બીજાં પ્રાણીઓ કરતાં સ્વભાવીક રીતે બુદ્ધિ વિશેષ હોય છે। જે બુદ્ધિ ખીલ્યાથી માણસના સુખનું સાધન થાય છે. તેને સુબુદ્ધિ કહે છે. અને જેથી દુઃખ થાય છે તેને કુબુદ્ધિ કહે છે. ને તે બુદ્ધિનો ઉદય કરવાનો રસ્તો કેળવણી છે; ત્યારે કેળવણી એ એક સુખ મેળવવાનો રસ્તો છે, એમ સાબીત થયું. કેળવણીનો મુખ્ય આધાર માબાપ ઉપર છે. જો માબાપો સુધરેલાં ને સુવિચારનાં હશે. તો પોતાનાં બાળકોને સારી કેળવણી આપશે. ફક્ત શાળાઓમાં જઇ વાચતાં

લખતાં શિખવું એ કેળવણી મેળવવાને સાધન છે. કારણ કે વાંચવાની શક્તિથી સારા સારા વિદ્વાનોના ગ્રંથો વાંચવામાં આવે છે. અને તેમાંથી જ્ઞાન મેળવવાને શક્તિવાન થવાય છે. એક વખત એવો હતો કે ભણેલાની સંખ્યા બહુજ થોડી હતી. અને સરકારને દરેક ખાતામાં પુષ્કળ નોકરો જોઇતા હતા.

તેથી થોડું ઘણું ભણેલાને પણ સારા પગારની જગ્યા આપવાની જરૂર પડતી. વસ્તુનો ભાવ જેમ છતને ખપ ઉપર છે, તેમ ભણતરનું પણ સમજવું. દહાડે દહાડે શાળાઓ ઘણી ઉઘડતી ગઇ અને ભણેલાનો ભાવ વધવા લાગ્યો. આ જોઈ ઘણા માણસોની વૃતિ ભણવા તરફ દોડી અને નોકરીઓ પુરાઇ જવા માંડી તેથી ભણતરની કિમત ઘટતી ગઈ. હાલમાં તો ગમે તેટલો ભણેલો હોય, તોપણ યોગ્ય વખતે સારી નોકરી મળવાનો સંભવ રહે છે. અને વળી અધવધરૂ ઇંગ્રેજી ભણેલા તો નકામા અથડાય છે, વકીલ વીગેરેની પરીક્ષા ગુજરાતીવાળાથી આપી શકાતી નથી. અને ગુજરાતીમાં પાસ થઇ સરટીફીકેટ મેળવેલાને પણ સાત આઠનો પગાર મળવો પણ મુશ્કેલ થઇ પડયો છે.

ત્યારે આ દોષ શું આપણે ભણતરને માથે મુકવો? નહિ. કારણ કે ભણતરની કીંમત વધારવી તેના હાથમાં નથી. વિદ્યાર્થીઓ બિચારા મેહનત લેઇ ભણે છે, અને નોકરીને માટે ખુબ ધક્કા ખાય છે; માટે એમનો પણ શો વાંક કહાય? મહેનત કરતાં છતાં પણ ફળ મળે નહિ ત્યારે વાંક વિધાત્રીનો ગણવો કવું કેમ?

કોઇને સારો રસોઇઓ જોઇતો હોય તો તે ઝટ અને થોડે પગારે મળતો નથી. તે ચાર પાંચ રૂપીઆનો પગાર માગે ને વળી ખાય અને લુગડાંની આશા કરે. ત્યારે લગભગ આ મોંઘવારીના વખતમાં દશ રૂપીઆનો પગાર પડે અને છઠ્ઠા ધોરણમા પાસ થયેલાને પાંચ રૂપીઆનો પગાર મળવો મુશ્કેલ થઇ પડયો છે ત્યારે 'કલમ કરતાં કડછીની કીમત વધી ગઈ' આ જોઇ ભણેલાને કેટલું લાગવું જોઇએ?

ત્યારે હવે કરવું કેમ? શું લોકોએ ભણવાનું છોડી દેવું? નહિ. ભણતર તો અતી ઉપયોગી છે. એ વડે જ્ઞાન પ્રાપ્ત થાય છે. અને જ્ઞાન વડે માણસ પોતાને જોઇતાં સાધન મેળવી શકવાને યોગ્ય થાય છે. રખડતા ભણેલા સવાલ કરશે કે ભણતરથી એમ થતું હોત તો અમને જો-

થી રૂ ૫૦૦૦) સુધીની પણ હોય છે. ને તેનો મુખ્ય આધાર, કાચની બનાવટ ઉપર છે; એ બનાવટમાં કેવી રીતનો ફેરફાર હોય છે તે સમજવાને ચસ્માંનો દાખલો આપણી નજીકમાંજ છે. ચસ્માંના કાચ સાધારણ નજરથી જોનારને, બધા સરખાજ જણાય છે. આ બધા સરખા જણાવા છતાં દરેક ચસ્મુ એક માણસને ખેરતું આવતુ નથી. તેમ કિંમતમાં પણ ઘણો ફેર પડી જાય છે ને તેનું કારણ કાચની બનાવટમાં ફેર છે વળી સુક્ષ્મ દર્શક યંત્રના કાચ તો ઘણા નવાઈ પમાડે એવા હોય છે. તેઓ ઝીણામાં ઝીણી, અને આંખથી કદી જોઈ શકાય નહિ, એવી વસ્તુને પણ ઘણી મોટી દેખાડી આપે છે. ને તે એટલે સુધી કે તેના મૂળ કદથી તે હજારો ઘણી મોટી દેખાડી શકે છે. એની સહાયતાથી માણસ જાતે કદી નહિ જોએલા, પદાર્થો, ને પ્રાણીઓ જુએ છે. હવે વિચારો કે, જે ધુળની અથવા રેતીની કંઇ પણ કિંમત નહોતી, તેને કેળવણી મળવાથી એક ચકચકીત કાચરૂપ થઇ, વળી વિશેશ કેળવણી આપવાથી મોટાં મંદિરોનાં ભૂષણરૂપ ઝુમરો વગેરે ને સ્ત્રીઓના અલંકારમાં બંગડી તરીકે બની, ને તે પણ એટલી મનહર કે જેઓ હમેશાં સોનાની બંગડી પહેરે છે, તેઓ પણ તેને તુચ્છ ગણી, કાચની બંગડી પહેરવામાં વિશેશતા માને છે, તે આપણે જોઇએ છીએ. વળી એવા કાચને પણ વિશેશ કેળવણી આપી, ત્યારે તે ચસ્માંરૂપ બન્યાં, જે આંધળાની આંખરૂપ છે. સુક્ષ્મદર્શકરૂપ બનતી, જે જોવાને ઇશ્વર દત્ત આંખો નિરૂપાય બની હતી, તે વસ્તુઓ તે પ્રાણીઓને બતાવવા સહાયરૂપ થઇ પડયાં છે. વળી દુરબીનરૂપે બની ગ્રહો વિષેના જ્ઞાનમાં વધારો કર્યો છે.

એમ કેળવણી દેવીની સહાયતાથી, ઉપજેલા અનેક ચમત્કારોમાં, છેલ્લામાં છેલો ફોનોગ્રાફ યંત્રનો છે. એ યંત્રે દુનિઆને આશ્ચર્યતામાં ડુબાવી દીધી છે. તે એટલે સુધી કે જ્યાં સુધી તેને નજરે જોશો નહિ ત્યાં સુધી એ યંત્ર વિષેની વાત જુઠીજ માનશો. એના વિષે, એમ કહેવાય છે, કે એ યંત્રને ચાવી આપી, પછી તેના આગળ બેસી ગાયન કરીએ કે ગમે તે બોલીએ તે બધું તે સાંભળી લે છે. તે એટલે સુધી કે, તેને ત્યાર પછી બંધ કરી, ગમે તે વખતે ચાવી આપી ગતિમાં મુકીએ, તો તે આપણું બધું બોલેલું બોલી જાય છે, કેવી નવાઇની વાત!

ગૃહસ્થો! આથી હવે કેળવણીનો પ્રતાપ બીજો શો જોવા માગશો?

કે જેણે ધુળ જેવી નકામી વસ્તુ હજારોની કિંમતની, ને હજાગેને આશ્રય પમાડનારી બનાવી દીધી છે. વધારે શું કહુ ? મહાદેવી કેળવણી એવી સામર્થ છે, કે તેનો આશ્રય જો એક તરણું લે તો તે પણ મેરૂથી મોટું થઇ પડે છે! વળી પશુ સરખાં પણ તેનો આશ્રય લે છે, ત્યારે એ પણ કેટલાં નવાઇ પમાડે છે, તે ઘણા જણે પ્રો છત્રેના સરકસમાં જોયું હશે. ત્યારે હવે વિચારો કે જ્યારે અજ્ઞાન પશુઓને તેમજ ધુળ જેવા નકામા પદાર્થોને પણ કેળવણી મળવાથી ઉપયોગી ને નવાઇના થઇ પડયા છે' ત્યારે માણસને પદાર્થ પ્રાણીમાત્રથી ઉત્તમ ને જ્ઞાનવાન છે તેને કેળવણી મળે ને તે ઘણું ઉત્તમ નિવડે એમાં નવાઇ જેવું નથી.

અરે! માણસને જો કેળવણી મળે તો તે ઇશ્વિરરૂપ થાય છે! ઇશ્વરરૂપજ બની જાય છે!! અને જગતનુ મુળ કારણ બ્રહ્મ તેમાં મળી જઇ, અનેક જન્મ મરણના દુઃખથી મુક્ત થાય છે!!! જેના દાખલા આર્ય શાસ્ત્રમાં અનેક છે. માણસ સરખી લોભીષ્ટ, દુરાચારી અને અજ્ઞાન જતીને જ્ઞાનમય, ઇશ્વરરૂપ, બ્રહ્મરૂપ બનાવી દે એથી વધારે એ માતા શો ઉપકાર કરી શકે! અને ત્યારે પછી માણસ જાતને એથી શું વધારે મેળવવાનું રહ્યું? શું જોવાનું રહ્યું? શું જાણવાનું રહ્યું? અને શું ભોગવવાનું રહ્યું? કંઇજ છેજ નહિ. મનુષ્યની કેળવણીના બધા હેતુઓ ત્યાંજ આગળ વિરામી જાય છે, જે પામ્યાથી તેને કોઇ પ્રકારની ઇચ્છાજ રહેતી નથી. સંકલ્પ માત્રનો નાશ થાય છે.

કેળવણી માત્રનો હેતુ સુખમાં વધારો કરવો એ રહેલો છે, અને તે સુખની અવધી આર્ય લોકોએ ઇશ્વર પદમાં ગણેલી છે, ને તે પદ મેળવવા આર્યોની કેળવણી માત્રની પ્રવૃતિ હતી આ નિરવીવાદ સિદ્ધ થઇ ચુક્યું છે માટે આર્યોની કેળવણીના મુખ્ય સિદ્ધાન્ત એજ હતા કે માણસ જગતમાં કેવી રીતે વરતી શકે કે તેનો લય આખરે ઇશ્વર રૂપમાં થઇ જઇ મોક્ષ પામે? અને સંસારના અનેક જન્મ, મરણના ક્લેષથી છુટી આનંદમય સ્થાનમાં જઇ રહે. આર્યોની પ્રાચીન કેળવણીની રચના આ હેતુને અનુસરીને ઘડાઇ હતી. એ સુખદાઇ કેળવણી કાળક્રમે નાશ પામતાં હાલ નહિ હતી જેવી થઇ પડી છે. ત્યારે હવે જુઓ કે આપણે પણ તે મહાન આર્યોના વંશજજ છીએ, અને તેમના સંસ્કારો આપણામાં ઉતરી આવવાથી આપણો પણ કેળવણી લેવાનો હેતુ થાય એ સ્વભાવીક છે.

ત્યારે હવે વિચારો કે એવી કેળવણી આપનારા તો હાલમાં નાશ પામ્યા છે, ને તેમનું નિશાન સરખું પણ રહ્યું નથી. ત્યારે આ બધી ઇંગ્રેજી, ગુજરાતિ શાળાઓ ચાલે છે, ત્યારે તેમાંથી એ કેળવણી મળશે કે કેમ? નહિ.

ત્યારે જ્યાં હજારોના પગારદાર પ્રો. રાખી કેળવણી આપવામાં આવે છે તે કાલેજોમાં તો મળશે? ત્યાં પણ નહિ મળે. કારણ શું? કારણ એજ કે તે ધર્મશાસ્ત્રને ધોરણે રચાએલી નથી. તે, જેને પરિણામ વાદ કહે છે. તે ધોરણને અનુસરી રચાએલી છે. જ્યારે યુરોપમાં પોપની સત્તા સર્વ સ્થળે પ્રસરી રહી હતી, જ્યારે ધર્મને બહાને તે લોકો ઉપર અનેક પ્રકારના જુલમનો વર્ષાદ વરસી રહ્યો હતો. જ્યારે સત્ય નિષ્ટ વિદ્વાન પુરૂષોને ધર્મને બહાને તેના તરફથી જીવતા બાળવા, કે ફાંસીએ લટકાવવામાં આવતા, તે બધાં ક્રુર ઘાતકી કામો, ઇશ્વરના હુકમથીજ પોપ કરે છે, એમ મનાવવામાં આવતું હતું; અને વળી ગમે તેવા ઘાતકી, મુનીને પણ પોપ અમુક ક્રિયા કરાવી કે, અમુક પૈસાની રકમ લેઈ સ્વર્ગના ન્યાયી રાજ્યમાં જવાનો, પરવાનો પણ લખી આપી શકે છે, એમ પણ મનાવવામાં આવતું હતું, ત્યારે કેટલાક વિચારવંત પુરૂષોને આ વાતોનું સમાધાન કરતાં બહુ મુશ્કેલી નડતી હતી. તેઓના મનમાં એમજ વિચાર આવતા કે, ન્યાયી ઇશ્વિરને નામે ચાલતો ધર્મ આવો કદી હોયજ નહીં; પણ પોતાનો હક જાળવવા કે સ્વાર્થ સાધવા સારૂજ પોપ ઇશ્વિરને નામે જુલમ ચલાવે છે; રોમના આ ચાલતા જૂલમ પ્રમાણે ખરૂ જોતાં ઇશ્વિર છેજ નહીં, કેમકે જો તે હોય તો રોમના પોપનો આ ચાલતો જૂલમ કદી શાંખી શકેજ નહિ. કેમકે તે હમેશ ન્યાયી અને સર્વજ્ઞ કહેવાય છે, એ રીતે આ વિચારવંત પુરૂષોને ઇશ્વિરની હયાતી વિષે શંકા ઉપજવા લાગી, ને તે હમેશ દ્રઢ થતી ગઇ. પછી જ્યારે ઇશ્વિર છેજ નહીં, એમ તેઓને નક્કી ઠરી ગયું. ત્યારે આ જગત શી રીતે નીપજ્યું તેનો ખુલાશો કરવાનો તેમના મનમાં સવાલ ઉઠયો, તેમણે જગતના વિવિધ પદાર્થો સ્થિતિમાં શી રીતે આવે છે, તે વિષે ઘણી સૂક્ષ્મ રીતે વિચાર કરવા માંડયો, ને પછી તેઓનાં વિવિધ પ્રયોગો પૃથકરણ કરી કરવા માંડયા, તેમાંથી તેમણે જડ પદાર્થોના કારણરૂપ ઘણાં તત્વો નક્કી કર્યાં, ને તે સર્વના અનેક યોગથી અનેક પદાર્થો ઉત્પન્ન થયાં જાય છે, એમ પણ સિદ્ધ કર્યું. અપૂર્ણ.

# ગેરવ્યાજબી ખર્ચ કમી કરવા વિશે.

( સં૰ જે૰ પટેલ. )

મારા જાતી અનુભવથી આખા હિંદુસ્થાનમાં વિવાહ તથા મરણનાં ખર્ચ જુદા જુદા પ્રાંતોમાં કેવી રીતે કરે છે તે નીચેના લખાણથી માલુમ પડશે. મરણનું ખર્ચ તો ફકત આપણા ગુજરાતમાંજ સરવે જાતોમાં છે. મુસલમાન જાત કે બીજા બધા મુલકોમાં એ ખર્ચ સ્વપ્નામાં પણ જાણતી નથી તે પણ આપણું દેખીને કરે છે. આવુ ખર્ચ હિંદુસ્થાનમાંજ કેટલીક ઊંચ જાતોમાં શ્રાધ કરી પાચ દશ બ્રાહ્મણ અગર સાધુ જમાડવાનું કરે છે વિવાહ પ્રસંગે જે પ્રમાણે આપણે ખર્ચ કરીએ છીએ તે પ્રમાણે બધે ઠેકાણે કરે છે, પણ આપણા પાટીદાર જેવી બાદશાહી જાન લઇ જતા નથી. જેવી રીતે ગુજરાતમાં બીજી જાતોમાં જાન લઇ જવાનો રીવાજ છે તેજ પ્રમાણે બધે ઠેકાણે છે. પ્રથમ આપણી જાનમાં માણસો વધારે જતાં હતાં પણ હાલ તે બાબત સરકારે ખેડા જીલ્લામાં તથા બીજા ભાગોમાં અંદર અંદર ખાનગી રીતે ઠરાવ કરેલા છે. એટલે પ્રથમ કરતાં ખર્ચ ઓછાં થાય છે. પરંતુ જે સરકારે હાલની સ્થીતીને અનુસરતા ખેડા જીલ્લાના ૭ ગામોને વાસ્તે ઠરાવ કર્યા છે તેવા અંદર અંદર બીજા બધા ગામોમાં થાય તો કન્યાના બાપને કંઈ પણ અડચણ પડે નહી. સરકારે જ્યારે જાનમાં ફકત ૨૦ માણસ જવાનો કાયદો કર્યો ત્યારે ઘણા જણા કહેતા હતા કે હવે જાને કોને લઇ જવા ને કોને નહીં. આવા ઠરાવ પ્રમાણે તો વિવાહ કોઇથી થશે નહી. પરંતુ આજ કાલ આબરૂદાર માણસોએ આવી બાબતોમાં પહેલ કરી છે. તેથી બીજાઓને એની અડચણ પડશે નહીં: આટલાં થોડાં માણસ લઇ જવાથી ખોટું દેખાશે એવું ધારી કન્યાના માબાપોને ખાડામાં ઉતારે છે એ બાબત પોત પોતાના જથામાં પંચના આગેવાનો ઠરાવ કરે તો પછી કોઇ પણ તરેહની અડચણ પડે નહીં. અને હમેશાં માબાપ પોતાની દીકરીઓને ઉમંગથી ઉછેરી છોકરાઓના જેવીજ વહાલી ગણશે. કેમકે સો માણસનું ખર્ચ ગરીબ માબાપથી ઉપડી શકતુ નથી. અને તેથીજ તેઓ છોડી જન્મી કે અળખામણી ગણે છે. જ્યારે રાજાઓમાં કન્યાનાં માબાપ ખર્ચ ઉપાડી શકતાં નથી ત્યારે સામી કન્યા લાવી પોતાને ગામ લગન કરે છે, ત્યારે આપણુ જેઓ

એતી ઉપરજ ગુજરાન નભાવનાર તેમનાથી આવો બાદશાહી ઠાઠનો બોજો શી રીતે ખમાય ? માટે જેમ બને તેમ જાતમાંજ ખર્ચ કમી કરી શકાય એવું છે. એ સીવાય વીવાહમાં ખર્ચ કમી કરવાનો બીજો ઉપાય નથી. માટે પ્રોત પોતાના જથાના અગ્રેસરોએ ફક્ત પોતાની સ્થીતિનો વિચાર નહી કરતાં ગરીબ ભાઇઓની સ્થીતિનો વિચાર કરી તેમને જેમ અનુકુળ પડે તેવા ધારા બાંધવાનો પ્રયત્ન કરવો, તોજ સરવે જાતી ભાઇઓનો તમારા ઉપર દ્વેશ ન થતાં પ્રેમ થશે.

મરણનું ખર્ચ તો આપણા ગુજરાત સીવાય બીજા કોઇ પ્રાંત અગર મુલકમાં નથી. મરણથી બધાને શોક તથા દીલગીરી થાય છે. અને શાસ્ત્રમાં પણ મરણનું જમણુ તે પ્રેત ઉપર બેસી ખાવા જેવું છે અને આજ કારણથી બીજે ઠેકાણે બધે બારમુ કોઇ જમતું નથી અને જમાડતું પણ નથી. પણ આપણી ગુજરાતમાં તો બારમું ખાવું નિષેધ છે તેનો કોઇ વિચાર પણ કરતું નથી. કેટલાક કાસીએ જઇ બારમું ખાતા નથી ત્યારે પંદરમા ને માસીએ ખાય છે. આવું ખાવું તે પણ શાસ્ત્ર વિરૂધ અને વ્યાજબી નથી ? કારણ જેને ઘેર માણસ મરે છે તેને તથા તેનાં સગાં વહાલાંને ત્યાં જ્યારે ૭ અગર બાર મહીના સુધી તાવડી પણ ચુલે મુકતા નથી, વળી વડીઓ, પાપડ, મીષ્ટાન, લાલ સાડી અગર લાલ પાઘડી વીગેરે તજી દે છે ત્યારે મરણને બારમે દહાડેજ ઘરમાં રડાકુટ ચાલતી હોય અને બહાર ઠાઠમાઠથી ભાઇઓ લાડુની ધડાધડ ચલાવતા હોય ! આવા માણસો શું અંતઃકરણના ભાઇઓ કે દુશ્મન ? આ શું ઓછી શરમની વાત છે. જ્યારે મરનારના પરગામના મીત્રો અગર સગાવહાલા પણ પાણી પીતા નથી તેવે વખતે પોતાનાજ ભાઇઓ પોતાના કુટુંબ સુધાં સારાં વસ્ત્ર પેહરી વીવાહની માફક લાડુ હસ્તે વદને ગળામાં ઉતારે આ શું સારૂં કહેવાય ? ભાઇ કોણ ? કે જે દુઃખ સુખમાં ભાગ લે. પણ આતો પેલા જમ કરતાં પણ ભુંડા અને આવા માણસો ભાઇ કે દુશ્મન. અને જ્યારે આવી રીતે જમે છે ત્યારે શા સારૂ ભાઇઓ તથા તેનાં કુટુંબ રડવામાં ભાગ લે છે ? અને જે પ્રાંતમાં હું ફર્યો છું ત્યાંના માણસોને બારમાની વાત કરતાં તેઓ અજાયબ થઇ કહેતા કે શું તમારા ગુજરાતમાં ભાઇઓ બારમું ખાય છે ? એ તે ભાઇ કે દુશ્મન ? જ્યારે બારમુ ભાઇઓ ખાય છે ત્યારે શા સારૂ તમારામાં રડવા કુટવા

આવે છે? શું તેઓ ખાવા સારૂંજ ઉપર ઉપરથીજ ભાડુતી માણસો મા-
ફક રડે કુટે છે શું તેઓની આંખોમાં આંસુ આવે છે? અમારા સમજ-
વા પ્રમાણે નહીજ આવતાં હોય અને જો આંસુ આવે તો કોઇ દહાડો
જમેજ નહીં. આવું સાંભળી મારા મનમાં નક્કી થયુ કે આવું જમવું તે
નિંદાને પાત્ર છે. કેમકે આપણને પણ ઉપર ઉપરથી તો સારૂ નીચુ જ-
ણાય છે, અને અંદર એટલે શાસ્ત્રમાં પણ તેવુંજ નીચુ છે. આવા કારણ-
થીજ બીજા કોઇ પ્રાંત અગર મુલકમાં આવો રીવાજ નથી. કેમકે વીવાહમાં
જમવું ઊમંગતું તથા વ્યાજબી છે તો બધા પ્રાંત તથા દેશોમાં જમે છે.

આ ઉપરથી હું મારા મીત્રો ગુજરાતમાં જ્યાં જ્યાં મળતા ત્યાં આ
બારમા વિશે ચર્ચા તેમની સાથે કરતો અને તેમાંના ઘણા મારૂં કહેવું
વ્યાજબીજ કહેતાં. પણ જે લોકો જુના વિચારનાના અભણ, અણસમજુ.
તથા ખાવાને લાલચુ એટલાજ અસલનો બાપદાદાનો રીવાજ પડતો મે-
લવાને ઇચ્છતા નહોતા. જે સદ્‌ગ્રહસ્થો મારૂં કહેવું વ્યાજબી કહેતા તેઓ
એટલુંજ કહેતા કે આવો જુનો રીવાજ તે શી રીતે દુર થાય? કેમકે
બધા લોકોની મરજી સીવાય બને નહીં. અને બધાનો એકસંપ થાય નહીં.
આ ઉપરથી મેં વિચાર કર્યો કે આમ બધાને કહેવાથી કંઈ વળવાનું નથી
માટે હું મારાજ ગામમાં તે વિશે ચાર પાંચ વરસથી દરેક માણસને પ્ર-
સંગ વખતે કહેતો ત્યારે તેમાંના કેટલાક મારૂં કહેવું વ્યાજબી કહેતા અને
કેટલાક ગેરવ્યાજબી કહેતા. કેમકે લોકોમાં અમારી બારમું બંધ કરવાથી
નીંદા થાય. આવી રીતે રાત દહાડો તેનો તેજ વિચાર બધાના મનમાં ઠ-
સાવી આખરે મારી મહેનત બર આવી છે. અને તા૦ ૧૯ મી જુનને
રોજ કુહા ગામના ચોરામાં બધા લોકોને બોલાવી પ્રતિજ્ઞા ઉપર સોગન
લઇ કોઇએ બારસું અગર માસીઓ અગર વરસીમાં જમવું નહીં. આવી
રીતે બધા લોકો એકમતે કબુલ થઇ નીચે પ્રમાણે કરાર કરી સહીઓ
કરી છે. (અપૂર્ણ.)

---:o:---

## સન ૧૮૯૯ નું ત્રીજું બીલ.

(લી૦ વલ્લભભાઇ હાથીભાઇ દેશાઇ.)

સન ૧૮૭૦ આપણને લાગુ પાડેલા ઇન્ફન્ટી સાઇડ એક્ટના સંબંધ-

માં ઉપરનું બીલ સરકાર પાસ કરવા માગે છે. આ બીલથી આપણે કેટલો ફાયદો યા ગેરફાયદો થશે તે નીચેની વીગત પરથી સ્પષ્ટ સમજાશે. જ્યારે આપણને ઈન્ફન્ટી સાઈડ એક્ટ લાગુ કર્યો ત્યારે જન્મ મરણ વિગેરેની નોંધ રાખવા આપણી પાસેથી સરકારે કેટલાંક નાણાં એકઠાં કર્યાં હતાં અને ૧૮૭૩ માં ખેડા અને અમદાવાદ જીલ્લામાં ઈન્ફન્ટી સાઇડ ફન્ડ એ નામનાં બે ફન્ડ ઉભાં કરવામાં આવ્યાં હતાં. આ પ્રમાણે ખેડાનું લગભગ નવ હજાર અને અમદાવાદનું લગભગ બાસઠ હજાર રૂપીઆનું ફન્ડ હતું. તે આજ વીસ વરસ થયાં વધીને લગભગ બમણાં એટલે બને મળી આશરે દોઢ લાખ રૂપીઆ થયા છે. આ રૂપીઆ કાયદાની અડચણોને લીધે બીજા કોઇ કામમાં વાપરી શકાતા નહી હોવાથી, સરકાર હાલમાં ઉપરનું બીલ પાસ કરી તેની વ્યવસ્થા કરવાની સત્તા મેળવવા માગે છે; અને તે સત્તાની રૂએ તે નાણાં ખેડા અને અમદાવાદ જીલ્લાની લોકલ બોર્ડોને આપવા ધારે છે. લોકલ બોર્ડને આપવાનું કારણ સરકાર એમ બતાવે છે કે લોકલ બોર્ડનો લાભ ખેડુત લોક લે છે અને ખેડુત વર્ગમાં ઘણુંકરીને લેઉઆ કેડવા પાટીદારોનોજ સમાવેશ થાય છે; તેથી તે લોકોનેજ ફાયદો થશે. પણ એતો દેખીતુંજ છે કે ખેડા અને અમદાવાદના ખેડુત વર્ગમાં કંઈ આપણે એકલાજ નથી, પણ બીજી ઘણી વર્ણો જેવી કે:—કોળી, ગરાસીઆ, કાછીઆ, રજપુત, ભાટ, બ્રાહ્મણ વિગેરે પણ છે, તેથી આપણે પૈસે તે લોકોને પણ લાભ મળશે. જો ઉપર પ્રમાણે બીલ પાસ કરી આપણા પૈસા આવી રીતે સરકાર વાપરશે તો આપણને ઘણો અન્યાય થશે, માટે આ ઉપરથી ખેડા અને અમદાવાદ જીલ્લાના સઘળા પાટીદારોને વિનતી કરવામાં આવે છે કે તેઓએ નડીઆદ અગર બીજા કોઇ ગામમાં દરેક ગામના બે ચાર વજનદારો એકઠા કરી સરકારને આ બીલ પાસ નહી કરતાં આપણા પૈસા કોઇ આપણનેજ લાભ કર્તા બાબતમાં વાપરવાની અર્જ કરવી. જો સરકારને આપણને ફાયદો કરવો હશે તો લોકલ બોર્ડને સોંપવા કરતાં બીજા ઘણા રસ્તા છે. સરકારે ઉપરનાં નાણાં બાળ હત્યા અટકાવવાના હેતુથી એકઠાં કર્યાં હતાં તો તે ફન્ડ તે અટકાવવા શા માટે નહી વપરાવું જોઇએ. બાળહત્યા થતી હશે કે નહી એ વાત બાજુ પર મુકી ધારો કે બાળહત્યા થાય છે. તે કંઈ કાયદો કરે અટકશે નહીં, પણ લોકો ભણી ગણી સુધરશે તોજ અટકશે. આવોજ અભીપ્રાય ગઇ સાલ

ગવર્નરની ધારા સભામાં પણ આપવામાં આવ્યો હતો. આવું સરકારનું જ્યારે ધારવું છે ત્યારે ઉપરના પૈસામાંથી આપણી જ્ઞાતિના છોકરાઓને મફત કેળવણી આપવાની જોગવાઇ થાય તો બેશક ઘણો ફાયદો થાય. અગર આ નાણાંના વ્યાજમાંથી ખરચ આપી દર બે વર્ષે જ્ઞાતિમાં કોઇ હોસીઆર માણસને અમેરીકા મોકલી ત્યાંની માફક તમાકુ ઉછેરવાનું શીખી આવવા મોકલવામાં આવે તો આપણને તેમ સરકારને પણ આવક સબંધ ફાયદો થાય. આ શિવાય પણ બીજા ઘણા સારા હુન્નરો છે કે જે શીખવાથી આપણને ફાયદો થાય માટે આ ઉપર સર્વ ભાઇઓને ફરીથી વિનંતી કરવામાં આવે છે કે આપણે લેઉઆ તથા કૈડવા સઘળા એકત્ર મળી ઉપરના નાણાંનો ઉપયોગ આપણા લાભાર્થે વાપરવાં સરકારને એક મેમોરીઅલ મોકલવું. વખત ઘણો થોડો છે, તેથી જેમ બને તેમ જલદી એટલે આજ મહીનામાં સઘળું થાય તો સારૂ નહી તો પછી બીલ પાસ થયા પછી એમાં કાંઈ વળવાનું નથી, અને આપણી ઢીલને લીધે આપણે પાછળથી પસ્તાવું પડશે.

———:0:———

## "આપણી વર્તમાનકાળની વર્તણુકથી ભવીષ્યનો થતો ખ્યાલ."

(લી૦ જેઠાભાઇ ગોવીંદભાઇ.)

આજ કાલ કરતાં મેં મારી અડધી જીંદગી પાટીદારના રૂઢી રીવાજ પ્રમાણે વર્તવામાં તથા જોવામાં ગુજારી છે. તેથી તથા હું પાટીદાર હોવાથી કેટલાક આપણા વિષમ વિષયો ઉપર મારૂં ધ્યાન ખેંચાયું છે ને આ વીષમ વિષયો આમને આમ પ્રવર્ત રહેશે તો આપણને કેટલી અધમ સ્થીતીએ પહોંચાડશે, તે બાબત રાત દીવસ ખ્યાલ થયાં જાય છે. જેથી સ્વપ્નામાં પણ આની આ ભ્રમણા તાદર્શ ચીતાર દે છે ને મને ભ્રમાવે છે, ને વખતે વખતે આ ઉભરો બ્હાર કાઢવાને મને ઉશ્કેરે છે. જેથી મારા જાણવા તથા માનવા પ્રમાણેનો આબેહુબ ઉભરો ફરજથી બ્હાર કાઢુ છું, તે વાંચો, વીચારો ને જે જે અનુકરણ કરવાની જરૂર ન લાગે તે જબરાઇથી અનુકરણ કરવાનો મારો હેતુ છે એમ ન સમજી સેવકની ભુલચુક વીષે રદીઓ આપી સેવકને આભારી કરશો.

શું ભલું કરે. આવા ડગલ કેળવણી શબ્દને લજવનારા–કેળવણી પામ્યા નામ ન ધરાવ્યું હોત તો જ્ઞાતીને ઉત્તેજન તો નહીં થાત, પણ નુકસાન થતું અટકત–કારણ કે એનો દાખલો જોઇ એના બીજા ગરીબ ભાઇને બરોબરી કરવાને તણાઇ મરવું ન પડત. આવા અજ્ઞાન ગરીબ ભાઇઓનો શો વાંક કાઢીએ? ભણી ભણી હજારો રૂપીઆની ખુવારી કરી કેળવણી નામનો ફીતાબ આણ્યો, તોપણ કાંઈ જ્ઞાતીહીતેચ્છક કામ કરી શક્યો નહીં ને ઉલટું પોતે અભીમાન કરી ગરીબ ભાઇઓને અભીમાની કર્યા જેથી તેઓ વતન છે થયા. (અપૂર્ણ.)

——:0:——

## જ્ઞાતિ સમાચાર.

૧ મોજે આંકલાવ તાલુકે બોરસદના ગામમાં શ્રીઠાકોરજી માહારાજના મંદીર વિશે ઘણા લાંબા વખતથી પાટીદાર પક્ષના સાધુ, લાલદાસ અને વડોદરાના બીજા એક સાધુ વચ્ચે જે તકરાર ચાલતી હતી, તેનો નીકાલ પાટીદારના પક્ષના લાભમાં થયો છે. અને તેથી પાટીદાર પક્ષના સાધુને તે મંદીર સોપવામાં આવ્યું છે. ધન્ય છે તેમાં આગળ પડેલા પાટીદારોને! તેમણે આખા ગામને આભારી બનાવી દીધું છે.

૨ એવું સાંભળવામાં આવ્યું છે કે આંકલાવ ગામમાં કેટલાક આગળ પડેલા પાટીદાર ભાઇઓ થોડા વખતમાં ત્યાં એક "લેઉઆ પાટીદાર સમાજ" સ્થાપન કરવા વિચાર કરે છે. અમે ઇચ્છીએ છીએ કે પ્રભુ તેમનો આ વિચાર પાર પાડવા સહાય થશે ને ગામે ગામના પાટીદાર ભાઇઓના મનમાં પ્રેરણા કરી દરેક ઠેકાણે તેમ કરવા બુદ્ધી આપશે.

૩ "ધી ડંકયુર મ્યુચ્યુઅલ પ્રોવાઇડીંગ સોસાઇટી" લીમીટેડ તા૦ ૧ જુન ૧૮૯૬ ને રોજ સરકારમાં રજીસ્ટર કરાવી ખુલ્લી મુકવામા આવી છે. તે એવા હેતુથી કાઢવામાં આવી છે કે લેઉઆ પાટીદાર ભાઇઓ તેનો લાભ જલદીથી લેઇ શકે. હાલના વખતમાં મરણ પાછળ મદદ કરનાર કંપનીઓ ઘણી ઉભી થાય છે. પણ સ્વજ્ઞાતી તરફથી નહીં થયેલી હોવાથી આ પ્રયાસ કર્યો છે. એમાં ભરવાની ફીનો રકમ જુજ રાખેલી છે. ને મળવાની રકમ ઘણી ભારે રાખી છે. એમાં સર્વ ભાઇઓ દાખલ થઇ લાભ લઇ શકે એવા હેતુથી તેના પાંચ વર્ગ રાખેલા છે. સોસાઇટીના મેનેજર અને સેક્રેટરી પટેલ માણેકલાલ સામળદાસ ઠેકાણું મંદીરના ચકલા આગળ—ડાકોર.

# લેઉઆ વિજય.

પુસ્તક ૨ જું. અક્ટોમ્બર ૧૮૯૬. અંક ૬ ઠો.


## પાદપૂર્તિ.

(લખનાર કરખડીના કવિ દયાશંકર રવિશંકર લેઉઆ સમાજના મંત્રી)

એવાં તડ તડુડી તડાક તોડી નાખજે.

છંદ મનહર.

તડની તડાતડીમાં સુખ જો જણાય તો, તો—
રેહળી નવ વાળશો એ રાજી થઇ રાખજે, ।
પેસે જો પ્રમાદ થાય અનીતિનો નાદ
ઉનમાદ વિખવાદનો જણાય અભિલાખજે;
ઝેર વેર જાગે ભાગે નાત લાગે ખોડય કશી
જે થકી અંતર બળી બળી થાય રાખજે;
કલેશ દૂશનો ઉદ્દેશ હોયજો વિશેષ તો તો
હેવાં તડ તડુડી તડાક તોડી નાખજે. ૧

નાત જાત માંહે ઉતપાત વલોપાત વધે
થાય કે નિપાત ટળે સગાંમાંથી શાખ જે,
માત તાત ભ્રાતનો વિયોગ પડે ચેડવો ને
ખાંપણ લાગે તે થાય ચિત્ત બળી ખાખ જે;
વિશ્વમાં વગોણું થાય મા[1]નવધે માન જાય
તો તે તજો તરત છો કેહતા જણા લાખજે,

---

૧ માન—અભિમાન.

ક્લેશ કંપ હરે જંપ સંપ બનશ તો તો તમે
એવાં વડ તડુકી તડાક તોડી નાખન્ચે.

———:૦:———

## લેઉઆ સમાજની સ્થાપના વિશે

# आनंदोद्गार.

---

લેઉઆ સમાજની સ્થાપના કરી કરખડીમાં હર્ષથી.

---

(લખનાર કરખડીના કવિ દયાશંકર રવિશંકર લેઉઆ સમાજના મંત્રી:)

**છંદ હરિગીત.**

નીજ શ્રેય થાવા શ્રેય કામે શ્રેય શ્રાવણ માસમાં, ।
પ્રારંભ પ્રેમે પૂર્ણ થાવા પૂર્ણ ઊર ઊલાસમાં; ।
પૂર્ણા તિથી શુભ પંચમી ગુરૂવાર જાણી વિમર્ષથી, ।
લેઊઆ સમાજની સ્થાપના કરી કરખડીમાં હર્ષથી. ।   ૧
અતિ હસ્ત રેહવા કાજ શુભ નક્ષત્ર હસ્ત હતું તદા, ।
શુભ કાર્ય સિદ્ધિ સાધ્ય થાવા સાધ્ય યોગ હતો યદા; ।
ત્યારેજ આ આરંભ કિધો ઊર દૂર અમર્ષથી, ।
લેઊઆ સમાજની સ્થાપના કરી કરખડીમાં હર્ષથી. ।   ૨
મુજ મિત્ર દેવીદાસ ધરી ઊલ્લાસને વટપૂરથી, ।
આવી કરયો આરંભ ઊર આનંદ આણી [૧]ધૂરથી; ।
ઊત્સાહ અથાહ ઊપજ્યો સર્વને આ દર્શથી, ।
લેઊઆ સમાજની સ્થાપના કરી કરખડીમાં હર્ષથી ।   ૩
લેઊઆ સમાજ રૂપી [૨]સહસ્ત્રાર્ચિશ ના અવલોકને, ।
[૩]સામાજીકો તું [૪]હૃદય સલિલજ [૫]સ્મેર રેહ તજી શોકને; ।

---

૧, ધૂર=પ્રથમ. ૨, સહસ્ત્રાર્ચિશ=સૂર્ય. ૩, સામાજીકો=સભાસદો. ૪, હૃદયસલિલજ=અંતઃકર્ણરૂપી કમળ. ૫, સ્મેર=પ્રફુલ.

તેથી અનંત તરંગ હવે નિકળશે આ વર્ગથી, !
લેઊઆ સમાજની સ્થાપના કરી કરખડીમાં હર્ષથી. ! ૪

શ્રી–કાન્ત સાર્વજનીક કામે સાહ્ય થાશે સર્વદા, !
સંકટ સદા હણશે સદાશિવ ક્લેશ ને વાપે કદા; !
કૂરીત સર્વે સુધરશેજ સમાજ કેરા સ્પર્શથી, !
લેઊઆ સમાજની સ્થાપના કરી કરખડીમાં હર્ષથી. ! ૫

રતી ભારતી અતી ધારતી રેહશે કુબુદ્ધિ વિદારતી; !
અવિચાર તિમિર વિકારને રૈહશે સદા સંહારતી; !
સુવિચાર ઊર અપાર હાવે વાસશેજ અદર્શથી, !
લેઊઆ સમાજની સ્થાપના કરી કરખડીમાં હર્ષથી. ! ૬

થાઓ સમાજ સબળ અતીશય જેમ સશી[1] પંચમી, !
ત્રીજે નિવાસો[2] વાર તેમાં રેહ ન તેથી કૈં કમી; !
ખેચાય અંતર સર્વનાંય સમાજના આકર્ષથી, !
લેઊઆ સમાજની સ્થાપના કરી કરખડીમાં હર્ષથી. ! ૭

ઇચ્છા સુફળની ઊરમાં સંતત હવે અભિલાખવી; !
રહી[3] રહે આ વારતાને દયાશંકર દાખવી; !
સમળાવી આજે સમાજ કેરી સભ્યમા અતી હર્ષથી, !
લેઊઆ સમાજની સ્થાપમા કરી કરખડીમાં હર્ષથી. ! ૮

---

## આશિર્વાદ.

### છંદ માલિની.

જય જય જય જામો, ! જકતમાં કિર્તિ પામો; !
વિષમ વિઘ્ન વામો ! મોહ માંહે વિરામો. ! ૧

---

૧ પાંચમી રાશી સરખો સમાજ સબળ થાઓ એટલે પ્રતિસ્પર્ધિ સ્હામો સિંહ સરખો બળવાન થાઓ. ૨ અર્થાર્થ આ મંગળ કાર્યમાં સર્વ મંગળમય થાઓ. ૩ રહી=ખુશી.

# પટેલ.

(લખનાર કરખડીના કવિ દયાશંકર રવિશંકર લેઉઆ સમાજના મંત્રી.)

દોહરો.

करशो गहन विचारजो, धरि स्थिर चित कारि यत्न;
तो अंतर उदधि थकी, जडशे अमूल्य रत्न. १

અર્થઃ—પ્રયત્ન વડે ચિતને સ્થિર રાખી ઘણો ઉંડો વિચ્યાર કરીએ તે અંતઃકર્ણરૂપી સમુદ્રમાંથી શબ્દ સાહિત્યનાં અમૂલ્ય રત્નો જડેછે.

ગૃહસ્થો! ઊપર લખેલા 'પટેલ' એ શબ્દમાં, કેટલી સરળતા કેટલી સુરસતા કેટલો ભાવ અને કેટલું મહત્વ રહ્યું છે; એ વિષે શશિથી શાંત જણાતી, ઊડુગણોથી ઓપાતી નિરમળ નભ વડે વિમળ વિલોકાતી; પ્રાણિમાત્ર નિદ્રાવશ થવાથી ગંભિરતાવાળી, અંધકારમય હોવાથી નિર્માનુષ નિકુંજ સરખી, વાદવિવાદના નિનાદથી રહિત હોવાથી કવિયોના કાળજાને કલોલ કરાવનારી કોવિદો સરખી; શ્રાવણ વદી ૧૪ ની શર્વરીને સમયે એક વિચ્યાર થયો તે નિચે પ્રમાણે દર્શાવુછું.

પટેલઃ—આ ત્રેણ અક્ષરના સમૂહનો અર્થ તો વિદિત છે તે એ કે એક પ્રકારની જ્ઞાતીને સૂચવે છે. હાવે એ શબ્દને ઓતપ્રોત કરતાં એમાં કેટલા શબ્દો ને શો ભાવ રહ્યો છે; તે મ્હારા વિચારમાં જણાયા પ્રમાણે જણાવુંછું.

[૧]पटे, [२]लटे, [३]पलटे, [४]लपटे, [५]लप, [६]पल, [७]टेल, ઓતપ્રોત કરતાં આ સાત શબ્દો જડયા; તેમાં ઘટે તેટલો અધ્યાહાર ઊમેરવાથી શો અર્થ નિકળે છે. એ લખુછુ,

દોહરો.

अध्याहारे अर्थहुं, रचि धरु सरव समक्ष;
पलटे पल लपटे पटे तेम लटे लप लक्ष. १

અર્થઃ——પલટે—બદલાય. પલ—વેળા—સ્થિતિ. લપટે—વળગે.

પટે—પાટીદાર પદ જેને પ્રાપ્ત થયું છે તેના પટાને જો સાહતો તેની સ્થિતિ બદલાય. એટલે તેની દુર્બળ દશા મટી સારી સ્થિતિ થાય. તેમ—તે-મજ—વળી: લટે—નમે. લેપ—વળગણ—વળગણો. લક્ષ—લાખ: ન છૂટે એવાં લાખ વળગણો હોય તોપણ તે પાટીદારના પટાને સાહતો લટી જાય—નમી જાય.

નિપુણો! નિયંતાના નિર્માણ કરેલા નામમાં શી ખામી હોય? હજુ તો આ શબ્દના પ્રથકકરણ સહિત અર્થને માટે મ્હારો વિચાર ઘણો છે, તે પણ કર્તાની કૃપા હશે તો આવતા અંકમાં જણાવિશ. ભવતુ અપૂર્ણ.

---

## કરમસદ લેઉઆ હિતવર્ધક સભા.

(લી० છોટાભાઈ ચતુરભાઇ, સભાના સેક્રેટરી)

રા. રા. વિઠ્ઠલભાઇ ઝવેરભાઇ વકીલના સતત પ્રયત્નથી કરમસદમાં અંગ્રેજી જાણનારા યુવાનોની એક સભા બે વર્ષ ઉપર સ્થાપન થઇ હતી. તે સભાની બેઠકો વારંવાર થતી હતી, તેમાં વિધ વિધ વિષયો ચર્ચાતા હતા. તે સભાના પ્રયત્નથી એક વિદ્યાર્થી મંડળીની પુસ્તકશાળા જન્મ પામી હતી. ત્યાર પછી ઉત્સાહી મિત્રોના આગ્રહથી અને રા. રા. જીવાભાઇ દાદાભાઇ તથા રા. રા. વાઘજીભાઇ ત્રીકમભાઇ ઈત્યાદિની સંમતિથી એક સભા દીપોત્સવીના મંગળ સમયે ભરાઇ હતી. આ સભામાં ગામના કેળવણી પામેલા અંગ્રેજી ને ગુજરાતી જાણનારા સદ્ગૃહસ્થોએ એકત્ર થઇ એક લેઉઆ હિતવર્ધક સમાજ સ્થાપન કીધી.

આ સભાનો આશય ગ્રામ સમગ્રનું અને વિશેષે કરી લેઉઆ બાન્ધવોનું હિતવર્ધન કરવું એજ છે. તેજ દિવસે પ્રસ્તાવના તરીકે રા. રા. જીવાભાઇ દાદાભાઇએ સભાના કર્તવ્ય કર્મ એ વિષય ઉપર અસરકારક ભાષણ આપ્યું હતું. ત્યાર પછી તે સભાની બીજી બેઠક નવા વર્ષના ઉત્સવજનક મંગળમય પ્રતિપદે થઇ હતી. તે બેઠકમાં તે સભાનું નામ, સભાસદનું લવાજમ, વ્યવસ્થાપક મંડળી, સેક્રટરી, અને ઓનરરી પેટ્રન્સ એ સર્વ બાબતો મુકરર કરવામાં આવી હતી. ઓનરરી પેટ્રન્સ રા. રા. વિઠ્ઠલભાઇ ઝવેરભાઇ વકીલ, અને રા. રા. કહાનદાસ ડુંગરભાઇ નીમાયા છે. આ સભાના મેમ્બરોનું વાર્ષિક લવાજમ મચકુર પુસ્તકશાળા ઇત્યાદિના

# पटेल.

(લખનાર કરખડીના કવિ દયાશંકર રવિશંકર લેઉઆ સમાજના મંત્રી.)

દોહરો.

करशो गहन विचारजो, धरि स्थिर चित करि यत्न;

तो अंतर उदधि थकी, जडशे अमूल्य रत्न. १

અર્થઃ—પ્રયત્ન વડે ચિતને સ્થિર રાખી ઘણો ઊંડો વિચ્યાર કરીએ તો અંતઃકર્ણરૂપી સમુદ્રમાંથી શબ્દ સાહિત્યનાં અમૂલ્ય રત્નો જડેછે.

ગૃહસ્થો! ઊપર લખેલા 'પટેલ' એ શબ્દમાં, કેટલી સરળતા કેટલી સુરસતા કેટલો ભાવ અને કેટલું મહત્વ રહ્યું છે; એ વિષે હતે, શશિથી શાંત જણાતી, ઊડગણોથી ઓપાતી નિરમળ નભ વડે નિમળ વિલોકાતી; પ્રાણિમાત્ર નિદ્રાવશ થવાથી ગંભિરતાવાળી, અંધકારમય હોવાથી નિર્માનુષ નિકુંજ સરખી, વાદવિવાદના નિનાદથી રહિત હોવાથી કવિયોના કાળજાને કલોલ કરાવનારી કોવિદા સરખી; શ્રાવણ વદી ૧૪ ની શર્વરીને સમયે એક વિચ્યાર થયો તે નિચે પ્રમાણે દર્શાવુછું.

પટેલઃ—આ ત્રણુ અક્ષરના સમૂહનો અર્થ તો વિદિત છે તે એ કે એક પ્રકારની જ્ઞાતીને સૂચવે છે. હાવે એ શબ્દને ઓતપ્રોત કરનાં એમાં કેટલા શબ્દો ને શો ભાવ રહ્યો છે; તે મ્હારા વિચારમાં જણાયા પ્રમાણે જણાવુંછું.

[૧]पटे, [२]लटे, [३]पलटे, [४]लपटे, [५]लप, [६]पल, [७]टेल, ઓતપ્રોત કરતાં આ સાત શબ્દો જડયા; તેમાં ઘટે તેટલો અધ્યાહાર ઊમેરવાથી શો અર્થ નિકળે છે. એ લખુછુ,

દોહરો.

अध्याहारे अर्थहुं, रचि धरु सरव समक्ष;

पलटे पल लपटे पटे तेम लटे लप लक्ष. १

અર્થઃ——પલટે—બદલાય. પલ—વેળા–સ્થિતિ. લપટે—વળગે.

પટે—પાટીદાર પદ જેને પ્રાપ્ત થયું છે તેના પટાને જો સાચવતો તેની સ્થિતિ બદલાય. એટલે તેની દુર્બળ દશા મટી સારી સ્થિતિ થાય. તેમ—તેમજ—વળી. લટે—નમે. લેપ—વળગણ-વળગણો. લક્ષ—લાખ. ન છૂટે એવાં લાખ વળગણો હોય તોપણ તે પાટીદારના પટાને સાચવતો લટી જાય—નમી જાય.

નિપુણો! નિયંતાના નિર્માણ કરેલા નામમાં શી ખામી હોય? હજુ તો આ શબ્દના પ્રથક્કરણ સહિત અર્થને માટે મ્હારો વિચાર ઘણો છે, તે પણ કર્તાની કૃપા હશે તો આવતા અંકમાં જણાવિશ. ભવતુ અપૂર્ણ.

———:૦:———

## કરમસદ લેઉઆ હિતવર્ધક સભા.

(લી૦ છોટાભાઈ ચતુરભાઈ, સભાના સેક્રેટરી)

રા. રા. વિઠ્ઠલભાઇ ઝવેરભાઇ વકીલના સતત પ્રયત્નથી કરમસદમાં અંગ્રેજી જાણનારા યુવાનોની એક સભા બે વર્ષ ઉપર સ્થાપન થઇ હતી. તે સભાની બેઠકો વારંવાર થતી હતી, તેમાં વિધ વિધ વિષયો ચર્ચાતા હતા; તે સભાના પ્રયત્નથી એક વિદ્યાર્થી મંડળની પુસ્તકશાળા જન્મ પામી હતી. ત્યાર પછી ઉત્સાહી મિત્રોના આગ્રહથી અને રા. રા. જીવાભાઇ દાદાભાઇ તથા રા. રા. વાઘજીભાઇ ત્રીકમભાઇ ઈત્યાદિની સંમતિથી એક સભા દીપોત્સવીના મંગળ સમયે ભરાઇ હતી. આ સભામાં ગામના કેળવણી પામેલા—અંગ્રેજી ને ગુજરાતી જાણનારા સદ્‌ગૃહસ્થોએ એકત્ર થઇ એક લેઉઆ હિતવર્ધક સમાજ સ્થાપન કીધી.

આ સભાનો આશય ગ્રામ સમગ્રનું અને વિશેષે કરી લેઉઆ બાન્ધવોનું હિતવર્ધન કરવું એજ છે. તેજ દિવસે પ્રસ્તાવના તરીકે રા. રા. જીવાભાઇ દાદાભાઇએ સભાના કર્તવ્ય કર્મ એ વિષય ઉપર અસરકારક ભાષણ આપ્યું હતું. ત્યાર પછી તે સભાની બીજી બેઠક નવા વર્ષના ઉત્સવજનક મંગળમય પ્રતિપદે થઇ હતી. તે બેઠકમાં તે સભાનું નામ, સભાસદનું લવાજમ, વ્યવસ્થાપક મંડળી, સેક્રેટરી, અને ઓનરરી પેટ્રન્સ એ સર્વ બાબતો મુકરર કરવામાં આવી હતી. ઓનરરી પેટ્રન્સ રા. રા. વિઠ્ઠલભાઇ ઝવેરભાઇ વકીલ, અને રા. રા. કહાનદાસ ડુંગરભાઇ નીમાયા છે. આ સભાના મેમ્બરોનું વાર્ષિક લવાજમ મજકુર પુસ્તકશાળા ઇત્યાદિના

# પટેલ.

(લખનાર કરખડીના કવિ દયાશંકર રવિશંકર લેઊઆ સમાજના મંત્રી.)

દોહરો.

करशो गहन विचारजो, धरि स्थिर चित कारि यत्न;

तो अतर उदधि थकी, जडशे अमूल्य रत्न. १

અર્થઃ—પ્રયત્ન વડે ચિતને સ્થિર રાખી ઘણો ઉંડો વિચ્યાર કરીએ તો અંતઃકર્ણરૂપી સમુદ્રમાંથી શબ્દ સાહિત્યનાં અમૂલ્ય રત્નો જડેછે.

ગૃહસ્થો! ઉપર લખેલા 'પટેલ' એ શબ્દમાં, કેટલી સરળતા કેટલી સુરસતા કેટલો ભાવ અને કેટલું મહત્વ રહ્યું છે; એ વિષે હમેં. શશિથી શાંત જણાતી, ઉડગણોથી ઓપાતી નિરમળ નભ વડે વિમળ વિલોકાતી; પ્રાણિમાત્ર નિદ્રાવશ થવાથી ગંભિરતાવાળી, અંધકારમય હોવાથી નિર્માનુષ નિકુંજ સરખી, વાદવિવાદના નિનાદથી રહિત હોવાથી કવિયોના કાળજાને કલ્લોલ કરાવનારી કોવિદા સરખી; શ્રાવણ વદી ૧૪ ની શર્વરીને સમયે એક વિચ્યાર થયો તે નિંચે પ્રમાણે દર્શાવુંછું.

પટેલઃ—આ ત્રેણ અક્ષરના સમૂહનો અર્થ તો વિદિત છે તે એ કે એક પ્રકારની જ્ઞાતીને સૂચવે છે. હાંવે એ શબ્દને ઓતપ્રોત કરતાં એમાં કેટલા શબ્દો ને શો ભાવ રહ્યો છે; તે મ્હારા વિચારમાં જણાયા પ્રમાણે જણાવુંછું.

[૧]पटे, [२]लटे, [३]पलटे, [४]लपटे, [५]लप, [६]पल, [७]टेल, ઓતપ્રોત કરતાં આ સાત શબ્દો જડયા; તેમાં ઘટે તેટલો અધ્યાહાર ઉમેરવાથી શો અર્થ નિકળે છે. એ લખુછુ,

દોહરો.

अध्याहारे अर्थहुं, रचि धरु सरव समक्ष;

पलटे पल लपटे पटे तेम लटे लप लक्ष. १

અર્થઃ——પલટે—બદલાય. પલ—વેળા—સ્થિતિ. લપટે—વળગે.

પટે—પાટીદાર પદ જેને પ્રાપ્ત થયું છે તેના પટાને જો સાળવતો તેની સ્થિતિ બદલાય. એટલે તેની દુર્બળ દશા મટી સારી સ્થિતિ થાય. તેમ—તેમજ—વળી. લટે—નમે. લપ—વળગણું-વળગણો. લક્ષ—લાખ. ન છૂટે એવાં લાખ વળગણો હોય તોપણ તે પાટીદારના પટાને સાળવતો લટી જાય—નમી જાય.

નિપુણો! નિયંતાના નિર્માણ કરેલા નામમાં શી ખામી હોય? હજુ તો આ શબ્દના પ્રથક્કરણ સહિત અર્થને માટે મ્હારો વિચાર ઘણો છે, તે પણ કર્તાની કૃપા હશે તો આવતા અંકમાં જણાવિશ. ભવતુ અપૂર્ણ.

---

## કરમસદ લેઉઆ હિતવર્દ્ધક સભા.

(લી૦ છોટાભાઈ ચતુરભાઇ, સભાના સેક્રેટરી)

રા. રા. વિઠ્ઠલભાઇ ઝવેરભાઇ વકીલના સતત પ્રયત્નથી કરમસદમાં અંગ્રેજી જાણનારા યુવાનોની એક સભા બે વર્ષ ઉપર સ્થાપન થઇ હતી. તે સભાની બેઠકો વારંવાર થતી હતી, તેમાં વિધ વિધ વિષયો ચર્ચાતા હતા. તે સભાના પ્રયત્નથી એક વિદ્યાર્થી મંડળીની પુસ્તકશાળા જન્મ પામી હતી. ત્યાર પછી ઉત્સાહી મિત્રોના આગ્રહથી અને રા. રા. જીવાભાઇ દાદાભાઇ તથા રા. રા. વાંધજીભાઇ ત્રીકમભાઇ ઇત્યાદિની સંમતિથી એક સભા દીપોત્સવીના મંગળ સમયે ભરાઇ હતી. આ સભામાં ગામના કેળવણી પામેલા—અંગ્રેજી ને ગુજરાતી જાણનારા સદગૃહસ્થોએ એકત્ર થઇ એક લેઉઆ હિતવર્ધક સમાજ સ્થાપન કીધી.

આ સભાનો આશય ગ્રામે સમગ્રનું અને વિશેષે કરી લેઉઆ બાન્ધવોનું હિતવર્ધન કરવું એજ છે. તેજ દિવસે પ્રસ્તાવના તરીકે રા. રા. જીવાભાઇ દાદાભાઇએ સભાના કર્તવ્ય કર્મ એ વિષય ઉપર અસરકારક ભાષણ આપ્યું હતું. ત્યાર પછી તે સભાની બીજી બેઠક નવા વર્ષના ઉત્સવજનક મંગળમય પ્રતિપદે થઇ હતી. તે બેઠકમાં તે સભાનું નામ, સભાસદનું લવાજમ, વ્યવસ્થાપક મંડળી, સેક્રટરી, અને ઓનરરી પેટ્રન્સ એ સર્વ બાબતો મુકરર કરવામાં આવી હતી. ઓનરરી પેટ્રન્સ રા. રા. વિઠ્ઠલભાઇ ઝવેરભાઇ વકીલ, અને રા. રા. કહાનદાસ ડુંગરભાઇ નીમાયા છે. આ સભાના મેમ્બરોનું વાર્ષિક લવાજમ મચકુર પુસ્તકશાળા ઇત્યાદિના

ઉત્તેજનમાં વપરાશે. આ બેઠકમાં રા. રા. પા. વિઠ્ઠલભાઇએ નીચે પ્રમાણે દરખાસ્ત મૂકી—

કોણ નથી જાણતું કે આધુનીક સમયમાં ભારત વર્ષની જૂદી જૂદી જ્ઞાતિમાં જ્ઞાતિના સદ્‌ગૃહસ્થોએ જ્ઞાતિના હિતને માટે મોટાં મોટાં ફંડ કર્યાં છે. રામચંદ્રના વંશમાંથી ઉત્પન્ન થયેલા લેઉઆ કુળમાં કયી નિર્ભાગ્ય જનનીએ હતભાગ્ય પુત્રને જન્મ આપ્યો હશે કે જે આપણી જ્ઞાતિ સમસ્તના હિતને અર્થે ફંડ એકઠું કરવામાં ઉત્સાહથી યથાશક્તિ આશ્રય ન આપે? આપણે શું કરવાના છીએ? આપણાથી શું થવાનું છે, આપણે એક મુઠીભર જીવાનો શા મોર મારવાના છીએ, આવાં વચન ન્યાતનું હિત ઇચ્છિનાર કોઇ પણ શૂરવીરના મુખમાંથી કેમ નીકળે? મિત્રો! તરવા શીખવું ને પાણીમાં ન પેસવું એ કેમ બને? યાદ રાખો કે રામે લંકા લીધી, એક પરશુરામે એકવીશ વખત પૃથ્વી નક્ષત્રી કરી, એક વ્યાસ મહાત્માએ અરાઢ પુરાણ બાંધ્યા, એક ગૌતમબુદ્ધે પોતાનો ધર્મ અરધી પૃથ્વી પર પ્રસાર્યો. પ્રસિદ્ધ વિદ્વાન બેકન પોતાના એડવાન્સમેન્ટ ઓફ લાર્નીંગ એ પુસ્તકમાં અશક્યતાનું એમ લક્ષણ આપે છે કે એક મનુષ્ય એક ક્ષણમાં નહિ તો એક પ્રહરમાં એક પ્રહરમાં, નહિ તો એક દિવસમાં, એક દિવસમાં નહિ તો એક વર્ષમાં, એક વર્ષમાં નહિ તો પોતાની જીંદગીમાં, ને એક મનુષ્ય નહિ તો અનેક મનુષ્યો પોતાની જીંદગીમાં અને તેમ નહિ તો એક પ્રજા સેંકડો વર્ષ પ્રયત્ન કરીને કોઇ કામ પાર પાડે તેને અશક્ય કહેવાય નહિ. નીતિકારો પણ કહે છે કે—"ઉત્તમ મનુષ્યો પોતે પ્રારંભેલા કામમાં વિજય પામતા સુધી વિરામે નહિ. દેવતાઓએ રત્ન મેળવ્યાં, હળાહળ કાઢયું, તોપણ જ્યાં સુધી અમૃત મળ્યું નહિ ત્યાં સુધી વિશ્રામ્યા નહિ. સાડાચાર લાખ માણસની વસ્તીવાળી પાટીદાર જ્ઞાતિમાં સવા બે લાખ પુરૂષ ગણીએ અને તેમાંથી એક લાખ શૂરવીર રત્નો ધંધે લાગેલા ગણીએ અને તે દરેક પોતાની સખાવતમાંથી રોજની એક પાઇ બચાવે તો પ્રતિવર્ષે પ્રતિ મનુષ્ય બે રૂપિયા અને એક લક્ષ મનુષ્ય બે લાખ રૂપિયાનો એક મોટો ડુંગર ચણી શકે. ટીપે ટીપે સરોવર ભરાય તે આનુંજ નામ. આપ બાન્ધવો પ્રતિ મારી નમ્રતાપૂર્વક એજ વિજ્ઞપ્તિ છે કે પ્રત્યેક લેઉઆ બાન્ધવ સો રૂપિયાની આવક ઉપર વાર્ષિક ચાર આના આપે, બસેંના ઉત્પન્ન ઉપર આઠ આના આપે અને એજ પ્રમાણે દર સેંકડે

ચાર આના પ્રમાણે વિશેષ રકમ આપે તો એક ભગીરથ કાર્ય સહજે પાર પડે. આવી રીતે અત્ર વિરાજીત મિત્રોમાંથી ગામેગામ અને ઠામેઠામ સમજાવીને–કહીને–વિનવીને–આ વિષય ઉપર ભાષણો આપીને યથાશક્તિ પોતાનો ધર્મ બજાવવા કોણ શક્તિમાન નહિ થાય? મિત્રો! સંક્ષિપ્તમાં એજ વિજ્ઞપ્તિ કે હવે મારા અભિપ્રાયને કોણ કોણ સંમતિ આપે છે અને પોતાનાં મુબારક નામ સત્વર નોંધાવી કોણ કોણ સભાને આભારી કરે છે એ જાણવાની મારી પ્રબળ ઉત્કંઠા આપના અમૃત વચનથી સંતુષ્ટ કરશોજી. (હર્ષનાદ).

આમ કહેવું બંધ થતાંજ વિદ્યુત્ વેગથી એક અત્યંત ઉત્સાહી દૃઢ વિચારના અનુભવી ગૃહસ્થે આ વિચારને અનુમોદન આપ્યું. તે આ વિચાર પર પ્રથમ પ્રકાશ નાખનાર રા. રા. વાઘજીભાઇ ત્રીકમભાઇ હતા, આ માનસસરમાં વિધ વિધ સંસ્કારની લહરીથી પ્રબળ તરંગ ઉત્પન્ન થાય છે, અને જે તરંગિણી મરત્ વેહથી પ્રવહે છે એ ઉત્સાહથી વહેતી તરંગિણીનો વેગ રોકવો એ ભગિરથ તો શું પણ મહાભારત પ્રયત્ન છે. આ વિચારનું તાદૃશ્ય ચિત્ર અત્ર વિરાજીત સદ્ગૃહસ્થોના મુખારવિંદનો દર્શનથીજ સ્પષ્ટ થતું હતું. કેવા ઉમંગથી ઉત્સાહી પુરૂષોએ આ કામમાં પોતાની અનુમતિ આપી એનું ચિત્ર બરાબર દર્શાવવા આ જગ્યાએ એક કાલિદાસ કે ભવભૂતિનીજ ખોટ છે, જે સભાસદોએ સંમતિ આપી તેમનાં મુબારક નામ નીચે પ્રમાણે—

૧ કહાનદાસ ડુંગરદાસ, ૨ વાઘજીભાઇ ત્રીકમભાઇ, ૩ જીવાભાઇ દાદાભાઇ, ૪ ગોકળભાઇ ઝવેરભાઇ, ૫ જીવાભાઇ ભૂલાભાઇ, ૬ લલ્લુભાઇ લખાભાઇ, ૭ ભાઇલાલભાઇ ત્રીકમભાઇ, ૮ જેઠાભાઇ શંકરભાઇ, ૯ ચતુરભાઇ મથુરભાઇ, ૧૦ વાઘજીભાઇ શંકરભાઇ, ૧૧ રેવાભાઇ તુળસીભાઇ, ૧૨ પુરૂષોત્તમ ત્રીકમભાઇ, ૧૩ લખાભાઇ શંકરભાઇ, ૧૪ શિવાભાઇ દાદાભાઇ, ૧૫ છોટાભાઇ જેઠાભાઇ, ૧૬ છોટાભાઇ ચતુરભાઇ, ૧૭ જીવાભાઇ રેવાભાઇ, ૧૮ ઇશ્વરભાઇ મોતીભાઇ, ૧૯ ચતુરભાઇ કીશાભાઇ, ૨૦ ચતુરભાઇ ત્રીકમભાઇ, ૨૧ ઉમેદભાઇ વહેરીભાઇ, ૨૨ હાથીભાઇ ત્રીકમભાઇ, ૨૩ મોતીભાઇ બાબરભાઇ, ૨૪ ઝવેરભાઇ ત્રીકમભાઇ, ૨૫ ભાઇલાલ જીવાભાઇ, ૨૬ ઉમેદભાઇ તળજાભાઇ, ૨૭ દેશાઇભાઇ ઝવેરભાઇ, ૨૮ નાથાભાઇ ભાઇજીભાઇ, ૨૯ મુળજીભાઇ કહાનદાસ, ૩૦ ભાઇલાલ શિવાભાઇ,

૩૧ ઝવેરભાઇ તુળજાભાઇ, ૩૨ વાઘજીભાઇ ઝવેરભાઇ, ૩૩ મોતીભાઇ પહેરીભાઇ, ૩૪ પા. ઉમેદભાઇ લલ્લુભાઇ, ૩૫ પા પુરશોતમ બેહેચરભાઇ, ૩૬ મંગળભાઇ શંકરભાઇ.

આ પછી સામાન્ય રીતે વક્તા, તેમજ સભાસદોનો ઉપકાર માની સભા વિસર્જન થઇ હતી.

---:o:---

## "ધી લેઉઆ પાટીદાર હિતવર્ધક મંડળ."

(સાંધણ પૃષ્ઠ ૯૪.)

પ્રાથમિક કે ઉંચી કેળવણી ન્યાતના ઘણા વિદ્યાર્થીઓ લઇ શકે તે-વા ઉપાય યોજાય, ધંધાને લગતું જ્ઞાન પણ યોગ્ય પુરૂષોને આપી શકાય; હરકોઇ પ્રકારે વિદ્યા, કળા, કૌશલ્ય વધે, તે પ્રમાણે ફંડનો સદ્ઉપયોગ થાય; વખતે અમુક ધંધો રોજગાર કરવાને કે ધંધા કે વિદ્યા અર્થે પરદેશ પ-ર્યટન કરવાને કોઇ યોગ્ય બંધુને મદદ જોઇતી હોય તો આ ફંડમાંથી તેને આપી શકાય.

પાયમાલ સ્થિતિમાં આવેલા બંધુઓને વખતે લગ્ન કે મરણ પ્રસંગે કંઇ મદદની જરૂર હોય, અને સમાજને તે યોગ્ય લાગે તો આ ફંડમાંથી તેને મદદ કરી શકાય.

કેટલેક ઠેકાણે ધર્મશાળા કૂવા ઉતારા ઇત્યાદિની યોગ્યતા જણાય તો તે પણ આ ફંડમાંથી થઈ શકે. વખતે કોઇ કોઇ ઠેકાણે વિદ્યાર્થીના સુ-ખને સારૂ વસ્તીગૃહ (બોર્ડીંગ હાઉસ) ઉઘાડવા જરૂર પડે તો તે આ ફંડમાંથી ઉઘાડી શકાય. શાળા, પાઠશાળાઓ પણ યોગ્ય લાગે તો આ ફંડમાંથી ચલાવી શકાય.

જૂદી જૂદી સમાજોને કોઈ વખતે અમુક મદદની જ્ઞાતિપયોગી કામ કરવા અર્થે જરૂર જણાય તો તે મદદ પણ આ ફંડમાંથી કરી શકાય, ઠા-મેઠામ સમાજો ઉઘાડવા, વિધ વિધ વિષયો પર ભાષણ આપવા, યોગ્ય પુરૂષોને માનપત્ર ઇત્યાદિ આપવા યોગ્ય લાગે તો આ ફંડમાંથી મદદ આપી શકાય.

સ્ત્રી કેળવણીની આ સમયમાં અત્યંત આવશ્યકતા છે એ સિદ્ધાંત નિર્વિવાદ છે, તો તેને માટે જેમ બને તેમ સ્ત્રી કેળવણી સારા પાયા પર

અપાય, સ્ત્રી કેળવણીનો મુખ્ય હેતુ પાર પાડી શકાય એમ થવા જે મદદની જરૂર હોય તે આ ફંડમાંથી આપી શકાય. બાળાઓને સામાન્ય વૈદક ઇત્યાદિનું જ્ઞાન પણ મળી શકે, વખતે તેઓ ઉંચી કેળવણી પણ લઇ શકે અને કેટલેક કાળે સ્ત્રી સમાજો સ્થાપી શકે, એમ થવાને પણ જે મદદની જરૂર હોય તે આ ફંડમાંથી આપી શકાય.

બાળલગ્ન, દૂધ પીતી, અને લગ્ન કે મરણ પ્રસંગના ખરચમાં સરકારે જે ધારા ઘડયા હોય, તે સરકારી અમલદારો અમલમાં લાવે તેના કરતાં આ સમાજ તરફથીજ યોગ્ય વ્યવસ્થા થઇ ન્યાયપૂર્વક સર્વને ઇન્સાફ મળે એમ થાય તો વધારે સારૂં. તેને માટે યોગ્ય પુરૂષોની એક કમીટી નિમાય અને તે આ બાબત વિષે સંપૂર્ણ લક્ષ આપે એમ થવા જે મદદની જરૂર હોય તે પણ આ ફંડમાંથી આપી શકાય.

પારસી તથા અન્ય જ્ઞાતિઓની પેઠે લગ્ન, મરણ, ઇત્યાદિની તકરારો માટે એક સમાજ તરફથી યોગ્ય પુરૂષોની કોર્ટ ઠરાવાય, અને તેમાંજ તે તકરારોનો નિવેડો થાય. આ પ્રમાણે થવાથી યોગ્ય ઇન્સાફ થોડા ખર્ચે મળી શકે અને આજ કાલ આપણી જ્ઞાતિના લોકો ઇન્સાફ આપવાને પાત્ર થતા જાય છે. તેથી કરી વિશેષ વાંધા જેવું તે થઇ ન પડે. આવી રીતે કોર્ટ મેળવવા અને તે કોર્ટ ચલાવવા જે મદદની જરૂર હોય તે પણ આ ફંડમાંથી આપી શકાય.

આ પ્રમાણે થવાથી માત્ર જ્ઞાતિ સમસ્તના લોક મતનુજ બંધન છે. આ બંધન ગમે એટલું પણ મોળુંજ કહેવાય તેથી કરી જો આ સમાજ યોગ્ય રીતે નોંધાવાય, અને સમાજના દરેક મેમ્બર સ્ટેમ્પના કાગળ ઉપર વિજ્ઞપ્તિ પત્ર રજુ કરે તો સમાજનો પાયો શીશાની ગારે ચણ્યા બરોબર થાય, આવી રીતે સ્ટેમ્પમાં તથા સમાજ રજીષ્ટર કરાવવા ઇત્યાદિ કામમાં પણ જોઇતી મદદ આ ફંડમાંથી આપવામાં આવે. મારા ધારવા પ્રમાણે ખેડા જીલ્લાની પાટીદાર જ્ઞાતિનું આશરે રૂપિયા ત્રીશેક હજારનું ફંડ સરકારમાં અનામત છે, તે ફંડ જ્ઞાતિના હિતને માટે યોગ્ય લાગે તો પાછું મેળવી આ ફંડમાં ભેળી શકાય આ પ્રમાણે થવાથી એક સારૂં ફંડ એકઠું કરી શકાય અને વર્ષોવર્ષ તેની વૃદ્ધિ કરી શકાય.

પણ આમ કરતા પહેલાં પ્રત્યેક બાન્ધવે પોતાનો ધર્મ સમજીને ઠામ ઠામ આ વિષય ચર્ચાવી વિધ વિધ પ્રકારે તેનું વિવેચન કરી

જેમ બને તેમ ઉત્સાહ અને આગ્રહથી આ બાબતમાં યોગ્ય આશ્રય આપવો આપવો ને આપવોજ જોઇએ. આ મારા લખવા ઉપરથી એમ સમજવાનુ નથી કે હું કહુ છું એ સત્ય છે, મારૂંજ કહેવું ખરૂં છે. એવો હું દુરાગ્રહી નથી. જો કોઇ મિત્ર મારા કહેવામાં પ્રશ્ન ઉઠાવી યોગ્ય કારણ આપી ચર્ચા ચલાવશે તો નમ્રતાપૂર્વક તે સ્વીકારવા મારે કંઇજ આનાકાની નથી આ વિષય ઘણા વખતથી અંધારામાં પડી રહેલો હતો તેને પ્રકાશમાં લાવવો એજ આ લખવાનો હેતુ છે, અને તેથી કરી દરેક ન્યાતના શુભેચ્છક કે શુભચિંતકને મારી નમ્રતા પૂર્વક વિજ્ઞપ્તિ એટલીજ છે કે આ વિષય પર જેટલી ચર્ચા ચલાવવી હોય, જેટલું વિવેચન કરવું હોય તે સર્વ કરવાને કોઇએ પાછી પાની કરવાની જરૂર નથી. બાન્ધવો! જેમ બને તેમ વિષય ચર્ચાવો અને વિશેષ મથન કરી આ વિષયને ન્યાય આપો. આ વિષય પર જે જે શંકા ઉઠશે તેનો યોગ્ય ઉત્તર આપવાને હું તત્પર છું એજ નમ્રતાપૂર્વક વિજ્ઞપ્તિ.

——:o:——

## કેળવણી.

(લખનાર—પા૦ વલ્લવભાઇ મથુરભાઇ, અલીંદ્રાના.)

કેળવણી એ શબ્દમાં किल ધાતુ છે. किल એટલે પ્રદીપ્ત કરવું. એટલે માણસની મનોશક્તિને પ્રદીપ્ત કરવી. કેળવણી એ એક અમુલ્ય ચીજ છે. પુરાતન કાળમાં કેળવણી સારી હોવાને લીધે આપણો દેશ એવો તો આબાદીમાં હતો, કે તેની બરોબરી કોઇ દેશ કરી શકતો નહીં. પરંતુ મુસલમાનોના અમલ નિચે કેળવણીની પડતી થવાથી આપણો દેશ આવી દયામણી સ્થિતિમાં આવી ગયો છે!

માણસ જાતમાં બીજાં પ્રાણીઓ કરતાં સ્વભાવીક રીતે બુદ્ધિ વિશેષ હોય છે! જે બુદ્ધિ ખીલ્યાથી માણસના સુખનું સાધન થાય છે. તેને સુબુદ્ધિ કહે છે. અને જેથી દુઃખ થાય છે તેને કુબુદ્ધિ કહે છે. ને તે બુદ્ધિનો ઉદય કરવાનો રસ્તો કેળવણી છે; ત્યારે કેળવણી એ એક સુખ મેળવવાનો રસ્તો છે, એમ સાબીત થયું. કેળવણીનો મુખ્ય આધાર માબાપ ઉપર છે. જો માબાપો સુધરેલાં ને સુવિચારનાં હશે. તો પોતાનાં બાળકોને સારી કેળવણી આપશે. ફક્ત શાળાઓમાં જઇ વાચતાં

લખતાં શિખવું એ કેળવણી મેળવવાને સાધન છે. કારણ કે વાંચવાની શક્તિથી સારા સારા વિદ્વાનોના ગ્રંથો વાંચવામાં આવે છે. અને તેમાંથી જ્ઞાન મેળવવાને શક્તિવાન થવાય છે. એક વખત એવો હતો કે ભણેલા-ની સંખ્યા બહુજ થોડી હતી. અને સરકારને દરેક ખાતામાં પુષ્કળ નોકરો જોઇતા હતા.

તેથી થોડું ઘણું ભણેલાને પણ સારા પગારની જગ્યા આપવાની જરૂર પડતી. વસ્તુનો ભાવ જેમ છતને ખપ ઉપર છે, તેમ ભણતરનું પણ સમજવું. દહાડે દહાડે શાળાઓ ઘણી ઉઘડતી ગઇ અને ભણેલાનો ભાવ વધવા લાગ્યો. આ જોઈ ઘણા માણસોની વૃતિ ભણવા તરફ દોડી અને નોકરીઓ પુરાઇ જવા માંડી તેથી ભણતરની કિંમત ઘટતી ગઈ. હાલમાં તો ગમે તેટલો ભણેલો હોય, તોપણ યોગ્ય વખતે સારી નોકરી મળવાનો સંભવ રહે છે. અને વળી અધવચરૂ ઇંગ્રેજી ભણેલા તો નકામા આથડાય છે, વકીલ વીગેરેની પરીક્ષા ગુજરાતીવાળાથી આપી શકાતી નથી. અને ગુજરાતીમાં પાસ થઇ સરટીફીકેટ મેળવેલાને પણ સાત આઠનો પગાર મળવો પણ મુશ્કેલ થઇ પડયો છે.

ત્યારે આ દોષ શું આપણે ભણતરને માથે મુકવો? નહિ: કારણ કે ભણતરની કીંમત વધારવી તેના હાથમાં નથી. વિદ્યાર્થીઓ બિચારા મેહનત લેઇ ભણે છે, અને નોકરીને માટે ખુબ ધક્કા ખાય છે; માટે એમનો પણ શો વાંક કહાય? મહેનત કરતાં છતાં પણ ફળ મળે નહિ ત્યારે વાંક વિધાત્રીનો ગણવો કરવું કેમ?

કોઇને સારો રસોઇઓ જોઇતો હોય તો તે ઝટ અને થોડે પગારે મળતો નથી. તે ચાર પાંચ રૂપીઆનો પગાર માગે ને વળી ખાય અને લુગડાંની આશા કરે: ત્યારે લગભગ આ મોંઘવારીના વખતમાં દશ રૂપીઆનો પગાર પડે. અને છઠ્ઠા ધોરણમાં પાસ થયેલાને પાચ રૂપીઆનો પગાર મળવો મુશ્કેલ થઇ પડયો છે. ત્યારે 'કસસ કરતાં કડછીની કીંમત વધી ગઈ.' આ જોઇ ભણેલાને કેટલું લાગવું જોઇએ?

ત્યારે હવે કરવું કેમ? શું લોકોએ ભણવાનું છોડી દેવું? નહિ. ભણતર તો ઘણી ઉપયોગી છે. એ વડે જ્ઞાન પ્રાપ્ત થાય છે. અને જ્ઞાન વડે માણસ પોતાને જોઇતાં સાધન મેળવી શકવાને યોગ્ય થાય છે. રખડતા ભણેલા સવાલ કરશે કે ભણતરથી એમ થતુ હોવ તો અમને જો-

જોઇતાં સાધનો કેમ મળી શકતાં નથી? શું અમે થોડું ભણ્યા છીએ? શું અમને પાસ થયાનાં ખોટાં સરટીફીકેટો મળ્યાં છે? તેના જવાબમાં મારે જણાવવું જોઇએ કે તમે પાસ થવા જેટલું ભણ્યા છો એ વાત સાચી. પરંતુ તમારામાં ત્રણ ખામી રહી છે (૧) તમે ભણ્યા પણ ગણ્યા નહિ. (૨) જોઇતાં સાધનો મેળવી શકાય એવી રીતનું ભણ્યા નથી. (૩) એક ઘડામાં ભરેલું પાણી સઘળા પીવા માગોછો. પણ પાણીના બીજા ઘડા માટે તમે મેહનત કરતા નથી.

વળી આર્ય રીતીએ અપાતી કેળવણીથી જ્યારે પ્રાચીન સમયમાં સદ્ગુણી અને નિતીમાન મનુષ્યો નીપજી આવતા હતા, ત્યારે પાશ્ચાત કેળવણીથી કેટલાક લાભની સાથે અનિતીનો ચેપ વધતો જાય છે, તેનું કારણ અને તે અનિતીનુ થોડુંક ચીત્ર આપી, તે ચેપથી બચે એવો વિદ્યાર્થીઓને કયો માર્ગ છે, તે હવે હું જણાવું છું.

પશુ, સોનું, રૂપુ, વિગેરે પદાર્થોને કેળવણી મળવાથી ઉત્તમ સ્વાદિષ્ટ, ખોરાકના ને આભુષણના વિવિધ પદાર્થો બને, તેમાં કંઇ બહુ નવાઇ પામવા જેવું નથી. કેમકે તે પદાર્થો જાતેજ ઉત્તમ છે. એમને કેળવણી મળી ન હોય તોપણુ તેમની કીંમત સારી ઉપજે છે. તેમ મનુષ્યને પણુ કેળવણી મળે, ને તે ઉત્તમ નીવડી અનેકને સુખદાતા થઇ પડે તેમાં બહુ આશ્ચર્ય નથી. કેમકે તે દુનિયાના દરેક પદાર્થોને, પ્રાણીઓ કરતાં ઉત્તમ છે. ત્યારે હવે હું આપને કયો દાખલો આપું, કે તમને વિશેષ અસરકારક થાય. એ દાખલો, હું તમને એવો નહીં આપું કે આપણામાંના ઘણા જણ તેનાથી અજ્ઞાન હોય. લોહખંડને આપણામાંનો કોઇ નહિ ઓળખતો હોય, તેમ તો ભાગ્યેજ હશે? લોહખંડ ખાણમાંથી નિકળે છે. ત્યારે તેની કિંમત નહિ જેવી હોય છે, કેમકે તે પથ્થર અને માટી સાથે મિશ્રીત હોય છે, પછી તેને મોટી ભઠ્ઠીઓમાં ગાળી ચોખ્ખુ કરે છે, તેના અનેક પાટા, સળીઆ, વગેરે બને છે, તેને લુહારો ખરીદી, ખીલા, નકુચા, કાતરો, છરા, તરવારો, વગેરે અનેક પ્રકારના હથિઆરો બનાવે છે. તે બધું આપણે જાણીએ છીએ એ બધો પ્રતાપ કેળવણીનો છે. તમને એક લોહખંડનો કકડો જોઇ, કદી એવો વિચાર આવ્યો છે, કે તેને જો એથી વધારે કેળવણી આપી હોય; તો તે માણુસ સાથે બોલી કે ગાઇ શકે છે, અને વળી તેના બોલવામાં મીઠાસ અને મધુરતા

એવી હોય છે, કે તેનું બોલવું ન સમજતાં છતાં પણ ગમે તેવો મૂર્ખ માણસ પણ તેની સમીપ, દોડી જાય છે. વળી એનું બોલવું સમજી શકે, એવા માણસ ગમે તો, મો'ટા રાજા હોય, તોપણ તેને શરણ થઇ જાય છે ને રસજ્ઞ પુરૂષો તો, એના બોલવાને જીવીતરૂપજ માની લે છે; કેમકે જયારે તેઓ એનું મધુર બોલવું સાંભળતા હોય છે, ત્યારે તેમને પોતાના દેહનું પણ ભાન હોતું નથી. આ ઉપરથી કોઇ એમ કહેશે કે, શું તે લોહખંડના કકડાનું કંઈ જનાવર, કે માણસ બની જતુ હશે? કે વળી તે માણસ સાથે વાત કરે, વાત તો કરે તો કરે. પણ, રાજા સરખાએ વળી તેને શર્ણું થઇ જાય. આ વાત મનાયજ કેમ? આમ હોવાથી હું મારૂ ભેદ યુક્ત લખવું સ્પષ્ટ કરૂંછું.

ભાઇઓ, સતાર, સારંગી વગેરેને તો આપ ઓળખતા હશો? એના તાર જે, મધુર અને આનંદ ઉપજાવનાર ગાયન કરી રહે છે, તે લોહખંડનાજ હોય છે. એના ગાયનથી મોહ ન પામે એવા થોડાજ હશે, એ તારની કિંમત નવાઇ પમાડે એવી હોય છે. મેં સાંભળ્યું છે કે એની એક તોલાની કિંમત પા આનાથી તે બે રૂપીઆ સુધી હોય છે, ને ઉંચા તારની એથી પણ વધારે બેસે છે. કેવો મો'ટો ફેરફાર જે લોહખંડની મુળ કિંમત ચાંદાથી, પણ ત્રણુ ઘણી થઇ પડી, ને મુળ કિંમતથી આશરે હજાર ઘણી વધી ગઈ. આ કિંમત વધારનાર દૈવી કેળવણીજ છે. વળી એથી પણ નજદીકનું દૃષ્ટાંત પગ નિચે જે હમેશાં વટાય છે, તે ધુળ અથવા રેતીનું છે, એ રેતી અથવા માટીનાં કુંભાર લોકો ઘણાં વાસણ બનાવે છે. જે વિષે કહેવાની જરૂર નથી. કેમકે તેને આપણે હમેશાં જોઇએ છીએ, વળી એ રેતીને વિષેશ કેળવણી મળ્યાથી તેનો પારદર્શક કાચ બને છે ને તેનાં ઘણી જાતનાં સુશોભિત વાસણો તથા હાંડીઓ, આરસા, ઝુમર અને ના'ના પ્રકારના લેમ્પો વગેરે વિલાયતી આવે છે. જે આપણે હમેશાં જોઇએ છીએ, તે માટી અથવા રેતીનાં બને છે તેને એથી પણ વિષેશ કેળવણી આપવાથી, તે એવાં કામ કરી શકે છે કે, જે ઘણાં નવાઇ જેવાં છે તેની સહાયતાથી યુરોપના ખગોળ વેત્તાઓએ, નભ માંહેના, ગ્રહો કેવી સ્થિતિમાં છે, તે શાના બનેલા છે, તથા તેઓ આપણી પૃથ્વીથી, કેટલે અંતરે રહેલા છે, બધું જાણી, જોઇને આપી શકે છે. આ જોવાનાં યંત્રો જે દુરબીનો છે. તેની કિંમત રૂ ૨૫)

થી રૂ ૫૦૦૦) સુધીની પણ હોય છે. ને તેનો મૂલ્ય આધાર કાચની બનાવટ ઉપર છે, એ બનાવટમાં કેવી રીતનો ફેરફાર હોય છે તે સમજવાને ચસ્માંનો દાખલો આપણી નજીકમાંજ છે. ચસ્માંના કાચ સાધારણ નજરથી જોનારને, બધા સરખાજ જણાય છે. આ બધા સરખા જણાવા છતાં દરેક ચસ્મુ એક માણસને બેસ્તુ આવતું નથી. તેમ કિંમતમાં પણ ઘણો ફેર પડી જાય છે ને તેનું કારણ કાચની બનાવટમાં ફેર છે વળી સુક્ષ્મ દર્શક યંત્રના કાચ તો ઘણા નવાઈ પમાડે એવા હોય છે. તેઓ ઝીણામાં ઝીણી, અને આંખથી કદી જોઇ શકાય નહિ, એવી વસ્તુને પણ ઘણી મોટી દેખાડી આપે છે. ને તે એટલે સુધી કે તેના મૂળ કદથી તે હજારો ઘણી મોટી દેખાડી શકે છે. એની સહાયતાથી માણસ જાતે કદી નહિ જોએલા, પદાર્થો, ને પ્રાણીઓ જુએ છે. હવે વિચારો કે, જે ધુળની અથવા રેતીની કંઇ પણ કિંમત નહોતી, તેને કેળવણી મળવાથી એક ચકચકીત કાચરૂપ થઇ, વળી વિશેશ કેળવણી આપવાથી મોટાં મંદિરોનાં ભૂષણરૂપ ઝુમરો વગેરે ને સ્ત્રીઓના અલંકારમાં બંગડી તરીકે બની, ને તે પણ એટલી મનહર કે જેઓ હમેશાં સોનાની બંગડી પહેરે છે, તેઓ પણ તેને તુચ્છ ગણી, કાચની બંગડી પહેરવામાં વિશેશતઃ માને છે, તે આપણે જોઇએ છીએ. વળી એવા કાચને પણ વિશેશ કેળવણી આપી, ત્યારે તે ચસ્માંરૂપ બન્યાં, જે આંધળાની આંખરૂપ છે. સુક્ષ્મદર્શકરૂપ બબની, જે જોવાને ઇશ્વર દત્ત આંખો નિરૂપાય બની હતી, તે વસ્તુઓ તે પ્રાણીઓને બતાવવા સહાયરૂપ થઇ પડયાં છે. વળી દુરબીનરૂપે બની ગ્રહો વિશેના જ્ઞાનમાં વધારો કર્યો છે.

એમ કેળવણી દેવીની સહાયતાથી, ઉપજેલા અનેક ચમત્કારોમાં, છેલ્લામાં છેલો ફોનોગ્રાફ યંત્રનો છે. એ યંત્રે દુનિઆને આશ્ચર્યતામાં ડુબાવી દીધી છે. તે એટલે સુધી કે જ્યાં સુધી તેને નજરે જોશો નહિ ત્યાં સુધી એ યંત્ર વિશેની વાત જુઠીજ માનશો. એના વિષે, એમ કહેવાય છે, કે એ યંત્રને ચાવી આપી, પછી તેના આગળ બેસી ગાયન કરીએ કે ગમે તે બોલીએ તે બધુ તે સાંભળી લે છે. તે એટલે સુધી કે, તેને ત્યારે પછી બંધ કરી, ગમે તે વખતે ચાવી આપી ગતિમાં મુકીએ, તો તે આપણું બધું બોલેલુ બોલી જાય છે, કેવી નવાઇની વાત !

ગૃહસ્થો! આથી હવે કેળવણીનો પ્રતાપ બીજો શો જોવા માગશો?

કે જેણે ધુળ જેવી નકામી વસ્તુ હજારોની કિંમતની, ને હજારોને આશ્ચય પમાડનારી બનાવી દીધી છે. વધારે શું કહું? મહાદેવી કેળવણી એવી સમર્થ છે, કે તેનો આશ્રય જો એક તરણું લે તો તે પણ મેરૂથી મોટું થઇ પડે છે! વળી પશુ સરખાં પણ તેનો આશ્રય લે છે, ત્યારે એ પણ કેટલાં નવાઇ પમાડે છે, તે ઘણા જણે પ્રો છત્રેના સરકસમાં જોયું હશે. ત્યારે હવે વિચારો કે જ્યારે અજ્ઞાન પશુઓને તેમજ ધુળ જેવા નકામા પદાર્થોને પણ કેળવણી મળવાથી ઉપયોગી ને નવાઇના થઇ પડયા છે? ત્યારે માણસને પદાર્થ પ્રાણીમાત્રથી ઉત્તમ ને જ્ઞાનવાન છે તેને કેળવણી મળે ને તે ઘણું ઉત્તમ નિવડે એમાં નવાઇ જેવું નથી.

અરે! માણસને જો કેળવણી મળે તો તે ઇશ્વરરૂપ થાય છે! ઇશ્વરરૂપજ બની જાય છે!! અને જગતનું મુળ કારણ બ્રહ્મ તેમાં મળી જઇ, અનેક જન્મ મરણના દુઃખથી મુક્ત થાય છે!!! જેના દાખલા આર્ય શાસ્ત્રમાં અનેક છે. માણસ સરખી લોભીષ્ટ, દુરાચારી અને અજ્ઞાન જાતીને જ્ઞાનમય, ઇશ્વરરૂપ, બ્રહ્મરૂપ બનાવી દે એથી વધારે એ માતા શો ઉપકાર કરી શકે! અને ત્યારે પછી માણસ જાતને એથી શું વધારે મેળવવાનું રહ્યું? શું જોવાનું રહ્યું? શું જાણવાનું રહ્યું? અને શું ભોગવવાનું રહ્યું? કંઇજ છેજ નહિ. મનુષ્યની કેળવણીના બધા હેતુઓ ત્યાંજ આગળ વિરામી જાય છે, જે પામ્યાથી તેને કોઇ પ્રકારની ઇચ્છાજ રહેતી નથી. સંકલ્પ માત્રનો નાશ થાય છે.

કેળવણી માત્રનો હેતુ સુખમાં વધારો કરવો એ રહેલો છે, અને તે સુખની અવધી આર્ય લોકોએ ઇશ્વર પદમાં ગણેલી છે, ને તે પદ મેળવવા આર્યોની કેળવણી માત્રની પ્રવૃતિ હતી આ નિરવીવાદ સિદ્ધ થઇ ચુક્યું છે. માટે આર્યોની કેળવણીના મુખ્ય સિદ્ધાન્ત એજ હતા કે માણસ જગતમાં કેવી રીતે વરતી શકે કે તેનો લય આખરે ઇશ્વર રૂપમાં થઇ જઇ મોક્ષ પામે? અને સંસારના અનેક જન્મ, મરણના કલેષથી છુટી આનંદમય સ્થાનમાં જઇ રહે. આર્યોની પ્રાચીન કેળવણીની રચના આ હેતુને અનુસરીને ઘડાઇ હતી. એ સુખદાઇ કેળવણી કાળક્રમે નાશ પામતાં હાલ નહિ હતી જેવી થઇ પડી છે. ત્યારે હવે જુઓ કે આપણે પણ તે મહાન આર્યોના વંશજજ છીએ, અને તેમના સંસ્કારો આપણામાં ઉતરી આવવાથી આપણો પણ કેળવણી લેવાનો હેતુ થાય એ સ્વભાવીક છે.

ત્યારે હવે વિચારો કે એવી કેળવણી આપનારા તો હાલમાં નાશ પામ્યા છે, ને તેમનું નિશાન સરખું પણ રહ્યું નથી. ત્યારે આ બધી ઈંગ્રેજી, ગુજરાતિ શાળાઓ ચાલે છે, ત્યારે તેમાંથી એ કેળવણી મળશે કે કેમ? નહિ.

ત્યારે જ્યાં હજારોના પગારદાર પ્રો. રાખી કેળવણી આપવામાં આવે છે તે કોલેજોમાં તો મળશે? ત્યાં પણ નહિ મળે. કારણ શું? કારણ એજ કે તે ધર્મશાસ્ત્રને ધોરણે રચાએલી નથી. તે, જેને પરિણામ વાદ કહે છે. તે ધોરણને અનુસરી રચાએલી છે. જ્યારે યુરોપમાં પોપની સત્તા સર્વ સ્થળે પ્રસરી રહી હતી, જ્યારે ધર્મને બહાને તે લોકો ઉપર અનેક પ્રકારના જુલમનો વર્ષાદ વરસી રહ્યો હતો. જ્યારે સત્ય નિષ્ટ વિદ્વાન પુરૂષોને ધર્મને બહાને તેના તરફથી જીવતા બાળવા, કે ફાંસીએ લટકાવવામાં આવતા, તે બધાં ક્રુર ઘાતકી કામો, ઇશ્વરના હુકમથીજ પોપ કરે છે, એમ મનાવવામાં આવતું હતું; અને વળી ગમે તેવા ઘાતકી, ગુનીને પણ પોપ અમુક ક્રિયા કરાવી કે, અમુક પૈસાની રકમ લેઈ સ્વર્ગના ન્યાયી રાજ્યમાં જવાનો, પરવાનો પણ લખી આપી શકે છે, એમ પણ મનાવવામાં આવતું હતું, ત્યારે કેટલાક વિચારવંત પુરૂષોને આ વાતોનું સમાધાન કરતાં બહુ મુશ્કેલી નડતી હતી. તેઓના મનમાં એમજ વિચાર આવતા કે, ન્યાયી ઇશ્વરને નામે ચાલતો ધર્મ આવો કદી હોયજ નહીં; પણ પોતાનો હક જાળવવા કે સ્વાર્થ સાધવા સારૂજ પોપ ઈશ્વરને નામે જુલમ ચલાવે છે; રોમના આ ચાલતા જૂલમ પ્રમાણે ખરૂ જોતાં ઇશ્વર છેજ નહીં, કેમકે જો તે હોય તો રોમના પોપનો આ ચાલતો જૂલમ કદી શાંખી શકેજ નહિ. કેમકે તે હમેશ ન્યાયી અને સર્વજ્ઞ કહેવાય છે, એ રીતે આ વિચારવંત પુરૂષોને ઇશ્વરની હયાતી વિષે શંકા ઉપજવા લાગી, ને તે હમેશ દ્રઢ થતી ગઇ. પછી જ્યારે ઇશ્વર છેજ નહીં, એમ તેઓને નક્કી થઈ ગયું. ત્યારે આ જગત શી રીતે નીપજ્યું તેનો ખુલાશો કરવાનો તેમના મનમાં સવાલ ઉઠયો, તેમણે જગતના વિવિધ પદાર્થો સ્થિતિમાં શી રીતે આવે છે, તે વિષે ઘણી સૂક્ષ્મ રીતે વિચાર કરવા માંડયો, ને પછી તેઓના વિવિધ પ્રયોગો પૃથકરણ કરી કરવા માંડયા, તેમાંથી તેમણે જડ પદાર્થોના કારણરૂપ ઘણાં તત્વો નક્કી કર્યાં, ને તે સર્વના અનેક યોગથી અનેક પદાર્થો ઉત્તપન થયાં જાય છે, એમ પણ સિદ્ધ કર્યું. અપૂર્ણ.

૧૨૯

# ગેરવ્યાજબી ખર્ચ કમી કરવા વિશે.

( સં૦ જે૦ પટેલ. )

મારા જાતી અનુભવથી આખા હિંદુસ્થાનમાં વિવાહ તથા મરણનાં ખર્ચ જુદા જુદા પ્રાંતોમાં કેવી રીતે કરે છે તે નીચેના લખાણથી માલુમ પડશે. મરણનું ખર્ચ તો ફક્ત આપણા ગુજરાતમાંજ સરવે જાતોમાં છે. મુસલમાન જાત કે બીજા બધા મુલકોમાં એ ખર્ચ સ્વપ્નામાં પણ જાણતી નથી તે પણ આપણું દેખીને કરે છે. આવું ખર્ચ હિંદુસ્થાનમાંજ કેટલીક ઊંચ જાતોમાં શ્રાધ કરી પાંચ દશ બ્રાહ્મણ અગર સાધુ જમાડવાનું કરે છે વિવાહ પ્રસંગે જે પ્રમાણે આપણે ખર્ચ કરીએ છીએ તે પ્રમાણે બધે ઠેકાણે કરે છે, પણ આપણા પાટીદાર જેવી બાદશાહી જાન લઇ જતા નથી. જેવી રીતે ગુજરાતમાં બીજી જાતોમાં જાન લઇ જવાનો રીવાજ છે તેજ પ્રમાણે બધે ઠેકાણે છે. પ્રથમ આપણી જાનમાં માણસો વધારે જતાં હતાં પણ હાલ તે બાબત સરકારે ખેડા જીલ્લામાં તથા બીજા ભાગોમાં અંદર અંદર ખાનગી રીતે ઠરાવ કરેલા છે. એટલે પ્રથમ કરતાં ખર્ચ ઓછાં થાય છે. પરંતુ જે સરકારે હાલની સ્થીતીને અનુસરતા ખેડા જીલ્લાના ૭ ગામોને વાસ્તે ઠરાવ કર્યા છે તેવા અંદર અંદર બીજા બધા ગામોમાં થાય તો કન્યાના બાપને કંઈ પણ અડચણ પડે નહી. સરકારે જ્યારે જાનમાં ફક્ત ૨૦ માણસ જવાનો કાયદો કર્યો ત્યારે ઘણા જણા કહેતા હતા કે હવે જાને કોને લઇ જવા ને કોને નહીં. આવા ઠરાવ પ્રમાણે તો વિવાહ કોઇથી થશે નહીં. પરંતુ આજ કાલ આબરૂદાર માણસોએ આવી બાબતોમાં પહેલ કરી છે. તેથી બીજાઓને એની અડચણ પડશે નહીં. આટલાં થોડાં માણસ લઇ જવાથી ખોટું દેખાશે એવું ધારી કન્યાના માબાપોને ખાડામાં ઉતારે છે એ બાબત પોત પોતાના જથામાં પંચના આગેવાનો ઠરાવ કરે તો પછી કોઇ પણ તરેહની અડચણ પડે નહીં. અને હમેશાં માબાપ પોતાની દીકરીઓને ઉમંગથી ઉછેરી છોકરાઓના જેવીજ વહાલી ગણશે. કેમકે સો માણસનું ખર્ચ ગરીબ માબાપથી ઉપડી શકતુ નથી. અને તેથીજ તેઓ છોડી જન્મી કે અળખામણી ગણે છે. જ્યારે રાજાઓમાં કન્યાનાં માબાપ ખર્ચ ઉપાડી શકતાં નથી ત્યારે સામી કન્યા લાવી પોતાને ગામ લગન કરે છે. ત્યારે આપણ જેઓ

ખેતી ઉપરજ ગુજરાન નભાવનાર તેમનાથી આવો બાદશાહી ઠાઠનો બોજો શી રીતે ખમાય ? માટે જેમ બને તેમ જાનમાંજ ખર્ચ કમી કરી શકાય એવું છે. એ સીવાય વીવાહમાં ખર્ચ કમી કરવાનો બીજો ઉપાય નથી. માટે પોત પોતાના જથાના અગ્રેસરોએ ફક્ત પોતાની સ્થીતિનો વિચાર નહી કરતાં ગરીબ ભાઇઓની સ્થીતિનો વિચાર કરી તેમને જેમ અનુકુળ પડે તેવા ધારા બાંધવાનો પ્રયત્ન કરવો, તોજ સરવે જાતી ભાઇઓનો તમારા ઉપર દ્વેશ ન થતાં પ્રેમ થશે.

મરણનું ખર્ચ તો આપણા ગુજરાત સીવાય બીજા કોઇ પ્રાંત અગર મુલકમાં નથી. મરણથી બધાને શોક તથા દીલગીરી થાય છે. અને શાસ્ત્રમાં પણ મરણનુ જમણુ તે પ્રેત ઉપર બેસી ખાવા જેવું છે અને આજ કારણથી બીજે ઠેકાણે બધે બારમુ કોઇ જમતું નથી અને જમાડતું પણ નથી. પણ આપણી ગુજરાતમાં તો બારમું ખાવું નિષેધ છે તેનો કોઇ વિચાર પણ કરતુ નથી. કેટલાક કાસીએ જઇ બારમું ખાતા નથી ત્યારે પંદરમા ને માસીએ ખાય છે. આવુ ખાવું તે પણ શાસ્ત્ર વિરૂધ અને વ્યાજબી નથી ? કારણ જેને ઘેર માણસ મરે છે તેને તથા તેનાં સગાં વહાલાંને ત્યાં જ્યારે છ અગર બાર મહીના સુધી તાવડી પણ સુલે મુકતા નથી, વળી વડીઓ, પાપડ, સીધાન, લાલ સાડી અગર લાલ પાઘડી વીગેરે તજી દે છે ત્યારે મરણને બારમે દહાડેજ ઘરમાં રહાકુટ ચાલતી હોય અને બહાર ઠાઠમાઠથી ભાઇઓ લાડુની ધડાધડ ચલાવતા હોય ! આવા માણસો શું અંતઃકરણના ભાઇઓ કે દુશ્મન ? આ શું ઓછી શરમની વાત છે. જ્યારે મરનારના પરગામના મીત્રો અગર સગાવહાલા પણ પાણી પીતા નથી તેવે વખતે પોતાનાજ ભાઇઓ પોતાના કુટુંબ સુધાં સારાં વસ્ત્ર પેહરી વીવાહની માફક લાડુ હસ્તે વદને ગળામાં ઉતારે આ શું સારૂં કહેવાય ? ભાઇ કોણ ? કે જે દુઃખ સુખમાં ભાગ લે. પણ આતો પેલા જમ કરતાં પણ ભુંડા અને આવા માણસો ભાઇ કે દુશ્મન. અને જ્યારે આવી રીતે જમે છે ત્યારે શા સારૂ ભાઇઓ તથા તેનાં કુટુંબ રડવામાં ભાગ લે છે ? અને જે પ્રાંતમાં હું ફર્યો છું ત્યાંના માણસોને બારમાની વાત કરતાં તેઓ અજાયબ થઇ કહેતા કે શું તમારા ગુજરાતમાં ભાઇઓ બારસું ખાય છે ? એ તે ભાઇ કે દુશ્મન ? જ્યારે બારસું ભાઇઓ ખાય છે ત્યારે શા સારૂ તમારામાં રડવા કુટવા

આવે છે? શું તેઓ ખાવા સારૂંજ ઉપર ઉપરથીજ બાહુતી માણસો માફક રડે કુટે છે શું તેઓની આંખોમાં આંસુ આવે છે? અમારા સમજવા પ્રમાણે નહીજ આવતાં હોય અને જો આંસુ આવે તો કોઇ દહાડો જમેજ નહીં. આવું સાંભળી મારા મનમાં નક્કી થયું કે આવું જમવું તે નિંદાને પાત્ર છે. કેમકે આપણને પણ ઉપર ઉપરથી તો સારૂ નીચુ જણાય છે, અને અંદર એટલે શાસ્ત્રમાં પણ તેવુંજ નીચુ છે. આવા કારણથીજ બીજા કોઇ પ્રાંત અગર મુલકમાં આવો રીવાજ નથી. કેમકે વીવાહમાં જમવું ઊમંગનું તથા વ્યાજબી છે તો બધા પ્રાંત તથા દેશોમાં જમે છે.

આ ઉપરથી હું મારા મીત્રો ગુજરાતમાં જ્યાં જ્યાં મળતા ત્યાં આ બારમા વિશે ચર્ચા તેમની સાથે કરતો અને તેમાંના ઘણા મારૂં કહેવું વ્યાજબીજ કહેતાં. પણ જે લોકો જુના વિચારનાના અભણ, અણસમજુ તથા ખાવાને લાલચુ એટલાજ અસલનો બાપદાદાનો રીવાજ પડતો મેલવાને ઇચ્છતા નહોતા. જે સદ્‌ગૃહસ્થો મારૂં કહેવું વ્યાજબી કહેતા તેઓ એટલુંજ કહેતા કે આવો જુનો રીવાજ તે શી રીતે દુર થાય? કેમકે બધા લોકોની મરજી સીવાય બને નહીં. અને બધાનો એકસંપ થાય નહીં. આ ઉપરથી મેં વિચાર કર્યો કે આમ બધાને કહેવાથી કંઈ વળવાનું નથી માટે હું મારાજ ગામમાં તે વિશે ચાર પાંચ વરસથી દરેક માણસને પ્રસંગ વખતે કહેતો ત્યારે તેમાંના કેટલાક મારૂં કહેવું વ્યાજબી કહેતા અને કેટલાક ગેરવ્યાજબી કહેતા. કેમકે લોકોમાં અમારી બારમું બંધ કરવાથી નીંદા થાય. આવી રીતે રાત દહાડો તેનો તેજ વિચાર બધાના મનમાં ઠસાવી આખરે મારી મહેનત બર આવી છે. અને તા૦ ૧૯ મી જુનને રોજ કુહા ગામના ચોરામાં બધા લોકોને બોલાવી પ્રતિજ્ઞા ઉપર સોગન લઇ કોઇએ બારમું અગર માસીઓ અગર વરસીમાં જમવું નહીં. આવી રીતે બધા લોકો એકમતે કબુલ થઇ નીચે પ્રમાણે કરાર કરી સહીઓ કરી છે:

(અપૂર્ણ.)

—:o:—

## સન ૧૮૯૬ નું ત્રીજું બીલ.

(લી૦ વલ્લવભાઇ હાથીભાઇ દેશાઇ.)

સન ૧૮૭૦ આપણને લાગુ પાડેલા ઇન્ફન્ટી સાઇડ એક્ટના સંબંધ

માં ઉપરતું બીલ સરકાર પાસ કરવા માગે છે. આ બીલથી આપણે કેટલો ફાયદો યા ગેરફાયદો થશે તે નીચેની વીગત પરથી સ્પષ્ટ સમજાશે. જ્યારે આપણને ઈન્ફન્ટી સાઈડ એક્ટ લાગુ કર્યો ત્યારે જન્મ મરણ વિગેરેની નોંધ રાખવા આપણી પાસેથી સરકારે કેટલાંક નાણાં એકઠાં કર્યાં હતાં અને ૧૮૭૩ માં ખેડા અને અમદાવાદ જીલ્લામાં ઈન્ફન્ટી સાઇડ ફન્ડ એ નામનાં બે ફન્ડ ઉભાં કરવામાં આવ્યાં હતાં. આ પ્રમાણે ખેડાનું લગભગ નવ હજાર અને અમદાવાદનું લગભગ બાસઠ હજાર રૂપીઆનું ફન્ડ હતું. તે આજ વીસ વરસ થયાં વધીને લગભગ બમણાં એટલે બને મળી આશરે દોઢ લાખ રૂપીઆ થયા છે. આ રૂપીઆ કાયદાની અડચણોને લીધે બીજા કોઇ કામમાં વાપરી શકાતા નહી હોવાથી, સરકાર હાલમાં ઉપરતું બીલ પાસ કરી તેની વ્યવસ્થા કરવાની સત્તા મેળવવા માગે છે; અને તે સત્તાની રૂએ તે નાણાં ખેડા અને અમદાવાદ જીલ્લાની લોકલ બોર્ડોને આપવા ધારે છે. લોકલ બોર્ડને આપવાનું કારણ સરકાર એમ બતાવે છે કે લોકલ બોર્ડનો લાભ ખેડુત લોક લે છે અને ખેડુત વર્ગમાં ઘણુંકરીને લેઉઆ કેડવા પાટીદારોનોજ સમાવેશ થાય છે; તેથી તે લોકોનેજ ફાયદો થશે. પણ એતો દેખીતુંજ છે કે ખેડા અને અમદાવાદના ખેડુત વર્ગમાં કંઈ આપણે એકલાજ નથી, પણ બીજી ઘણી વર્ણો જેવી કે:— કોળી, ગરાસીઆ, કાછીઆ, રજપુત, ભાટ, બ્રાહ્મણ વિગેરે પણ છે, તેથી આપણે પૈસે તે લોકોને પણ લાભ મળશે. જો ઉપર પ્રમાણે બીલ પાસ કરી આપણા પૈસા આવી રીતે સરકાર વાપરશે તો આપણને ઘણો અન્યાય થશે, માટે આ ઉપરથી ખેડા અને અમદાવાદ જીલ્લાના સઘળા પાટીદારોને વિનંતી કરવામાં આવે છે કે તેઓએ નડીઆદ અગર બીજા કોઇ ગામમાં દરેક ગામના બે ચાર વજનદારો એકઠા કરી સરકારને આ બીલ પાસ નહી કરતાં આપણા પૈસા કોઇ આપણનેજ લાભ કર્તા બાબતમાં વાપરવાની અર્જ કરવી. જો સરકારને આપણને ફાયદો કરવો હશે તો લોકલ બોર્ડને સોપવા કરતાં બીજા ઘણા રસ્તા છે. સરકારે ઉપરનાં નાણાં બાળહત્યા અટકાવવાના હેતુથી એકઠાં કર્યાં હતાં તો તે ફન્ડ તે અટકાવવા શા માટે નહી વપરાવું જોઇએ. બાળહત્યા થતી હશે કે નહી એ વાત બાજુ પર મુકી ધારો કે બાળહત્યા થાય છે. તે કંઈ કાયદો કરે અટકશે નહીં, પણ લોકો ભણી ગણી સુધરશે તોજ અટકશે. આવોજ અભીપ્રાય ગઇ સાલ

ગવર્નરની ધારા સભામાં પણ આપવામાં આવ્યો હતો. આવું સરકારનું જ્યારે ધારનું છે ત્યારે ઉપરના પૈસામાંથી આપણી જ્ઞાતિના છોકરાઓને મફત કેળવણી આપવાની જોગવાઇ થાય તો બેશક ઘણો ફાયદો થાય. અગર આ નાણાંના વ્યાજમાંથી ખરચ આપી દર બે વર્ષે જ્ઞાતિમાં કોઇ હોસીઆર માણસને અમેરીકા મોકલી ત્યાંની માફક તમાકુ ઉછેરવાનું શીખી આવવા મોકલવામાં આવે તો આપણને તેમ સરકારને પણ આવક સબંધ ફાયદો થાય. આ શિવાય પણ બીજા ઘણા સારા હુન્નરો છે કે જે શીખવાથી આપણને ફાયદો થાય માટે આ ઉપર સર્વ ભાઇઓને ફરીથી વિનંતી કરવામાં આવે છે કે આપણે લેઉઆ તથા કડવા સઘળા એકત્ર મળી ઉપરના નાણાંનો ઉપયોગ આપણા લાભાર્થે વાપરવા સરકારને એક મેમોરીઅલ મોકલવું. વખત ઘણો થોડો છે, તેથી જેમ બને તેમ જલદી એટલે આજ મહીનામાં સઘળું થાય તો સારૂ નહી તો પછી બીલ પાસ થયા પછી એમાં કાંઈ વળવાનું નથી, અને આપણી ઢીલને લીધે આપણે પાછળથી પસ્તાવું પડશે.

——:o:——

## "આપણી વર્તમાનકાળની વર્તણુકથી ભવીષ્યનો થતો ખ્યાલ."

(લી૦ જેઠાભાઇ ગોવીંદભાઇ.)

આજ કાલ કરતાં મેં મારી અડધી જીંદગી પાટીદારના રૂઢી રીવાજ પ્રમાણે વર્તવામાં તથા જોવામાં ગુજારી છે. તેથી તથા હું પાટીદાર હોવાથી કેટલાક આપણા વિષમ વિષયો ઉપર મારૂં ધ્યાન ખેંચાયુ છે ને આ વીષમ વિષયો આમને આમ પ્રવર્ત રહેશે તો આપણને કેટલી અધમ સ્થીતીએ પહોંચાડશે, તે બાબત રાત દીવસ ખ્યાલ થયાં જાય છે. જેથી સ્વમામાં પણ આની આ ભ્રમણા તાદર્શ ચીતાર દે છે ને મને ભમાવે છે, ને વખતે વખતે આ ઉભરો બ્હાર કાઢવાને મને ઉશ્કેરે છે. જેથી મારા જાણવા તથા માનવા પ્રમાણેનો આબેહુબ ઉભરો ફરજથી બ્હાર કાઢું છું, તે વાંચો, વીચારો ને જે જે અનુકરણ કરવાની જરૂર ન લાગે તે જબરાઇથી અનુકરણ કરવાનો મારો હેતુ છે એમ ન સમજી સેવકની ભુલચુક વીપે રદીયો આપી સેવકને આભારી કરશો.

રાજવંશી ઓલાદમાંથી પાટીદારોની કોમનું પ્રથકરણ થયું છે. તેથી સ્વભાવ તથા રીવાજ રાજવંશી હોય, અને તેથી મન મોકળું તથા ઉદારતાનો ગુણ પ્રધાન્ય પણ હોય, ને તેથી વર્તણુક પણ તેને આધારે તેવીજ હોય એ સ્વાભાવીક છે. તો અન્ય જ્ઞાતીની પેઠે વરાવાજન વખતે તથા મેમાન પરોણાની પરોણાગત વખતે મોહું ન સંતાડતાં ઉલટા બહાર પડી મોકળા મનથી ઉત્કૃષ્ટપણું બતાવે એ પણ સ્વાભાવીક છે. પણ હાલ સમયાનુસારને લીધે આ રીવાજમાં ફેરફાર કરવાની મને અવસ્ય જરૂર લાગે છે કારણ કે પ્રથમ આપણા વડીલો લાંબા બાગદારની સાથે ટુંકી વસ્તીવાળા હતા જેથી તેમના રાજવંશી વૈભવો, સહેલથી બર આવી શકતા હતા એટલે તે વખત તે પ્રમાણે વર્તવાને અનુસરતો હતો હાલ વસ્તીના વધારાથી આપણા વડીલના વતનના છેક ટુંકા ભાગ પડી ગયા તેથી એ વતનને આધારે સેંકડે પાંચ માણસ પોતાનું ઉદર પોષણ સુખ શાન્તીથી ચલાવી શકે એમ છે. એટલે બીજી સઘળી પ્રજાને પોતાના ઉદર પોષણાર્થે બીજા પસંદ પડતા અનેક ધંધા આદરવા પડયા છે ને તેમાં રાત દીવસ મસહુર રહેવું પડે છે ને આપણું રાજવંશી કરત્ય ભુલાવે છે.

સાપ ગયા ને લીસોટા રહ્યા એ પ્રમાણે માત્ર લગ્ન પ્રસંગે તથા ક્રીયા ખર્ચ સબંધે, આ રાજવંશી ડોળ તથા ઉદારવૃતી પાટીદારોમાં ખાસ દેખાવા લાગી. ને બાકીના બીજા વખતમાં પોતાના ખાસ ધંધામાં રોકાવાથી બીજા અન્ય ધંધાદારી મનુષ્યોની પેઠે પોતાની જાત ભુલી ગયા ને પોતાના ધધામાંજ મસહુર રહ્યા. જેથી પાટીદારો હોશીઆર, ચાલાક, ખટપટીયા તથા પોલીટીકલ ગણાવા લાગ્યા. આ બધું કેળવણીના મસારથી બન્યું ને તેમ બનવાની ખાસ જરૂર પણ હતી. કારણ કે વતનના ટુંકાણથી તેમાંથી ગુજરાન થવાતું બંધ થયું, ત્યારે પોતાના ગુજરાનાર્થે કાંઇ પણ નવો ધંધો કરવો એ મનુષ્યનું કરતવ્ય છે, તે પ્રમાણે આપણે વર્તવા લાગ્યા એ ઘણું આનંદમય તથા ઉત્કૃષ્ટ છે. કેટલાક પાટીદારો કેળવણીથી પોતાના ધંધામાં સાવધ અને બીજી ખટપટી અન્ય જ્ઞાતીથી ન છેતરાય એવા કાબેલ બન્યા એ આપણી જ્ઞાતીને ઓદ્ધાર કર્તા વાર્તા છે. પણ લગ્ન પ્રસંગનું તથા ક્રીયા ખર્ચ વખતનું જો હુંપદ ભુલી જાય તો આ બધી મેળવેલી અક્કલનો ખરો ઉપયોગ થયો ગણાય, ને આપણી ભવીષ્યમાં આવતી અધમ સ્થીતીનો અટકાવ થાય એમ મારા સમજવામાં છે.

પાટીદારોને વતનનું આવક નહીં જેવું છે બલકે નથી. એટલે અન્ય ધંધા ઉપર આપણી સઘળી હામ છે. અને અન્ય ધંધા પોતાની શક્તી ઉપર આધાર રાખનાર ગણાય, પોતે અશક્ત થયા એટલે વહેપાર કે નોકરી બને નકામા ગણાય. "આપ વીના બળ નહીં અને મેઘ વીના જળ નહીં." એ કહેવત આ વખતે ખરેખરી લાગુ પડે છે "વતન તેવું નથી" પોતાની હયાતી હોય કીંવા ન હોય તોપણ ઘરમાં બેઠી બેઠી એક વીધવા સ્ત્રી પણ વતનને આધારે પોતાનાં બાળ બચ્ચાનું પોષણ કરી, ઘરનો કારવહેવાર ચલાવી શકે, ને ધીમે ધીમે થોડે દહાડે પોતાની અસલ સ્થીતીમાં પાછી પણ આવી શકે. વહેપાર નોકરીઓ એથી તદન વીરૂધ છે. "બીયાં ત્યાં સુધી માંડવા" "કાજીની કુતરી વાળુ ગણાય" માટે વહેપારમાં અગર નોકરીઓ પેદા કરી કરજ વાળીશું એવા હેતુથી હું પદથી ગજા ઉપરાંત ખર્ચેના બોજામાં આવવું ને ખોટી વાહવાહ કહેવડાવવી એ નીરર્થક ભવીષ્યમાં નીચી પાયરીએ મૂકનાર છે.

હાલ ધંધે લાગેલો પાટીદાર વર્ગ સુખી છે એટલુંજ નહીં પણ તેમની હીલચાલ એવી છે કે, તેને જોનાર અન્ય જ્ઞાતીનો મનુષ્ય અનુમાન કરશે કે હવે પાટીદાર જ્ઞાતી ઘણી સુધરી ગઇ. પ્રથમના જેવું અજ્ઞાન કે ભોળાપણું હવે પાટીદારોમાં રહ્યું નથી. એવા આપણી કાબેલીયત તથા હોશીયારીના હજારો ખ્યાલ લોકો કરે છે પણ એ અનુમાનમાં લોકોની અતીષય ભૂલ થાય છે. કેમકે આપણો જુજ ભાગ આપણી વસ્તીના પ્રમાણમાં કેળવણી પામેલો છે ને તે કેળવણી પામેલા પૈકીના અડધો અડધ જુના વીચારને અનુસરતા નીકળી આવે છે તેથી તેમની કેળવણી "ભણ્યો કણબી કટંબ બોળે" એવી હોય છે. એવા કેળવણી પામ્યા એટલે હુંપદ વધે છે ને કયારે હું નાતજાતમાં મોટો કહેવાઉં. એ બાબતમાં અતીશે ઇંતેજાર રહે છે. ભલે ઇંતેજાર રહેતો. પણ જો કાંઇ પરમાર્થિક કૃત્ય કરીને કે જ્ઞાતી હીતેચ્છક બનીને જ્ઞાતી સુધારામાં આગળ પગ મૂકીને મોટાઇની ઇંતેજારી રાખે તો તેની બલા દુર. પણ ફકત ગાંઠનુ ગોપીચંદ ખોઇને (લગ્ન પ્રસંગે તથા કીવા ખર્ચ પ્રસંગે અગર નવો પ્રસંગ ઉત્પન્ન કરીને મોટી રકમ ખર્ચ કરીને) વાહવાહ કહેવડાવવાની ઉમેદ રાખે એવા આપ બળ સીવાયના ખોટે માર્ગે પૈસા વાવરી વાહવાહ કહેવડાવનાર કેળવણી પામેલાથી પોતાનું શ્રેય થઇ શકે નહીં તે બીજાનું

શું ભલું કરે. આવા ઠગલ કેળવણી શબ્દને લજવનારા-કેળવણી પામ્યા નામ ન ધરાવ્યું હોત તો જ્ઞાતીને ઉત્તેજન તો નહીં થાત, પણ નુકસાન થતું અટકત-કારણ કે એનો દાખલો જોઇ એના બીજા ગરીબ ભાઇને બરોબરી કરવાને તણાઇ મરવું ન પડત. આવા અજ્ઞાન ગરીબ ભાઇઓનો શો વાંક કાઢીએ? ભણી ભણી હજારો રૂપીઆની ખુવારી કરી કેળવણી નામનો કીતાબ આણ્યો, તોપણ કાંઇ જ્ઞાતીહીતેચ્છક કામ કરી શક્યો નહીં ને ઉલટું પોતે અભીમાન કરી ગરીબ ભાઇઓને અભીમાની કર્યા જેથી તેઓ વતન છે થયા. (અપૂર્ણ.)

———:o:———

## જ્ઞાતિ સમાચાર.

૧ મોજે આંકલાવ તાલુકે ખોરસદના ગામમાં શ્રીઠાકોરજી મહારાજના મંદીર વિશે ઘણા લાંબા વખતથી પાટીદાર પક્ષના સાધુ, લાલદાસ અને વડોદરાના બીજા એક સાધુ વચે જે તકરાર ચાલતી હતી, તેનો નીકાલ પાટીદારના પક્ષના લાભમાં થયો છે. અને તેથી પાટીદાર પક્ષના સાધુને તે મંદીર સોંપવામાં આવ્યું છે. ધન્ય છે તેમાં આગળ પડેલા પાટીદારોને! તેમણે આખા ગામને આભારી બનાવી દીધું છે.

૨ એવું સાંભળવામાં આવ્યું છે કે આંકલાવ ગામમાં કેટલાક આગળ પડેલા પાટીદાર ભાઇઓ થોડા વખતમાં ત્યાં એક "લેઉઆ પાટીદાર સમાજ" સ્થાપન કરવા વિચાર કરે છે. અમે ઇચ્છીએ છીએ કે પ્રભુ તેમનો આ વિચાર પાર પાડવા સહાય થશે ને ગામે ગામના પાટીદાર ભાઇઓના મનમાં પ્રેરણા કરી દરેક ઠેકાણે તેમ કરવા બુદ્ધી આપશે.

૩ "ધી ડંકોર મ્યુચ્યુઅલ પ્રોવાઇડીંગ સોસાઇટી" લીમીટેડ તા૦ ૧ જુન ૧૮૯૬ ને રોજ સરકારમાં રજીસ્ટર કરાવી ખુલ્લી મુકવામાં આવી છે. તે એવા હેતુથી કાઢવામાં આવી છે કે લેઉઆ પાટીદાર ભાઇઓ તેનો લાભ જલદીથી લેઇ શકે. હાલના વખતમાં મરણ પાછળ મદદ કરનાર કંપનીઓ ઘણી ઉભી થાય છે. પણ સ્વજ્ઞાતી તરફથી નહીં થયેલી હોવાથી આ પ્રયાસ કર્યો છે. એમાં ભરવાની ફીની રકમ જુજ રાખેલી છે. ને મળવાની રકમ ઘણી ભારે રાખી છે. એમાં સર્વે ભાઇઓ દાખલ થઇ લાભ લઇ શકે એવા હેતુથી તેના પાંચ વર્ગ રાખેલા છે. સોસાઇટીના મેનેજર અને સેક્રેટરી, પટેલ માણેકલાલ સામળદાસ ઠેકાણું મંદીરના ચકલા આગળ—ડાકોર.

# લેઉઆ વિજય.

પુસ્તક ૨ જું. નવેમ્બર ૧૮૯૬. અંક ૭ મો.


## પાદપૂર્ત્તિ.

"એવાં તડ તડુડી* તડાક તોડી નાખજો."

### મનહરછંદ.

જ્ઞાતિગર્વ સર્વ અરી, મહાસદ કર્મો આદરી,
નીતીના પથે વીચરી, જ્ઞાતિને સુધારજો;
અનાથના નાથ બની, વિદ્યાને પ્રસારી ઘણી,
ચડતી જ્ઞાતિની કરી, યશને ફેલાવજો;
જ્ઞાતિબંધુને જે માન તે સર્વને છે સમાન,
એવી મતિ સદા ધરો ભેદ નવ આણજો;
ભેદ તણું નામ તડ જ્ઞાતિમૂળ છેદનાર,
એવાં તડ તડુડી તડાક તોડી નાખજો. ૧

વાયુ જળબળ કદી લતા પર નવ ચાલે,
આલિંગન દઈ સાથે જોડાયકું સદાયજો,
દૂર રહી સ્નેહ તોડે, વાયુ વારી શિદ છોડે?!
વતતિ વિપત્તિ પામે સાથે ન વસાયજો;

* આ શબ્દ ગ્રામ્ય છે અને કાનને અતિશય અપ્રિય લાગે છે, કદાચ તેને બદલે તેવાજ અર્થનો બીજો શબ્દ મૂકવામાં આવ્યો હોત તો કેટલી વાર્તા સગાઈની શોભામાં ખામી પડત તેથી બેશક આપનું વરણ વધારે કર્ણપ્રિય અને સરળ થાત.

કુસુમ સુરૂપ દિસે છે જે પાંખડીનો ગણુ,
પુષ્પ શોભા નાશ પામે પાંખડી વેરાય જો;
જ્ઞાતિ સંપે શોભી રહે, તડથી શોભા વિનાશે,
એવાં તડ તડુડી તડાક તોડી નાખજો.

શિલા રજસમૂહ છે પ્રેમ રસે જોડયેલો,
અડગ રહે સદાય ભલે વાયુ વાય જો;
શિલામહીં તડ પડે અંતે રજ છુટી થાય.
કદી રજ મહીં પૂર્ણ હોય નવ સ્નેહ જો;
રજ સહુ ઉડી જાય શિલા નામ નાશ પામે;
જાણવું કે નાશ પાસે તડ કે જણાય જો;
શિલાની સમાન જ્ઞાતિ તડથી તણાઈ જાય,
એવાં તડ તડુડી તડાક તોડી નાખજો.

શ્રમ વિના કોશ કાપે પગ બંને મળી સાથે,
કદમ નહીં જવાય એકજ પીડાય જો;
એલ પાનનો* અભંગ જુઓ આણીને ઉમંગ
મુખ મહીં રક્ત રંગ સાથે મળી જાયજો;
જગતે ગમે તે સમયે બે હસ્તથી તાળી પડે,
તાળી નવ પડનાર એક હસ્ત હોય જો;
જ્ઞાતિ કરી શકે કામ, તડની ન ચાલે હામ;
એવાં તડ તડુડી તડાક તોડી નાખજો.

દિવ્ય રાજ મેલ હોય તડ કાપી જો તેમાં
અંતે પ્રાસાદની પુરી પાયમાલી માનજો;
રંગીન સરસ હોય આગબોટ બળવાન
ડુબાવે પાણી પ્રવેશી હોય તડ માંહજો;
તડ સદા છે દુઃખદ, સુખદ ન માની લેશો,
નામ તણો નાશ કરે સત્ય સહુ ધાર જો;

---

* પાન કાથો અને ચુનો એ ત્રણેમાંથી કોઈપણ પોતાની મેળે રંગ ઉત્પન્ન કરવાને શક્તિવાન નથી, પરંતુ એ ત્રણેનું મિશ્રણ રંગ બનાવી શકે છે. આ બાબત સાધારણ હોવાથી ચર્ચી નથી

તેમ જ્ઞાતિ મહીં તડ દુઃખી સ્થિતિ કરનાર,
એવા તડ તડુડી તડાક તોડી નાખજો. ૫

શયન-ગૃહની વિશે રતિ રંગ જ્યાં રેલાય
માર્ગ આપે છે દૃષ્ટિને હોય કંઈ તડજો;
તડ ગુપ્તતા ફેડાવે દોષ સામાના બતાવે
ઘર ફુટે ઘર જાયે માનીએ તે સત્ય જો;
વિશ્વ ઉઠાડે તત્કાળ કરે ઉઘાડો હેવાલ,
એવો તડ તણો તાલ હૃદયે વિચારજો;
વિગ્રહ કરાવનાર સંપ જંપ હરનાર,
એવા તડ તડુડી તડાક તોડી નાખજો. ૬

જ્યહાં ન્યાત મહી સંપ, જ્ઞાતિ બંધુ પામે જંપ;
છુટે છે મનને કંપ નિશદી, કુસંપ જો;
સર્વથા કુસંપ તજો, સર્વદા સુસંપ સજો,
સ્નેહથી સજડ થજો, ભેદ નવ રાખજો;
દુષ્ટ તડતણો તાલ, લેવો નથી તેમાં માલ,
કરે અંતે પાયમાલ, રૂદે આ ઉતારજો;
મહા દુઃખ કરનાર, સુખ શાંતિ હરનાર,
એવા તડ તડુડી તડાક તોડી નાખજો. ૭

મહાસુખ વિ. ચુનીલાલ શેઠ (વિસનગર.)

———:o:———

## કેળવણી.

(વડોદરા કૅમ્પ સાર્વજનિક ઉદ્યાન)

### (સરસ્વતી મંદિર.)

આ વિષય તરફ દૃષ્ટિ ફેરવતા પહેલાં માણસની આ સંસારમાં શી સ્થિતિ છે તે તપાસવી જોઈએ. આ વિષયમાં ખનિજ પદાર્થ અને વનસ્પતિ વર્ગમાં ફેર છે, વધઘટ સઘળી સૃષ્ટિમાં છે; ભિન્ન ભાવ એટલોજ કે ખનિજ પદાર્થ સ્વઆશ્રયથી વધી કે ઘટી શકતા નથી, અને વનસ્પતિ વર્ગ પોતાના મૂળવતી જોઈતાં તત્વ ચુશી પોતાની ઉન્નતિ કરે છે; પો-

તાની ઉન્નતિના સઘળા પદાર્થ તે આકર્ષે છે, અને બને તે પ્રયાસે પોતા- ની ઉન્નતિ કરવા પ્રયત્ન કરે છે. આ નિયમ પ્રાણી વર્ગને પણ લાગુ પડે છે. પ્રાણી વર્ગ વૃત્તિઓને સ્વાધિન છે. વનસ્પતિને સ્વજ્ઞાન હોતુ નથી. કોઇ વનસ્પતિને પોતાના સંભવતું જ્ઞાન હોય છે, અન્ય વસ્તુઓને પો- તાના પોષણ માટે પોતા તરફ ખેંચે છે, અને પ્રાણીની પેઠેજ તેનું ભ- ક્ષણ કરે છે. તો પણ હજી સર્વત્ર સિદ્ધ થયું નથી કે વનસ્પતિને જ્ઞાન છે. પ્રાણી વર્ગની પણ ઉન્નતિ થાય છે. તથાપિ પ્રાણીમાં વનસ્પતિથી કંઇક વિશેષ છે. પ્રાણીઓને પ્રેરણા શક્તિ હોય છે, તેઓ હરી ફરી શકે છે; તથા તેમને કેટલેક અંશે જ્ઞાનપણ હોય છે, અને ગાય જેવાં ઉત્તમ પશુઓ પોતાના જ્ઞાનનો સદ્ ઉપયોગ પણ કરી શકે છે; તો પણ તે માણસની તુલ્ય પદવી ભોગવી શકતા નથી. શાસ્ત્રમાં જોશો તો સ્પષ્ટ માલુમ પડશે કે અહાર, ભય, મૈથુન, નિદ્રા ઇત્યાદિ અન્ય પ્રાણીઓ અને મનુષ્યને સમાન છે; પણ મનુષ્યમાં વિચાર શક્તિ વિશેષ છે. ઇશ્વરે વિ- ચાર શક્તિ આપી છે તે શાને માટે? સત્ અસત્‌નો વિવેક કરી શકે તે શા માટે? વિચાર પુર્વક અમુક વસ્તુ માણસનું કલ્યાણ કરશે કે નહીં તે વિચાર કરવાની શક્તિ શા માટે? આ પ્રમાણે મનુષ્યમાં વિચાર શક્તિ વિશેષ છે. સંસારિક, નીતિ ધર્મ ઇત્યાદિ વિષયો ઉપર તેને વિચાર કરવાની શક્તિ હોય છે. વંશ પરંપરા તે શક્તિમાં વધ ઘટ થાય છે, એવું હાલના પ્રસિદ્ધ વિદ્વાનો સિદ્ધ કરે છે.

આ પ્રમાણે જોતાં આપણે સ્વીકારવું જોઇએ કે મનુષ્યમાં જન્મ- થીજ કંઇક ગુણ, શક્તિ, જ્ઞાન ઇત્યાદિ ગુપ્ત રહેલ છે. આપણે દૂધનું દહી કરી, દહીમાથી માખણ કાઢીએ છીએ; તેજ પ્રમાણે મનુષ્યમાં ગુપ્ત રહેલા ગુણો અમુક સાધનોથી બહાર ખેંચી શકાય છે. એજ શિક્ષકનો ધર્મ છે. આનેજ કેળવણી કહે છે.—કોઈ કણક કેળવી એછીએ ત્યારે આપણે શું કરીએ છીએ, અમુક ફળ પકવવામાં શો ઉદ્દેશ છે, પશુ માત્રને ભણાવવામાં શો સાર રહેલો છે? નક્કી કણકને કેળવતાં તેમાં રહેલા તત્વો આપણે બહાર લાવી શકીએ; અમુક ફળને પકવતાં તેમાં રહેલા ગુણ સ્પષ્ટ કરી શકીએ છીએ; પશુઓને કેળવી તેમના ગુપ્ત રહેલા ગુણો આપણે બહાર કાઢીએ છીએ; તેવીજ રીતે ઉપદેશથી, વાંચનથી મનનથી, અવલોકનથી, મનુષ્ય માત્ર પોતાનામાં ગુપ્ત રહેલા

ઉત્તમ ગુણો બરાબર જાણી શકે છે; તેમજ પ્રકાશી શકે છે. એનેજ કેળવણી કહેવાય.

કેળવણી એટલે "કોઈ પણ વસ્તુમાં રહેલા તત્વોની ઉન્નતિ કરવી, તેમને પરીપક્વ કરવાં તેજ.

કેળવણી શબ્દ એક અર્થમાં વપરાતો નથી, તે બે ત્રણ અર્થમાં વપરાય છે, ને તેથીજ કરીને કેળવણી બાબતની ઘણી તકરારો થાય છે. કેટલીક વખતે આપણે કેળવણીના ફળને કેળવણી કહીએ છીએ; કેટલીક વખતે આપણે સાધનને કેળવણી કહીએ છીએ; કેટલીક વખતે એ રીતને કેળવણી કહીએ છીએ; અને વાદવિવાદ કરતાં સાધનની તથા ફળની સેળભેળ કરી ખોટાં કારણ આપીએ છીએ. દ્રષ્ટાંત તરીકે હાલમાં સાત ચોપડીઓ શીખવી તે એક કેળવણીનું સાધન ગણાય પણ ફળતો નહીં; તો પણ વારંવાર એ સાધન ખોટું છે, એટલે કેળવણી પણ ખોટી છે, એટલે કેળવણીનું ફળ પણ ખોટું છે; આવાં કારણ સાંભળવામાં કે વાંચવામાં આવેછે. જો વાંચનારા, લખનારા, કે કહેનારા આ વિષય ઉપર મનન કરી તેનો સ્પષ્ટ અર્થ મનમાં રાખે તો કેળવણી સંબંધી ઘણી તકરારો નિરમુળ થાય:—બે ચાર ચોપડીઓ ભણવી, ત્રીજા વર્ગનું સર્ટીફીકેટ મેળવવું, સીનિયર થવું, મેટ્રીકમાં પાસ થવું, એમ. એ. કે બી. એ. એલ. એલ. બી. થવું તે ખરી રીતે કેળવણી કહેવાયજ નહીં; તે માત્ર પાશેરામાં પહેલી પુણી છે. આજકાલ આપણે શાળા પાઠશાળામાં જે જે શીખીએ છીએ, તે આપણી શક્તિઓને કેટલીક રીતે કેળવે છે. પણ તેથીજ કરીને આપણને સંપુર્ણ અંશે કેળવણી મળી છે, એમ કહેવાયજ નહીં.

સારી રીતે વાતચીત કરવી, વિવેક મર્યાદાથી વર્તવું, વિચાર પૂર્વક ઈશ્વર ઉપર આશ્રય રાખી તેનાથી ડરી પોતાનો ધર્મ બજાવવો' ઈત્યાદિ કેળવણી પામ્યાનાં સુચિન્હ છે. ભણવું એ એક સાધન માત્ર છે, તે ફળ નથી; તેમજ તેનાથી કેળવણીને વખોડવી કે વખાણવી એ નિરર્થક છે. બહારનો ભભકો' ડાકડમાલ, આછકલાપણું ઈત્યાદિ સંગતનાં ફળ છે; તે કેળવણીનાં ફળ કહેવાયજ નહીં. આજકાલ કહેવાતા સુધરેલા, અને કેળવણી પામેલા એ બેમાં ફેર છે. બહારથી સુંદર દેખાતુ ઈંદ્રવરણું અને અંદરના તત્વમાં જેટલો ફેર છે, તેટલોજ ભણવામાં અને કેળવણી પામવામાં

ફેર છે. બહારથી સુંદર દેખાતો ઘોડો પાણીમાં ઠીક છે એમ કહેવાયજ નહી; રૂપાના હાથાથી જડેલી તરવાર પાણીદાર છે એમ નક્કી કરાયજ નહીં; અલમસ્ત દેખાતા બલદ જોઇ તેનું ખરૂં સામર્થ્ય કલ્પી શકાયજ નહીં; ચટાપટી કરી વાઘ જેવા બનેલા, વાડીઓના વાઘરીઓને ખરા સાધુઓ કહેવાયજ નહીં; મોઢે સારૂં સારૂં બોલનારા-મનમાં ઉત્તમ વિચારનારા છે એમ કલ્પી શકાયજ નહીં; અતિ ચલકતો હાર જોઈ કસોટી કર્યા વિના ખરા મોતીનો હાર પરખાયજ નહીં; તેમજ બુટ સ્ટૉકીંગ પહેરનારા માણસો કેળવણી પામેલા છે; એમ ગણાયજ નહીં; સારૂં સારૂં બોલનારા કે મોટાં મોટાં ભાષણ કરનારાના મનમાં તેવાજ હેતુ છે એમ કલ્પાયજ નહીં; હાજી હાજી કરનારા પુરૂષો આજ્ઞાંકિત છે એમ લેખી શકાયજ નહીં; આ તમામનો વિચાર કરતાં કેળવણીને ભણવામાં શો ફેર છે તે સ્પષ્ટ જણાશે. કેળવણીથી મનુષ્ય જાતિના ઉત્તમ ગુણો પ્રકટે છે; ભણવાથી તેમ થવા સંભવ માત્રજ રહેછે. આજ પ્રમાણે સ્ત્રી કેળવણી કે પુરૂષ કેળવણીનું સમજવું.

જ્યાં સુધી પુરૂષોમાં સુકાર્યના ઉત્તમ ગુણો પ્રસરે નહીં, જ્યાં સુધી તેમનામાં શૌર્યના ગુણો બરાબર ઝળકે નહીં, જ્યાં સુધી તેઓની તર્ક શક્તિ બરાબર ખીલે નહીં, જ્યાં સુધી અનાથનું રક્ષણ કરવા તરફ તેઓનું લક્ષ ખેંચાય નહીં, જ્યાં સુધી વિધ વિધ પ્રકારના વિદ્યા હુન્નર શીખવામાં તેઓ જય પામે નહીં, જ્યાં સુધી પોતાના પ્રતિ, પોતાના કુટુંબ પ્રતિ પોતાના મા, ભાઈ, બાપ; બહેન પ્રતિ, પોતાની અર્ધાંગના પ્રતિ, પોતાના ગામ પ્રતિ, પોતાના દેશ કે જાત પ્રતિ, કલ્યાણ કરવા તેમનાં મન ઉશ્કેરાય નહી. ત્યાં સુધી ખરી કેળવણી કોઈ પણ પુરૂષને મળી છે એમ કહેવાયજ નહીં.

જ્યાં સુધી બાળાઓ પોતાનો ધર્મ સમજે નહીં, જ્યાં સુધી તેમનાં અંતઃકરણ કોમલ થાય નહી, જ્યાં સુધી પ્રેમથી તેઓ પીગળે નહીં, જ્યાં સુધી નમ્રતાથી તેઓ નમી પડે નહી, જ્યાં સુધી ધૈર્યની ધજા ફરકાવે નહીં, જ્યાં સુધી ઉત્તમ પ્રકારની શીખામણ આપવાને સમર્થ થાય નહીં, જ્યાં સુધી પોતાના પતિને પરમેશ્વર ગણે નહીં, જ્યાં સુધી પોતાના પતિ ભણી પોતાના બાળ ભણી, પોતાના માબાપ ભણી, પોતાના સાસુ સસરા ભણી, કે અન્ય પ્રાણીઓ ભણી પોતાની ફરજ જાણે નહીં, જ્યાં સુધી

ફરજ જાણી અદા કરી શકે નહીં, ત્યાં સુધી ખરી કેળવણી મળી છે એમ જાણવું નહીં.

ભલેને પુરૂષો દેશ વિદેશ ગમન કરે, ભલેને તેઓ ડાહ્યા થઈ ફરે, ભલેને તેઓ બીજાના કરતાં પોતાને વિશેષ ગણે, ભલેને તેઓ પોતાનેજ ઇશ્વર સમાન ગણે, ભલેને તેઓ આસમાનથી બે આંગળજ દૂર રહે; તો પણ એ તો એના એજ. સુધરેલા ન હોય. ભણેલા ન હોય. કેળવણી પામેલા ન હોયઃ—ભલેને સ્ત્રીઓ સારા સારા પ્રકારની રસોઈ કરતાં શીખે, ભલેને તેઓ ઉત્તમ પ્રકારનું ભરત ભરતાં શીખે, ભલેને તેઓ અહંકારથી ઊંધાંવળે, ભલેને તેઓ પુસ્તકો વાંચવા શીખે, ભલેને તેઓ પોતાના ઘરમાં પોતાના ધણીઓને કબજે રાખતા શીખે, ભલેને તેઓ ગામમા મુનસફ થઈ ઇનસાફ આપે; તો પણ જ્યાં સુધી દયાથી તેમનાં અંતઃકરણ પીગલે નહીં, જ્યાં સુધી તેઓ પોતાના ધણી પ્રત્યે, પોતાના કુટુંબ પ્રત્યેકે ઇશ્વર પ્રત્યે પોતાની ફરજ અદા કરે નહી; ત્યાં સુધી ભણવું ગણવું મિથ્યા કંઈ કામનું નહીં.

——:o:——

## ફટાણાં.

### રા૦ પટેલ લક્ષ્મણ જીવરામ ખાંડા સ્મારક વિષય.

૧

આ અનીતિપૂર્ણ અનિષ્ટ કર રિવાજ કેટલીક વર્ણોમાં ચાલે છે.

અસલ, લગ્ન કાલે તેમજ લગ્ન પછી એક બીજાને પ્રિય થઈ પડવાને માટે એક બીજાને ચતુરાઈ દેખાડવાને માટે વેવાઈ વેવાઈનાં માણસને, પરસ્પર વાદ વિવાદ કરવાનું, એક બીજાને બનાવવાનુ, એક બીજાને હસવાનું વલણ હશે એમ જણાય છે. હાલ આ વલણ સ્વાભાવિક થઈ ગયું છે તથા તેમાં મર્યાદાનો લોપ થવાથી અમર્યાદ થઈ ગયું છે; તેનુ પરિણામ હાલ ગવાતાં નીચ ગીત—ફટાણાં છે.

લગ્નનો પ્રસંગ તે ઘણો આનંદનો વખત છે. લોકો ઉત્સવ પ્રિય હોય છે. આવે પ્રસંગે લોકોને આનંદ થાય, લોકો આનંદ કરે એમાં આશ્ચર્ય નથી. પરંતુ મર્યાદસર બોલવું, મર્યાસર હસવું, મર્યાદસર મશ્કરી કરવી, મર્યાદસર ગાવું, એમાંજ દરેક નરનારીની કુલીનતા તેમ શોભા છે.

ફટાણાં ગાવાં તથા ફટાણાથી વિવાદ થવાનો એ બુદ્ધિનું કામ છે, એમ કોઈ માનતાં હોય, પણ બુદ્ધિનો કુમાર્ગે ઉપયોગ કરવો, સુબુદ્ધિનો ત્યાગ કરી કુબુદ્ધિ કરવી એ શિષ્ટ તેમ લાભ કારક નથી. ચોરી કરવી એ પણ બુદ્ધિનું કામ છે, તેમ સારી કેળવણી પામી, સંસાર સુધારી સુખ મેળવવું એ પણ બુદ્ધિનું કામ છે; આમાં કયું કામ તમને પ્રિય લાગશે? કયું સારૂં છે તે સ્પષ્ટ છે.

નીતિ તોડી સ્ત્રીઓ ફટાણાં ગાવામાં ચાતુર્ય દર્શાવે છે. તેના કરતાં, નીતિથી પોતાના પતિને આનંદ આપવામાં, છોકરાંને સદ્બોધ સારી કેળવણી આપવામાં, કુટુંબનો મોભો વધારવામાં, પોતાનું તેમજ કુટુંબનું જીવન સુખમય કરવામાં, સ્ત્રીઓ પોતાના બુદ્ધિબલનો ઉપયોગ કરે તો દુનિઆને કેટલો બધો લાભ થાય?

ફટાણાં ઉપાડવા તેમજ ગાવામાં જુવાન સ્ત્રીઓ હોય છે, કોઈ વખતે આધેડ (?) સ્ત્રીઓ પણ જોવામાં આવેછે; આમની જોડે નિર્દોષ બાળાઓ આવાં ગીત ગાતાં શિખવાનો આરંભ કરે છે, આરંભ કરતાંજ તેમની નિર્દોષતા સદોષ થાય છે.

મર્યાદા એ સ્ત્રીનું સર્વોત્કૃષ્ટ ભૂષણ છે, તેથીજ તેમનું જીવન કેટલાક ભય પસાર કરે છે, તેથીજ તેમનું કાંઈ વજન પડેછે, તેથીજ તેઓ તેમના સ્નેહીઓને પ્રિય થઈ પડે છે, આ મર્યાદાનો ભંગ કરી, જેને પળીઆં આવી ગયા હોય એવાં વૃદ્ધ માતપિતા, સગાં સ્નેહીની આગળ બિભત્સ ફટાણાં ગાવાં તે શું ઓછી નીચતા છે, તે શું નાનું સુનું લાંછન છે, તે શું ઓછું શરમાવા જેવું છે?

આવાં ગીત—આવાં અધમગીત જે સ્ત્રીઓ ગાય છે તેમની નીતિનો પાયો મજબૂત છે એમ કહી શકાશે? કદી નહી. આવાં ગીત સાંભળનાર વર્ગ પણ નીતિને અનુસરનાર તેમજ સરુચિ સંપન્ન છે એમ કોણ સમજુ કહી શકાશે? કોઈજ નહિ.

છોકરાં સારાં નીવડે છે અથવા ખરાબ તેનું કારણ સત્સંગતિ વા કુસંગતિ હોય છે. બાલ્ય અવસ્થામાં છોકરાંને માતપિતાનો કે કુટુંબિકોનો સંસર્ગ હોય છે. છોકરાંનાં માબાપે તથા વડીલોએ બોધથી તેમ સારા દાખલાથી છોકરાંના વિચારો ઝગઝગતા નીતિમય કરવા જોઇએ; નાનપણમાં તેમના બોલવા ચાલવાપર તેઓએ વિવેકાનુસાર નિરીક્ષા રાખવી જોઇએ. તેમની દુર્વૃત્તિઓ મિઠાસથી તથા સરલતાથી સુધારવી જોઇએ.

સ્ત્રીઓએ તેમજ પુરુષોએ ખાતરીથી સમજવું જોઇએ કે હમેશાં સદ્ વસ્તુના સંગમાં રહેવું, તેમાંજ પોતાનુ હિત રહેલું છે. એથી જે પ્રમાણમાં તમે ખસશો, જે પ્રમાણમાં સદ્ વસ્તુનો તમે પરિત્યાગ કરશો, તેજ પ્રમાણમાં તમે સુખ ખોશો એ નિ:સંદેહ છે.

આઠ આઠ દશ દશ બાર બાર વર્ષની કોમળ કન્યાઓને તેમનાં માબાપો યા વડીલો નીચ ફટાણા ગાતાં ન અટકાવે તો તે માબાપ યા વડીલો કેવા અજ્ઞાન, કેવા ક્રૂર હોવા જોઇએ?

સારૂં મોં સારો મધુર સ્વર, સારી તીક્ષ્ણ બુદ્ધિ વગેરે જે ઇશ્વરદત્ત બક્ષિસો છે, તે આવાં દુષ્કર્મ કરવાને નથી.

સર્વ વિભૂષણોમાં વાણી એક દૃઢ વિભુષણ છે* તે મધુર તેમજ મર્યાદશીલ હોવી જોઇએ.

દરેક સમજુ માણસને આવાં ગીતપર તિરસ્કાર હોવો જોઇએ, દરેકે આવાં ગીત સાંભળવા તેમજ ગાવાથી દૂર રહેવું જોઇએ, તથા બીજા પોતાનો સારો દાખલો લે એમ પ્રયત્ન કરવો જોઇએ.

——:о:——

## "લેઉઆ પાટીદાર તરફથી થતી અવજ્ઞા."

### (મો. જે. પટેલ.) કરમસદ.

પ્રિય વાંચનાર ! ! હાલ આપણી લેઊઆ જ્ઞાતીમાં કેટલીક ખરાબ રૂઢીઓએ વાસ કર્યો છે. તે તમારા જાણવામાં તો હશેજ ? પરંતુ તેમાંની એકાદ કુચાલ સુધારવા વિષે હું બે બોલવા ઇચ્છા રાખુ છું તે સ્વીકારશો!

આપણી જ્ઞાતિમાં "દીકરીને સુખ" ને "વહુને દુ:ખ" એ બે વાકય નો વાસ હાલ જ્યાં ને ત્યાં જોવામાં આવેછે:—તે સબંધમાં:—"દીકરીને સુખ" આ શબ્દોનો અર્થ જ્યારે દીકરી પોતાના પીયરમાં અથવા પોતાનાં માબાપ ને ત્યાં હોય છે. ત્યારે તેના માબાપ તેને જોઇતાં કામકાજની સમજણ નહીં આપતાં તેને મોંઢે ચઢાવે છે, ખાવા પીવાની પણ જોઇતી કાળજી રાખતા નથી. આવી જાતની જોઇએ તેથી અધીક માગણીઓ કબુલ રાખી મોંઢે ચઢાવે છે. પછી જ્યારે સાસરામાં જાય છે, ત્યારે તે પોતાના સાસરીઆ પૈકી કોઇપણ માણસ ઉપર હેતભાવ દેખાડતી નથી.

---

* क्षीयन्ते खलु भूषणानि सततं वाग्भूषण भूषणं । श्री भर्तृहरी.

તેનું કારણ કે તેના માબાપની બચપણથીજ અઘટીત ઓથ!!! આવી રીતે જ્યારે દીકરીનાં માબાપ તેની પુષ્કળ ઉમર થયા પછી મરણ પામે; ત્યારે જે દીકરીએ પોતાના સાસરામાં પોતાના બાપની બચપણથી ઓથ-ધારી સાસરામાં સમાવેસ કર્યો નથી, તેને આવાર પછી ઘણું સંસારીક દુઃખ વેઠવું પડે છે.

આ બાબતમાં બીજું એકે આપણી ન્યાતિમાં કેટલેક ઠેકાણે સંસારીક વીગેરે વ્યવહારમાં મુખ્ય ઢીલચાલ દીકરી તરફથી થતી જોવામાં આવેછે. તથા દીકરાની વહુ સમજણી હોય છતાં પણ તેમો ભાર (વકર) રહેતો જણાતો નથી. તો સુજ્ઞ વાંચકોએજ એ બાબતનો વિચાર કરવો જોઇએ કે દીકરી એ પારકા ધન તરીકે છે, તે આપણા ઘરમાં અહરનિશ રહેનાર નથી.. અને તે સાસરે જાય છે ત્યારે સઘળી સંસારીક ઢીલચાલ છોકરાની વહુ તરફથી અગર લાગતા વળગતા તરફથી થાય છે. અને સાસરેથી આવે ત્યારે તે પોતે (દીકરી) કરે છે. આથી કરીને ઘરની લગામ એક જણ પાસે રહેતી નથી. અને રૂઢીઓ વીગેરેમાં ઘણોજ ફેરફાર થાય છે. પ્રીય વાંચકો? તમને ખબર તો હશેજ કે? દીકરીને પોતાનું ખરૂં હોય છે તે ઘર છોડીને પારકું (પોતાના સાસરાનું) ઘર પોતાનું માનવુ પડે છે, તે આપણી સંસારીક રૂઢીને અનુસરનું છે. માટે દીકરીનાં માબાપે પોતાની દીકરીને બચપણમાંથીજ પોતાના કરતાં તેનાં સાસરીઆં ઉપર વિશેષ હેત ભાવ રાખે તેવી ચાલ શીખવવી તથા પોતે પણ ચલાવવી એજ યોગ્ય છે:—

હવે આપણે "વહુને દુઃખ" એ સંબંધમાં કેટલોક વિચાર કરીએ. આપણી ન્યાતિમાં દીકરા; દીકરી વીગેરે સંબંધીઓ તરફ સારા હેત ભાવથી સંસારીક વ્યવહારમાં વર્તવાનો રીવાજ જોવામાં આવેછે. અને દીકરાની વહુને તો જાણે એક મજુર તરીકે ફક્ત પોતાના કામ કાર્યને અર્થેજ આણેલી હોય, તેવા શબ્દમાં તેનાં સાસુ, નણદ વીગેરે તેને વાપરે છે. અને ફક્ત તેનેજ માટે કામનો સમુહ અને સમુહ એકઠો કરી રાખે છે. કોઈ કહેશે કે ઘરનું કામ છે તે કોણ કરશે? ત્યારે જાણવામાં એટલુંજ કે ઘરનું કામ સુસંપથી ઘરમાં જે માણસ હોય તેમણે વેચણી કરી પોત પોતાનું યોગ્ય કામ કરી લેવું. એટલે તેમાંથી ઘરનું કામ સારૂ અને ઉત્સાહથી ઘણુંજ ફતેમંદ નીવડશે:—

આપણી જ્ઞાતીમાં હાલના વખતમાં જોતાં ઘણાજ શરીરે નબળા; નાનપણથીજ રોગીષ્ટ; એવા તરેહ તરેહ વારનાં દુઃખોવાળા જુવાનીઆ જોવામાં વારંવાર આવે છે. તેનાં કારણો ઘણાંજ છે, પણ મુખ્ય એક બે કારણો જે હાલમાં સુધરી શકે તેવાં છે તે ટુંકામાં હું કહેવા રજા માગુંછું.

૧ "બાળ લગ્ન":—એ ચાલ જો આપણે સુધારીએ તો સુધરી શકે તેમ છે, હાલમાં વખત ઘણોજ ખરાબ ને બારીક છે, તો પણ વખતનો ઉપયોગ જણાતો નથી. બાળ લગ્નથી ઉછરતા જુવાનો પોતાની આગાડીની અવસ્થાનો વિચાર કરતા નથી; તેમાંથી કેવાં પુત્ર રત્ન પ્રાપ્ત થશે તે વિચાર કરતા નથી; અને પોતાના શરીરની કેવી નબળાઈ થશે તેનો વિચાર કરતાં નથી; અને સંસારીક વ્યવહારને વખતે પોતાની સુખ શાન્તિ માની તેમાં દીવસો નિર્ગમન કરે છે. આથી ઉત્પન્ન થતાં બાળ રત્નો ઘણાંજ નિર્માલ્ય થાય છે, અને તેથી કરીને દીવસે દીવસે પ્રજા બગડતી જાય છે. માટે એ ચાલ સુધારવી રાસ્ત છે.

૨ ઉપર કહેલા કામના સમુહવાલી સ્ત્રી જ્યારે ગર્ભ ધારણ કરે છે ત્યારે પણ તેને બીન કામે નવરાશથી બેસવાનો વખત મળતો નથી; તેમજ વળી ખાવાપીવાની ઈચ્છાનું સાર ચીજો પણ મળતી નથી; આનંદથી ખુશ મીજાજમાં કોઈ વસ્તુ અગર બોલાવતું નથી. અને જ્યારે તેના ધણી તરફથી તેની સાથે હાસ્ય વિનોદ થાય છે, ત્યારે તેનાં સાસુ સસરા વીગેરે કહેશે કે એ તો એની રાંડ દેખી રહ્યા છે, અને વહુને કહેશે કે, એને કાંઈ કામ કાજ શુઝતું નથી. અને ધણી જોડે બેસવાનુ મન થાય છે, એતો ચળેલી છે વીગેરે; જ્યારે તે સ્ત્રીનો સ્વામી પ્રદેશથી તેને માટે કંઈ ચીજ ભાવ લાવે ત્યારે કહેશે કે એના માબાપ કોઈ સાંભર્યું નહીં, ને એની બાયડી કેવી સાંભરી વીગેરે વીગેરે.

ઉપર કહેલી સ્ત્રી જ્યારે ગર્ભ ધારણ કરેછે ત્યારે તેને કાજ કરવાથી ધારણ કરેલો ગર્ભ; નિર્બળ, રોગીષ્ટ વીગેરે મંદગીવાળો થાય છે. ખાવાની ઈચ્છાનું સાર ચીજો ન મળવાથી થનાર બાળકના આહારમાં વીચીત્ર ફેરફારો સહ તેનો આહાર વધે છે. હમેશાં ચિંતાતુર મન રાખવાથી બાળક નિર્બળ તેમજ ચિંતાતુર મનવાલો થાય છે. વીગેરે કારણો છે. આવાં સરલ કારણો હાલના વિદ્વાન જુવાનો પોતાની રૂઢીમાંથી ફેરફાર

કરશો તો આગલની પ્રજા કેવી ઉમદા થશે. તેનુ ફળ આપણને સહજ માલુમ પડશે. માટે આવા અગત્યના નિયમો રાખવાથી કામ શ્રેય થશેજ.

બીજું આપણી લેઊઆ જ્ઞાતિમાં વિવાહના સંબંધમાં એક ઘણીજ ખરાબ રૂઢી માલુમ પડે છે. તે પૈકી બે બોલ બોલવા ઇચ્છા રાખું છું.

આવા રીવાજ આપણી જ્ઞાતિમાંથી બાતલે કરશો તોજ જ્ઞાતિ સુધારા ઉપર આવશે.

કેટલાક અણ સમજુ લેઊઆઓ પોતાની દીકરીનો વિવાહ કરવા સારૂ અન્ય ગામમા જાય છે. પરંતુ તમોએ ઘણાં પુસ્તકોમાં વાચ્યુ હશે કે દીકરી અગર દીકરાનો વિવાહ ઓછામાં ઓછો એક વરસ (અગર ઘટતો વખત) રાખવો જોઈએ ને પછીથી તેને પરણાવવું જોઈએ. કારણ કે એક વરસની અંદર જેને ઘેર વિવાહ કર્યો હોય, અગર તો જેની સાથે વિવાહ કર્યો હોય, તેના શરીરના અંગરોગ, તેનાઆં બળના અંગરોગ, તેની ચાલ ચલકત, તેના માબાપની ચાલ ચલકત, તે કુળવાન છે કે અકુળવાન છે, વીગેરે વીગેરે માહીતીઓ સામસામાની એક વરસ વિવાહ પ્રથમ કરવાથી માલમ પડે છે.

પરંતુ હાલમાં આપણા લેઊઆએ તો ઉપર કહેલી રૂઢીઓ કરતાં તદન ઉલટોજ રીવાજ પસંદ કર્યો છે. તે એ કે ફાગણ શુદી ૧૦ મે વિવાહ કરે છે અને ફાગણ સુદી ૧૫ મે પરણાવવાનું મુહુર્ત લે છે, અને પરણાવે છે. આ ઉપરથી કોઈ કહેશે કે આટલી ટુંક મુદતમાં તે પોતાના લગ્ન ઉપર જોઈતી ખાવા પીવાની તજવીજે કેવી રીતે કરતા હશે? પરંતુ આપણા લેઊઆ દીકરીનો વિવાહ કર્યા પહેલાંથીજ ખાવા પીવાની જણસો વીગેરે તૈયાર કરીને પછીથી વિવાહ કરવા જાય છે. અને કહે છે બે દીવસમાં ગમે તેમ કરીને પકડી લાવીશું। અને તે પ્રમાણે પકડી પણ લાવે છે. આથી કરીને કેટલાક સંસારીક વીગેરે વ્યવહારોમાં અથાગ દુઃખો પડે છે. આ બાબતમાં તો આપણા લેઊઆ કંઈ પણ વિચારજ કરતા નથી. વાંચકો આપણને આ કારણો દુઃખદાયક નથી લાગતાં? લાગે છે. ત્યારે તમે કેમ સુધારતા નથી? આ બાબતનો સુજ્ઞ વિદ્વાનો મનમાં વીચાર કરી રૂઢીઓ સુધારશે એવી આશા છે.

આ ઉપર કહેલી બાબતોથી એક અધિક દુઃખકારી રીવાજ હાલ

ઘેર ઘેર જોવામાં આવેછે, જે રીવાજ આપણા લેઊઆંઓ "ઓહો" એમાં તે શું છે" એમ કરી કાન ઉપર લેતાજ નથી. તે એ કે કજોડું:—

આપણી જ્ઞાતિમાં કજોડામાં બે ચાર વરસની સંખાવત એટલે કે, સ્ત્રી દશ વરસની હોય અને પુરૂષ છ વર્ષનો હોય, આટલો ફેરફાર આપણા લેઊઆઓના મનમાં તો આવતોજ નથી. અને ઊલટા કહેછે કે એ તો પાઘડીએ બરાબર છે એટલે આવી રહેશે. પ્રિય વાંચનારાઓને આ બાબતના દાખલા સહજ જોવામાં આવતા હશેજ, તેથી વધારે દાખલા આપવાની જરૂર નથી. કોઈ એમ કહેશે કે કજોડાથી બીજા કંઈ ગેર ફાયદા નથી. પણ એ ધારવું તદન ખોટુંજ છે, કજોડાથી તો પછીના વખતમાં સ્ત્રી પુરૂષોમાં જોડામાં ઘણાંજ દુષ્ટ કર્મો વાસ કરી જાય છે. અને તેથી કરીને ઉલટા પરમેશ્વરના બધન થઈ તેમાંથી છુટવાનું પણ રહેતું નથી. દાખલા તરીકે જુઓ કે:—એક દશ વરસની સ્ત્રીને છ વરસના પુરૂષની સાથે પરણાવવાથી સામસામી કેવાં કેવાં દુઃખો પડેછે. પ્રિય વાંચનારને ખબર તો હશેજ કે હાલના વખતમાં સ્ત્રી પુરૂષને દશ અગીઆર વરસની ઉમરે વ્યવહાર વીગેરેમાં સારી સમજણ આવેછે. તથા બાર વર્ષની ઉમરે "સંસાર પ્રાપ્ત થાય છે. તે હાલના વખતને અનુસરતુ છે. ત્યારે વિચાર કરો કે, જે સ્ત્રીને દશ વરસની ઉમર છે, તેને હાલમાં અગર તો એક વરસ પછી સંસારના વ્યવહારની રીત ભાતની સમજણ આવી જાય છે. ત્યારે તેના પતિની ઉમર છ અગર, સાત, વરસની હોય છે. તે વખતે તે બાળક તરીકે તેને સંસારીક વ્યવહારમાં કેમ ચાલવું તેની સમજણ હોતી નથી. હવે વિચાર કરો કે તે સ્ત્રી તેના પતિની નાની ઉમર જોઈ અમુઝાતી નહી હશે? તેને તેના પતિપ્રત્યે તેના સંસારીક વ્યવહારમાં ચાલવાના ખુલાસા નહી કરવા હશે? તેની જોડે ઘટતી વાતચીત કરવી નહીં હશે? આ બાબત તેના નાના પતિ તરફના દુઃખથી જે જે નિશાશા મુકશે તે તેના માબાપનેજ લાગવાના. કારણ કે તેના માબાપે લાકડાસાથે માકડું વળગાડયું છે.

હવે આ દુખો વીત્યા બાદ સ્ત્રી બાર વરસની ઉમરે આવેછે, ત્યારે તેને 'સંસાર" પ્રાપ્તી થાય છે. ત્યારે તેના પતિની ઉમર આઠ વર્ષની થાય છે, હવે વિચાર કરો કે તે સ્ત્રી તેના સંસારને દુખી ધારી તથા દુનિઆને અંધધારી તેની આંખોમાં ધુળ નહીં નાંખે? અથવા તો અઘોર

કર્મો નહીં કરે? કરશેજ!!! ત્યારે આથી જે જે અઘોર કર્મો થાય છે તેનાં પ્રાયશ્ચિત તેના માબાપના શિર છે. કારણ કે આવો આગળને લાંબો વિચાર કર્યા વિના તેને ખાડામાં નાંખે છેઃ—

આ કજોડાથી ઉત્પન્ન થતી પ્રજામાં તેનાં માબાપના સારા સારા ગુણો, ચાલ ચલકત, વીગેરે વીગેરે ગુણો હોય તેનો નાશ થઈ ઊલટા ખરાબ ગુણોની પ્રાપ્તી થઈ પ્રજા બગડતી જાય છે, માટે પ્રિય વાંચકો!!! આવાં આવાં થતાં કર્મોને અટકાવશો તો તમને આશિર્વાદ પ્રાપ્ત થશે. તથાસ્તુ!

——:0:——

## "દીકરીયોના દુઃખનો દેખાવ."

દીવાથી અંજાઇને અનાદીથી પતંગીઆં પોતાની કાયા જાણી જોઇને બાળી મૂકી પ્રાણનો નાશ કરે છે, તેમ હજારો ગામના પાટીદારો ગજા ઉપરાંત પૈસા ખર્ચી કરી પોતાની કન્યાઓને માત્ર દેખા દેખી જ્ઞાતી અભીમાનથી હજારો હાથના દુઃખના ખાડામાં ફેંકી દે છે, અને પોતે નીર્ધન અવસ્થામાં આવી પોતાના પુત્રોને કુંવારા રહેલા જોઈ હરનીસ પશ્ચાતાપ કરી પોતાનું આયુષ્ય ટુંકું કરે છે. આ દુઃખ દાયક બનાવના અંકુરો મારા મનમાં વખતો વખત સ્ફુર્યા કરતા હતા, પણ આ વીષયને જાહેરાંતમાં મૂકતાં મારૂં દીલ જ્ઞાનીમર્યાદાથી પાછું હઠતું હતું, અને ધારતો હતો કે આ વીષય બાહાર પાડવાથી અજ્ઞાન જનો મને ધીક્કારની આંખે જોશે. પણ હાલ બીજા વર્ષના પહેલા અંકમાં એકડાના વિષે આ વીષય પ્રગટ થયો છે. અને વીષય લખનારે દીકરીયોને સાસરી તરફથી થતા દુઃખનું સવીસ્તર વીવેચન આપી પોતાનો ઉદ્દેશ જણાવ્યો છે. આ તક મારા વિચારને બળતામાં ઘી હોમવા રૂપ થઈ પડી. જેથી ખરા વિચાર ઉપર છવાયલો જ્ઞાતી મર્યાદાનો પડદો ખસી ગયો. ને મારા દબાયલા વિચારો એકદમ પ્રફુલીત થયા, ને તેથી આસપાસનું જ્ઞાતી દબાણ ભુલી નીચે પ્રમાણે વીસ્તારથી બાહાર નીકળ્યા.

કુળવાન એ શબ્દની વાખ્યા ઘણી ઉત્કૃષ્ટ છે. તેમાં સેંકડો ઉત્તમ ગુણોનો સમાસ થાય છે. તે દીર્ઘ દ્રષ્ટીથી જોઇએ તો આ દુનીયામાં સુખનું ચીન્હ કુળવાનની ઉત્તમ વૃતીઓ છે તેજ છે, અને છેવટ મોક્ષનો

માર્ગે પણ ઉત્તમ વૃતીયોને આધારે સ્હેલથી સોધાય છે. અને તે જડે છે. અર્થાત જેમાં સઘળું સુખ સમાયલું છે. એજ કુળવાન આખરી ધારણાથી કુળવાનના નામને આખી દુનીયાએ માન આપ્યું. અને કુળવાનની ઉત્તમતાની હરેકના મન ઉપર ન ખસે એવી છાપ પડી. અને કુળવાનના સંબધી થવાને દ્રઢ નીશ્ચયથી સઘળાના મનઉપર અચળ અસર થઈ. તેથી અકુળીવાન મનાતા માણસને થોડા કુળવાન થવાને મમતા પેદા થઈ. અને થોડા કુળવાનને વધારે કુળવાન બનવાની ઈચ્છાએ ઊશ્કેર્યો. જેમ જર જરને ખેચે છે. તેમ અકુળવાને થોડું કુળવાન થવાને તથા થોડા કુળવાને વધારે કુળવાન થવા રાત દીવસ નીતીનો શ્રમ કરવા માંડયો. તેથી ખરા કુળવાનની હરીફાઈ કરે એવા થોડા કુળવાન થવા લાગ્યા, ને થોડા કુળવાનની હરીફાઈ કરે એવા અકુળવાન થયા. આથી ખરા કુળની કસોટી કાઢવા માટે કુળનું અમુલ્યપણું રદ થયુ, ને કુળની 'અમુક' અમુક કીંમત થવા લાગી. પણ બંને પક્ષને કીંમત કરવાને અતીશય અગવડતા લાગવા માંડી. તેથી કીંમતની અમુક રકમ સુધી હદ બાંધીં તે કેટલીક મુદત સુધી ટકી—ન ટકી—ને કુળવાનનું કુળ અનીતીથી હઠતુ ગયું. ને લોકો શક્તી ભંગ થવા લાગ્યા તેથી શક્તી પૂર્ણ કરવાને માટે, તથા કુળ કમી થયું નથી પણ ઉલટુ વધ્યું છે, એમ બતાવવાને કુળની કીંમત પોતે વધારે કરવા માંડી, એટલે સુધી કે સંભાળનારને અચંબો લાગે, પણ શું કરે નાતનું છોકરૂ નાતમાં વરે પણ માનથી પોતાના ભાઈ પીત્રાઈની હરીફાઈ કરવાની ખોટી ટેવ પડેલી, તેથી સાંણુસામાં આવેલા સાપની પેઠે સપડાયા. ખોટું ગમે નહીં સારૂ કર્યા સીવાય ચાલે નહીં. આથી ફોકટ ફાં ફાં મારી છેવટ આ કુળની બળતકારે વધારેલી કીંમત સ્વીકારવી પડી. ને એજ આધારે લોકોને હાલની દુરદશાએ ઘેર્યા.

બાર ગામ બાહારના લોકોને છેવટ કુળવાનની શ્રેષ્ટતાની પડેલી છાપે, છેતર્યા. છેતર્યા તે જાણ્યુ. પણ શું કરે લાચાર. ગ્નાતી પ્રબધથી દેખા દેખી એકા એક ગ્નાતી અભીમાન છોડયું નહી, ને લપસેલામાં લપસી પડી પૂરે પૂરા ખરડાયા ને ચીકણા કદવામાંથી બળતકારે નીકળવાનો શ્રમ વ્યર્થ ગયો, ત્યારે પોકાર્યા. ને ચોધાર આંસુ લાવી મન મૂકી રડયા. જ્યારે આ અવસ્થા આવી ત્યારે થાકયા પાકયાનો સમુહ એકત્ર થયો ને બાર ગામમાં ન જવાને સજ્જડ કરાર કર્યા તેનું નામ એકડા—એકડાના કરાર.

વગર દુઃખે ડામ ન ખવાય તેમ એકડાના કરાર વગર અડચણે કોઇએ બાંધ્યા નથી પણ સમગ્ર એકડા બાંધનાર સમુહને નીચે પ્રમાણે બે ત્રણ મજબુત કારણથી એકડાના કરાર કરવાની ફરજ પડી છે.

૧ શક્તી નહી છતાં ગ્નાતી અભીમાનથી દેખાદેખી ગજા ઉપરાંત પૈસા ખર્ચ કરી પોતાની કન્યાને ચઢતી જગાએ પરણાવે એટલુંજ નહીં પણ તેની હયાતી સુધી તેના તથા તેના સાસરીયાંના માગ્યાં મુજબ શક્તી ઉપરાંત બને ત્યાંસુધી આપે તો પણ દીકરીને સુખનો દહાડો ન દેખાય ને રડતી કકળતી ત્રીજે દીવસે તેને પીયર આવે તે.

૨ ગજા ઉપરાત છોકરી પાછળ થયેલા ખર્ચથી નીર્ધન અવસ્થાએ કન્યા ન મળવાથી, તેના પુત્રો કુંવારા મરે ને તેથી તેનો વંશ નિરવંશ થાય તે.

૩ આ બે દુઃખ સહન કરનાર નીખાલસ ગ્નાતીબંધુઓને કોઇ દીવસ કુળવાન કોમ માન આવકારથી બોલાવે નહીં. એટલુંજ નહીં પણ ઉલટા અવીવેકી ગામડીયા કહી જાહેર જગોએ તીરસ્કાર કરે "જેથી ધર બોઇને ગોઢેમ આણ્યા જેવો ચીતાર નીખાલસ પાટીદારોના અંતઃકરણને ભમાવી સીધે રસ્તે દોરે."

આ એક એકથી ચઢીયાતાં એક બે ને ત્રણ કારણોથી બાર ગામ બહારના પાટીદારોનાં મન છેક નારાજ થઇ ગયાં. તોપણ ગ્નાતી અભીમાને કેટલોક વખત જાણીજોઇને તેમને ઊંધે રસ્તે દોર્યાં, ને છેવટ નાંખ્યા ન પોહોંચેલાનો સમુહ અતીશે વધી ગયો, ત્યારે એકડાનું ફંડું ઉત્પંન થયું, ને એક પછી એક બંધાઇ પોતાની ઓલાદને સુખને રસ્તે દોરવાનું શરૂ કર્યું.

છોકરીને સાસરી તરફથી ક્યાં ક્યાં દુખ છે. તેમાં પ્રથમ તો એજ કે ઘણી ખરી જગોએ વર કન્યા વીરૂધ ઉમરનાં એટલે વર કરતાં કન્યા મોટી હોય છે. મોટી કન્યા એજ સંસારના સુખનું સત્યાનાસ છે! ને વખતે દેખાવ પણ કન્યાની વધુ ઉમરથી તથા ભરાવદાર શરીરના કોઠાથી મા દીકરાના જેવો માલુમ પડે છે. ને કેટલાક અજાણ્યા મનુષ્યો આ બંનેના એકલા સહવાસથી માદીકરાનું કુટુંબ માને છે, ને પાછળથી વરકન્યાની ખાત્રી થતાં સરમાય છે, ને આ લગ્ન કરનાર વીષે કાંઇક બરબડી તેમને ધીક્કારની આંખે જુએ છે—ને પશ્ચાતાપ કરી પોતાના હૃદયમાં બળાપો

કરે છે ને કન્યાના ભવિષ્યના બળાપાને માટે દયા લાવી નીશ્વાસ મૂકે છે. કહો આ સ્થીતીમાં સુખનું સ્વપ્નું ક્યાં હોય? એટલે વીધિરો કરીને પાટીદારની જ્ઞાતીમાં વર તરફનો કન્યાના મનમાં ભારે બળાપો રહે છે. એ તો ઉઘાડુંજ છે. બીજું સ્વભ.વીક રીતે તમે જાણો છો કે પોતાનુ મન સંતોષ થયા સીવાય શેઠની નોકરી બરોબર બજી શકે નહીં. એટલે કન્યાને વર તરફનું સુખ ન હોવાથી દુનીયા સુનકાર જેવી લાગે, ઘર વેરાન જેવું લાગે, અને ઘરનાં માણસો જાનવર જેવાં લાગે. અને જે જે કામ એની ફરજનું છતાં કરવું પડે, તેપણ એને સંપૂર્ણ વેઠરૂપ થઇ પડે. એ સઘળું જ્ઞાતી પ્રબંધથી સહન કરી તમામ પોતાની ફરજનું કામ તથા વીશેષ જે જે સાસુ નણંદ વીગેરે મુરબ્બી સબંધીઓ ફરમાવે તે પોતાની સુદ્ધ બુદ્ધીથી કરતી હોય તેમ દેખાડે, તેમ છતાં પણ જાણી જોઇને સાસુ સાસુપણું ને નણંદ નણંદપણું બતાવવાને કાંઇ કાંઈ નજીવી ભુલો કાઢી ચીઢીયાં કરે તે સઘળું સહન કરે છે. આ સહંન કરવાની પણ હદ હોય છે. મોટા યોગી તપેસરીનો મીજાજ પણ કોઇ વખતે હદ ઉપરાંત થવાથી જાય છે. તો પછી આ અણસમજુ બાળક વહુ શા લેખામાં. તોપણ "તારે પોતાનો સમાસ કરવાને સાસરીયાં જે કહે–કરે તે વેઠવું પડશે" એવો સુબોધ તેને તેના પીયર તરફથી ઘણા દબાણથી થયલો હોય છે તેથી તેની અસર જેમ બને તેમ વધુ મુદ્દત સુધી ટકાવી રાખે છે, ને મેણાંટુંણાં સાથે તીરસ્કારના હજારો શબ્દોચ્ચાર થાય છે, તોપણ ચબાં કરતી નથી, ને મન મારી રહે છે. છતાં પણ છેવટ ન ખમી શકાય એવી હદ ઉપરાંત અદેખાઇ ચીડીયાં ગાળો ને છેવટ નરમાસનો લાભ લઇ વ્યથા કરવાને પોતાનું મગજ દોડાવી કંઇક વ્યથા કરે તો તેનો મીજાજ હાથમાં કેમ રહે? ને તેનું મન પોતાના કબજામાંથી કેમ ન ખસે? અને ખસે એટલે તે દુઃખી કન્યા પોતાના દુઃખથી બળી રહેલી છતાં બીજા તેને બાળવાના અનેક ઉપચારો લાગુ થતા હોય તો પછી તે ચીડાઇને ગમે તેમ બોલે, ચાલે, બરબડે, ચીડાયા કરે, ગાળો દે, ને પોતાનો બચાવ કરવાને વ્યથા થતી અટકાવે ને તે અટકાવતાં વખતે વહુનું હાથ પાંગોઠું સાસુને જેવું તેવું કે જોસભેર અથડાય તેને સાસુ નણંદ પોતાને સામી વ્યથા કરી માની લે. તો સાસુ વહુની લડાઇનું વૃતાંત જેમ બને તેમ વધુ લાંબુ કેમ ન થાય, અને આ વૃતાંત સાંભળવાને આડોસી પાડોસી કે રસ્તે જતા પો-

તાનો અમુલ્ય વખત કોણ ન ગુમાવે? ને તેથી આ જગોએ મોટી મેળવડા જેવી લોકોની ઠઠ કેમ ન થાય? ખરેખર આ વગર પૈસાનો સંસાર દુખદર્શક નાટકનો ખેલ સર્વ આતુરતાથી જોવાને એક દ્રષ્ટી કરે, અને અનીમીષ આંખે જુએ. આ ભારે મેળાવડામાં પોતાની વહુના દુર્ગુણ બ્હાર પાડી હલકી પાડવાને, સાસુ ચીડાઇને પોતાના ધણીને તથા પોતાના દીકરાને આ દીકરાની મર્યાદાનું ભાન ભુલી વહુની તકસીરોનું ધ્યાન બીભત્સ તથા કઠોર ભાષણથી સંભળાવે. જેથી છોકરાને ક્રોધ હાડોહાડ ચઢી જાય ને તે પોતે મુર્ખ તેથી સારાસારનો વીચાર ન કરતાં બીચારી નીરાધાર બીન તકસીરવાન અબળાને પુષપાંજળી કરી પોતાના ક્રોધનું સમાધાન કરે. આથી બીચારી નીરાધાર અબળા પરવસ હોવાથી તથા જ્ઞાતી બંધનથી લાચારીના શબ્દોથી પોતાનો બચાવ કરી પડતો માર સહન કરે. એ રીતે એ દીવસે તકરારનો અંત આવે તોપણ વખતોવખત આવી તકરારો જારી રહે. અપૂર્ણ.

———:o:———

વેહેલાળ.

## મરહુમ પટેલ "રૂગનાથદાસ રીડીંગ રૂમ"ના ધારા.

આ રીડીંગ રૂમ વેહેલાળના મરહુમ પટેલ રૂગનાથદાસ છબાભાઇના વારસો તરફથી તા૦ ૧૦ માહે માર્ચ સને ૧૮૯૬ મીતી ફાગણ વદી ૧૨ સંવત ૧૯૫૨ની સાલથી ખુલ્લી મુકવામાં આવી છે. અને તેના ચાલુ નીભાવના ખર્ચ માટે સદર રૂગનાથદાસના વારસોની મજીઆરી ઉપજમાંથી બંદોબસ્ત કરેલો છે. માટે તેનું "રૂગનાથદાસ રીડીંગ રૂમ" નામ આપેલું છે.

૧ આ રીડીંગ રૂમના "મેમબરો"ની વાર્સીક ફી રૂ ૧–૦–૦ એક કાયમ રાખવામાં આવી છે.

૨ રીડીંગ રૂમનું કોઇ પુસ્તક યા પેપર યા ચોપાન્યું મેમબર પોતાને ઘેર વાંચવા સારૂ મગાવશે તો તેને ઘેર તેનું નામ નોધી સેક્રેટરી આપશે. અને વાંચ્યા બાદ તે પુસ્તક યા પેપર યા ચોપાન્યું તેમણે રીડીંગ રૂમમાં પાછું મોકલાવી આપી પોતાનું નોંધાવેલું નામ રદ કરાવવું અને બાકીના શખ્સોને રીડીંગ રૂમમાં જઇ વાંચી આવવાની છુટ છે. પણ તેમને ઘેર પુસ્તક યા પેપર આપવાની મનાઇ છે.

૩ રીડીંગ રૂમનું કોઇ પુસ્તક યા ચોપાન્યુ કોઇ મેમબર પોતાને ઘેર

ગાંચવા મંગાવશે, અને તે ગેર વલે પડશે તો તે પુસ્તક યા ચોપાન્યું લા-વી આપવાની જોખમદારી તેમને શીર રહેશે.

૪ કોઇ ઇસમને આ રીડીંગ રૂમનો મેંબર થવાની ખુશી હશે તે ઉપરની ફી આપશે તો મેમબરમાં દાખલ કરવામાં આવશે.

૫ આ રીડીંગ રૂમના જમાખર્ચનો હીસાબ સેક્રટરીએ રાખવો. ને કમીટી જે વખત જોવા માગે તે વખતે તે હીસાબ સેક્રટરીએ બતાવવો. અને તે હીસાબ લીધા પછી તે હીસાબ નીચે કમીટીએ તપાસ્યાની પોતાની સહીઓ કરવી–જેથી સેક્રટરીને માથે જોખમ રહે નહી. આ હીસાબ ઘણું કરી વરસમાં નીદાન બે વખતે એટલે શ્રાવણ વદી ૮ અને માહા સુદી ૫ એ બે તારીખે તપાસવો અને જરૂર પડે તો જે વખતે કમીટીની જોવાની ઇછા હોય તે વખતે સેક્રટરીએ બતાવવો.

૬ કોઇ શખસ આ રીડીંગ રૂમના ઉત્તેજનાર્થે "પુસ્તક" યા "રોકડ" યા "પેપર" યા "ચોપાન્યુ" યા "ફરનીચર" બક્ષીસ આપશે તો તેનો કમીટી ઉપકાર માની સ્વીકારશે. અને તે આપેલા પુસ્તક યા જણુસ ઉપર તેનું નામ "ફલાણા તરફથી બક્ષીસ" એવું લખી લાયબ્રેરીમાં મુકવામાં આવશે. પછી તે ઉપર તેનો સ્વામિત્વનો હક ગણાશે નહી.

૭ દરેક ન્યુસપેપર યા ચોપાન્યુ, બીજું ન્યુસપેપર તથા ચોપાન્યું આવતા સુધી સેક્રટરીએ ટેબલ ઉપર રહેવા દેવું. અને બીજું આવ્યા પછી જુનું ફાઇલમાં દાખલ કરવું. અને ચોપાન્યાં માસ ૧૨ નાં ભેગાં થયા પછી તેનું પુસ્તક બંધાવી ડેડસ્ટોકમાં દાખલ કરવું.

૮ રીડીંગ રૂમમાં બીડી તથા હુકો પીવાની મનાઇ છે.

૭ આ ધારા સર્વે કોઇને વાચવા આપવા અને તેની એક નકલ સર્વે કોઇના જાણ માટે પ્રસીધ થવા રીડીંગ રૂમમાં ચોઢવામાં આવી છે.

૧૦ આ ધારામાં વખતો વખત ફેરફાર કરવા તથા કોઇ કલમ રદ કરવા કમિટી મુખત્યાર છે.

ઉપર પ્રમાણે ધારા કમિટીએ કર્યા છે. તા૦ ૧૦–૩–૯૬.

**કમિટીનો ક્રમ.**

પ્રેસીડેંટ—માસ્તર ફુલચંદ કકલભાઇ.

વાઇસ પ્રેસીડેંટ—પટેલ કીસોરભાઇ દાભાઇ.

સેક્રેટરી—પટેલ કાસીભાઇ નથુભાઇ.

એ સભાસદો.

૧ પટેલ ઇશ્વરભાઇ મનોરભાઇ. ૨ પા. મોતીભાઇ ગોકલભાઇ. ૩ પા. ખુસાલભાઇ આદરભાઇ. ૪ પા. નાથાભાઇ શંકરભાઇ. ૫ પા. નાનાભાઇ સામલભાઇ. ૬ પા. ભલાભાઇ નથુભાઇ. ૭ પા. ઇશ્વરભાઇ જીવાભાઇ. ૮ સા. પુરશોતમ દાલજી. ૯ સા. ચકા મગનલાલ.

ઉપર પ્રમાણે કમીટી નીમી છે.

આ રીડીંગ રૂમમાં નીચે લખ્યા આસામીઓએ પુસ્તકો બક્ષીસ કર્યાં છે.

| પુસ્તક નંગ. | નામ. | નંગ. | નામ. |
|---|---|---|---|
| ૩૮ | પા. કાસીભાઇ નથુભાઇ. | ૫ | પા. ભીખાભાઇ ઉમેદભાઇ. |
| ૨૪ | પા. ઇશ્વરભાઇ મનોરભાઇ. | ૬ | પા. ખુશાલભાઇ દયાળભાઇ. |
| ૨ | પા. ખુસાલભાઇ આદરભાઇ. | ૧ | પા. ઇશ્વરભાઇ જીવાભાઇ. |
| | | ૧ | પા. સીવાભાઇ ભલાભાઇ. |

તે સીવાય તા૦ ૨૯ માહે એપ્રેલ સને ૧૮૯૬ ના રોજ વડોદરાના નુતન વિલાસ પ્રેસના અધીપતી રા. રા. દોલતરામ મગનલાલે નીચે મુજબ માસીક તથા અઠવાડીયા પેપર મોકલવા કૃપા કરી છે. માટે કમિટી તે બધાનો ઉપકાર માને છે.

૧ હીંદુસ્તાન અઠવાડીયા. ૨ દેવભક્ત આવતા જુલાઇ માસથી પોતાના પ્રેસમાં નીકળતું અઠવાડીયા. ૩ નીતિપ્રકાશ માસીક. ૪ સુદર્શન માસીક.

ઉપર સીવાય રીડીંગ રૂમ તરફથી નીચે મુજબ પેપરો મંગાવવામાં આવે છે.

૧ હીતેચ્છુ અઠવાડીયા. ૧ ગુજરાતી અઠવાડીયા. ૧ પ્રજા પોકાર અઠવાડીયા. ૧ અમદાવાદ ટાઇમ્સ અઠવાડીઆમાં બે વખત. ૧ સુદર્શન માસીક. ૧ બુદ્ધિપ્રકાશ માસીક. ૧ ચંદ્ર માસીક. ૧ લેઉવા વિજય માસીક.

——:o:——

## ॥ तृष्णा ॥

(લી૦ રા. પરશોતમ કાશીભાઇ.)

અનેક પ્રકારના સુખભોગની લાલુપતા રહ્યા કરે તે તૃષ્ણા રહેવાથી અથવા પોતાની પાસે ધન હોય તોપણ તેને સંગ્રી રાખી બીજા પાસેથી

બીજા ધનની આશા રાખી માગવું તથા મુદ્દલમાં વધારો કરવા ધંધો કરવો એવા સ્વભાવનું નામ તૃષ્ણા કહેવાય. એવી અતી તૃષ્ણાવાળો હોય છે તે દરીદ્રી કહેવાય છે. અર્થાત જેને ખાવાપીવા મળતું ન હોય તેવા રાંક ભીખારી જેવો તેને સમજવો. જેને પોતાનો નિર્વાહ ચાલે એટલું પોતા વાસ્તે હોય તેમ છતાં જે વધારે વધારે ભેગુ કરવાને ઉંઘમાંથી ઉઠી આંખો ચોળતો પ્રભાતના પહોરમાં હઢી કાઢે છે તેજ દરીદ્રી, તેજ મુર્ખ અને તેજ પશુ સમજવો. એક દ્રષ્ટાંત એવું છે કે—

જેમ કોઇએક કીડી કેટલાક ચોખાના દાણા એકઠા કરી લાવી, તથા ગોળની કાંકરીઓ તાણી લાવી, તેવામાં કોઇ મરેલી માખી સાંભરી આવી તેથી તેને તાણી લાવવા ગઇ. જતાં જતાં કોઇ માણસે લઘવી કરી તેમાં તણાઇ માંડમાંડ તેમાંથી બચી. તોપણ ફરીને મરેલી માખીને લેવા ગઇ, પણ એટલેથી અટકીને પોતાના દર પાસે આવી નહીં. તેવીજ રીતે જે માણસના ઘરમાં છએ રસ સંપૂર્ણ ભર્યા હોય તેમ છતાં તેમને વાવર્યા વિના નવા નવા મેળવવા જાય અને તેમાં ઘણું દુ:ખ પામે તોપણ તે તજે નહીં. તે માણસ નહીં પણ ઉપલી કીડી જેવો સમજવો. આવી રીતે જે કરવું તે અતિ તૃષ્ણા કહેવાય. એવી તૃષ્ણાવાળો વિશાળ તૃષ્ણ કહેવાય. અને તેજ દરીદ્રી કહેવાય. જે બ્રાહ્મણ હોય તેણે તો તેવી તૃષ્ણા રાખવીજ ના જોઇએ. કહ્યું છે કે—

॥ असंतुष्टा द्विजा नष्टाः संतुष्टाश्च महीभुजः ॥

જે બ્રાહ્મણો અસંતોષી એટલે તૃષ્ણાવાળા છે તે નાસ પામેલા સમજવા. અને જે પૃથ્વીના પતિઓ સંતોષી છે, એટલે જે હોય તેમાં સંતોષ રાખી રહે છે, ને કાંઇ વધારેને ઇચ્છતા નથી, તે નાસ ન પામેલા એમ સમજવું.

સંતોષ જેને ના હોય તે નાસ પામેલો છે, એમ પ્રત્યક્ષ જણાઇ રહે માટે બ્રાહ્મણે તો ઘરમાં એકાદ દીવસનું અન્ન હોય તો બીજા ધંધા ઉપર ધાવું ના જોઇએ. તેણે સંતોષ રાખીને ઇશ્વરનું ભજન કરવું જોઇએ. કદી ઘરમાં ખાવાનું ના હોય તો દીવસનો એક પહોર ઇશ્વરની ભક્તિમાં ગાળીને સાર પછી પેટ ભરવાનો ધંધો કરવો જોઇએ. આ પ્રમાણે શાસ્ત્ર પણ આજ્ઞા કરે છે. માટે જે તેની આજ્ઞા ન પાળે તે નીચમાં નીચ કહે-

વાય. આ ઉપરથી જેને ઘણી તૃષ્ણા હોય તે દરીદ્રી એમ સમજીને તૃષ્ણાનો ત્યાગ કરવો અને સંતોષ ગ્રહણ કરવો એમ સમજવાનું છે. કેમકે—

॥ संतोषामृततृप्तानां यत्सुखं शांतचेतसाम् ।
कुतस्तद्धनलुब्धानामितश्चेतश्च धावताम् ॥

સંતોષરૂપી અમૃતથી તૃપ્ત થએલા શાંત ચીતવાળાને જે સુખ છે તે સુખ આમ તેમ દોડતા ધનાદિકની લાલચ કરનારાંઓને ક્યાંથી હોય.

જે સર્વ વાતે સંતોષ છે તેજ શ્રીમાન છે. જે ઘણું અન્ન ભર્યું હોય તે અન્નને નથી ઇચ્છતો, જેણે ઘણા વસ્ત્ર સંપાદન કર્યા હોય તે વસ્ત્રને નથી ઇચ્છતો, અને જેની પાસે ઘણું ધન હોય તે ધનને ઇચ્છતો નથી, એ વ્યવહારની રીતમાં સંતોષી ગણાય છે. પણ તેની પેઠે જે જે અન્ન, વસ્ત્ર કે ધન વીગેરે કાંઇ પણ પાસે ન હોય તેમ છતાં પણ કશી ઇચ્છા ન કરે તેજ ખરો સંતોષી કહેવાય. તેને કોઇ પણ વસ્તુની ઇચ્છા થાય નહીં. નાહોય તોપણ ઇચ્છા ના થાય એ તો મહા કઠણ કામ છે પરંતુ જે હોય તેમાં સંતોષ માને તોપણ તે સંતોષીજ છે. ઇચ્છા કરવી તે અસંતોષ અને ઇચ્છા ન કરવી તે સંતોષ. સંતોષથી જે સુખ થાય છે તે અવધી છે.

ધન, વસ્ત્ર, પુત્ર એમાંની કોઇપણ વસ્તુની અપેક્ષા રાખ્યા વગર ઇશ્વરને ઓળખવાનો ઉદ્યમ કરવો તેજ ખરો ઉદ્યમ છે. બાકી ધન કમાવું, ઘર ચણાવવુ, દીકરા દીકરીના વિવાહ કરવા, મોટાઇ મેળવવા, તથા નાતમાં નામ રાખવા માહાવરા કરીને તથા લાણાં કરીને ધામધુમથી ધન વાવરવું, મોટા અધીકાર મેળવવા, દુર દેશનાં દેશાટણ કરવાં અને તે સીવાય જે કાંઇ જગતના પ્રપંચ રચવા અને સાચું ખોટું કરવું તે કાંઇ ખરો ઉદ્યમ કહેવાય નહીં.

દ્રવ્યને માટે લોકો ઘણા ઘણા પ્રયત્ન કરે તોપણ તે મળતું નથી, તેથી ઘણું દુઃખ થાય છે. આમ તેને મેળવતાં દુઃખ થાય છે, મળ્યા પછી તેને સાચવતાં દુઃખ થાય છે, ચોર ચોરી જાય અથવા રાજા દંડી લે તેના વિચારથી દુઃખ થાય છે, અને મોટા મોટા વરા કરતાં વરી જાય તો ઓછું થયાની ચીંતા થાય છે. એમ અનેક દુઃખ આપનારૂં ધન છે. કેટલાએક તો ધનના લોભને માટે અતિ દુઃખ દેનારાં અધર્મનાં કામો કરે છે. ને પા-

પથી ડરતા નથી. તથા પરમેશ્વરને પામવાને કાંઇ પ્રયત્ન કરતા નથી. આ-વી રીતે પરમ તત્વરૂપ પરમેશ્વર મેળવવાને પ્રયત્ન નહી કરતાં બીજા પ્ર-પંચો કર્યા કરે છે તેઓ જીવતે મુઆ જેવાજ છે. માટે એવો બોધ આહી લેવો જોઇએ કે મળેલા ધન, વસ્ત્ર, અન્ન, પ્રજામાં સંતોષ રાખવો અને તૃષ્ણા રાખી બીજા પ્રપંચો નહી કરતાં પરમેશ્વરને ઓળખવા પ્રયત્ન ક-રવું. કેમકે તેને મેળવતાં સઘળાં દુ:ખ દૂર થાય છે અને પરમ સુખની પ્રાપ્તી થાય છે.

———:O:———

## જાણવાજોગ.

ખેતીના કામને ઉત્તેજન મળે એવી આ નીચેની ખબર હોવાથી પાટીદારોને તે અનુકુળ જાણી છાપી છે. જેથી કોઇ વિરલ પુરૂષ એમાં જણાવેલાં ઇનામો જીતવા પ્રયત્ન કરશે એમ ધારીએ છીએ. વળી ઘણી વખત કહેવામાં આવે છે કે ખેતીવાડીને ઉત્તેજન મળતું નથી તો તેમને આ ઉત્તેજન, ને ઇનામ જીતવાનો સોના જેવો વખત.

ધી અમદાવાદ મીલ ઓનર્સ એસોસીએશનની જાહેર ખબર—આ દેશમાં સારૂ રૂ પકવવાની જરૂર છે. માટે ધી અમદાવાદ મીલ ઓનર્સ એ-સોસીએશન તરફથી ખબર આપવામાં આવેછે કે પરદેશી ઇજીપ્સીઅન તથા અમેરિકન કપાસનું બીજ લાવી ગુજરાતમાં વાવી તેમનું નીપજાવે-લું રૂ મણ ૧) એક લાવી રજુ કરશે, ને ફલાણી જગેએ વાવેતર કરી નીપજાવેલું છે એવી ખાતરી કરી આપેથી તેવા રૂ નીપજાવા બદલ ઇ-નામના રૂ ૫૦) અંકે પચાસ એ રૂની કીમ્મત ઉપરાંત આપવામાં આવશે.

દેશી રૂ જેવુ કે કાનવી, લારીયું કાઠીઆવાડી, તથા વાગડમાંથી લાં-બામાં લાંબા તારવાળું રૂ જેતું હશે તેને ઉપર પ્રમાણે ખાત્રી કરી આ-પેથી ઇનામના રૂ ૨૫) તેની કીમ્મત ઉપરાંત આપવામાં આવશે.

આ ઇનામ સંવત ૧૯૫૭ ના વૈશાખ સુદ ૨ ને દિવસે બહાર પા-ડવામાં આવશે. માટે તે પહેલાં પંદર દિવસ અગાઉ નમુના નીચે સહી કરનારને મોકલી આપવા. મંગળદાસ ગીરધરદાસ પારેખ ઓનરરી સેક્રેટરી.

ઇંગ્લાંડની જનરલ પોષ્ટ ઓફીસમાંથી દરરોજ ચાળીશ ટન વજનના કાગળોની આવજા થાય છે.

લંડન શેહેરમાં દરરોજ ૫૭૪૦૦૦ છોકરા નીશાળે જાય છે.

મરનાર કરોડપતી બેરન હરસ ૧૮૭૦ ના વરસથી તે મરતા સુધી દર વરસે ત્રીશ લાખ પૌંડ ધર્માદા આપતો હતો.

રોમના પોપના મેહેલમાં અગીયાર હજાર ઓરડા છે, અને તેમાંના ઘણા ઓરડામાં સુરજનું એક કીરણ પણ જવા પામતું નથી.

એક સાધારણ માણસને એક વરસમાં દોઢ ટન વજનનું ખોરાક ખાણી જોઇએ છીએ.

—:o:—

## જ્ઞાતિ સમાચાર.

**કરમસદના રહીશ અને બોરસદ તાલુકાના પીપળાવ ગામની સરકારી સ્કુલના હેડ માસ્તર રા. જીવાભાઇ દાદાભાઇનો સ્વર્ગવાસ.**

જણાવવાને દીલગીરી ઉપજે છે કે રા. જીવાભાઇ દાદાભાઈનું પીપળાવમાં અકાળ મૃત્યુ થએલું છે. એ કરમસદમાં કેળવણી પામેલાઓમાં પ્રથમ સીનીયર હતા. જેથી કરમસદ ગામે કેળવણી પામેલું એક અમુલ્ય રત્ન ખોયું છે.

**મનહર.**

બાળને સુબોધ દઇ જીંદગી સુધારનાર,
શિક્ષક સુભેચ્છક સંસાર તરી ગયો;
ખ્યાતી પામ્યો સજાતી વિજાતીમાં પવિત્ર મીત્ર,
ઉભય હૃદયમાં કારી ઘા કરી ગયો;
વિદ્વાન વિચારવાન નિતિવાન ને જુવાન,
કેળવણી ખાતાનો હીરો હરી હરી ગયો;
આથી-સંતતિ સુધારનારી ધારણાનો ધારી ધારી
સજાતી સબંધીઓનો આનંદ ઉડી ગયો;

**દોહેરો.**

જરા અવસ્થાએ કદી જીવાભાઇ જો જાત,
તોપણ સાથી સર્વને થાત અંતર ઉત્પાત,
ગુણીયલ ભર વયમાં ગયો આપી સદ ઉપદેશ,
યાદ આવી ઉપકાર તે આવે છે આવેશ.

# લેઉઆ વિજય.

પુસ્તક ૨ જું. ડીસેમ્બર ૧૮૯૯. અંક ૮ મો.


## પદ.

નાથ કેશે ગજકે બંધ છોડાયો.—એ રાગ.

તજીને કુધારો સુધારો વધારો,
સજ્જન-સૌ માનોને બોધ અમારો; ટેક.
આપણા બાપદાદા જેહ કરતા તેહ વખત હતો ત્યારો;
ત્યારની ત્વારીખ ભાઇઓ તમે સૌ, અંતર વાંચી ઉતારો.—સજ્જન સૌ૦ ૧
વળી જઈ પૂછો વૃદ્ધને આજે, તો કેશે દુઃખ હજારો;
પણ હમણાં પ્રભુ પ્રસન્નતાથી, વાજ્ઞ આજા એક આરો.—સજ્જન સૌ૦ ૨
એ દુઃખથી છુટા થૈ એ જ્યારે, લાગ આવ્યો આવો સારો;
ત્યારે તમે શા માટેરે ભાઈઓ, કરો નહિ આપ સુધારો.—સજ્જન સૌ૦ ૩
જુઓને બીજા કેવા મચ્યા છે, કરવા જ્ઞાતિ સુધારો;
સઘળું સુખ સમજી છે એમાં, તજી દો વેમ નઠારો.—સજ્જન સૌ૦ ૪
માણસનો મુખ્ય ધર્મ કયો છે, કયો ધારો કુધારો;
આ ભવનમાં તરવાનો મારગ, છે જાણવામાં વિચારો.—સજ્જન સૌ૦ ૫
બીજા દેશના સુધરેલા માણસ, ભોગવે છુટ હજારો;
એ તણું કારણુ જાણીને સર્વે, ન વિદ્યાભ્યાસ વિસારો.—સજ્જન સૌ૦ ૬

—:O:—

## મંદાક્રાંતા

ઉઠો ઉઠો અવસર જરી હામ હૈયેજ રાખી,
લેઉઆનો ઉદય કરવા દેશ શુરોજ દાખી;
જોતાં જ્યારે સરવ દિશામાં જ્ઞાતિ સર્વેજ આરી,

ને રૂડી સુધરતી વળી તીર ચાંગેછ કારી.
સુધારો કેમ વિસરી જતો જોઉ હું ગ્નાતિને આ?
વિદ્યા, વેપાર, અરથ, સર્વે શું ખરે એ બીજાનાં?
ગ્નાતિલાનેજ જગત કર્તા કેમ તેં રોવડાવ્યા?
પાપોઠીયાજ જનમ તણાં આમ આડેજ આવ્યા?
ના ના ભુલો સરવ નિજની દોષ શે દો બીજાને,
મિથ્યાભિમાનજ દુરગુણે માર દીધો બધાને;
માટે ચાલો તુરત ભણવા સર્વ કષ્ટોજ નાસે,
વિદ્યા રૂપી અનુપમ ધને ગુણ સર્વે ગવાશે.
ઉદ્યોગે સૌ તનમન અને ધૈર્યથી ખુબ ધાઓ,
જાઓ નાતાલ જરમનીને ચીન જાપાન જાઓ;
છોડીને આળસ બધી તમે આજ તૈયાર થાઓ,
લેઊઆનો વિજય સરવે દેશમાં તો ગજાવો.

ન૦ ૬૦

———:૦:———

## લવાજમની ઢીલ કરનારને વીગ્નપ્તી.

વર્ષે બીજાના વાંચ્યા, અંક સાત આ પત્ર તણા આપે;
હવે લવાજમ આપો, ટટળાવોના વિષાદ ઉર વ્યાપે. ૧
ગ્નાતિ સુભેચ્છક કામે, ગાંઠ ગુમાવો ખરૂં ઉચરનારી;
ઉદાર વૃતિ ભારી, છુપાવસોના છુપી ન ન્હેનારી. ૨

મનહર.

સામાને દબાવવાને, સારો કે નઠારો ધારો,
પ્રીતે પાર પાડવાને, શબ્દ નહીં સાંખશો;
અદેખાઈ અધીરાઈ, થી અતીસે અકળાઈ;
સીખામણ સુણી, બીજે કાને કાઢી નાંખશો;
પોતાનું અહીત તોય પારકાને પીડવાને,
અપાર પ્રપંચ પાપ ઊદરમાં રાખશો;
દાવ વાળવાને તારો—સ્વભાવે સ્વરૂપે સૌરી,—ફીજરઈ.
દેખાત દેખાસે નહીં, અદેખાની આંખસેં— ૧

તડા તડી કરી તડ પાડસો તડક તેમાં,
સગાં સંબંધીમાં ભાઈ, ભાર બોજ ભાગશો;
દેખા દેખી અંતરમાં, આણી અભીમાન ખાલી,
ખરચથી સંતતીને, કરજમા નાંખશો;
અનુભવી અદેખાઈ, અતી વીખવાદ વાળી,
પ્રજા પાકવાથી ખોટી, આદત્ત વીશેકસો;
(માટે) આબરૂ ગુમાવનારાં, નાદારીમાં લાવનારાં;
એવાં તડ તડુડી તડાક તોડી નાંખશો. ૨
બાળકીની કેડે બાપ, બાપડા બે હાલ થાય,
દેવે ડુબી જાય તોય, થાય ના સમાસજો;
અછતથી બાપડાના, બાળક કુંવારા રહી,
છતે છોરે થતો હોય; વંશનો વીનાસજો;
દેખા દેખી માન અભીમાનથી વરાની વેઠ,
ઠેઠ સુધી ટળે નહીં, એવો હોય ત્રાસ જો;
કુપદમાં મૂકી હદ, કદનો જે માને મદ,—૧—કદ—કુળ.
એવાં તડ તડુડી તડાક તોડી નાંખજો. ૩

### ઉપેંદ્રવજ્રા.

તડા તડીથી તડજે થવાનું, તડાક તેના તડ તુટવાનું;
તડવી તજે તામસને તડાકા, પડે પડાકા તડના ભડાકા. ૧

### આદીંન.

જોશી—સુતાસ્વતું લગ્ન ઠરાવવાને, જોષી તપાસી બહુ પોથી એને
ખગોળનાં પૂર્ણ પ્રમાણ લે, છે, રાંડી સુતા તો પણ ઘેર હેછે. ૨
વૈદ્ય—દર્દો તપાસી દુઃખ કાપનારા, અચેતને ચેતન આપનારા;
રોગે રૂંધાઈ મુયલા પરાંણે, વૈદો વળાવ્યા બહુએ મસાંણે. ૩

### પાટીદારો કેવા છે.

મળ્યે જીવે જો જીવ જાય તોય, હઠે ન પાછા સુભ કામમાંય;
પડયે ઘણા સંકટમાં ઊગારે, વર્દાન છે એ શીર પાટીદારે. ૪

### "ગધારસી"

છ છોકરાંથી બહુ સંપતીથી, વીચારવંતી નીજની ગતીથી:
છકી ફર્યાં તો પણ એક ઠાણે, બન્યુ નીચે લેખ લખ્યાં પ્રમાણે ૧

મનહર

આભીમાની મનુષ્યને છોકરા .છ થયા તેથી,
ફુલ્યો ફુલ્યો ફરે ગામ અને પરગામમાં;
છૈયાંને ઉછાળે ખોળે બેટા કહી બચ્ચી કરી,
પરણાવી તેઓને તે ચઢયો ઘણો તાનમાં;
તેવે એક નાસી ગયો એક સાધુ થઈ ગયો,
એક મરી ગયો મોતે પ્રીતે મદ્યપાનમાં;
બે છોરે દેવાળું કાઢયું છઠો છોરો ગાંડો થયો,
ત્યારે અમુઝાઈ મુઆ ગામમાં બે ભાનમાં

ભુજંગી

તમે સ્હાયતા જેની પામો સદાય,
નહીં માનસો કીંમતી તે કદાય;
જુદાઈ થશે તે થકી જોતમારી,
સદા સોચસો આપ પોતે વીચારી. ૧

———:o:———

## મિત્રાચારીનો હક.

ઈંદ્રવિજય

ઉચની સોબત આગળ ઉપર કોઈક વાર ફતે કરવાની,
સ્હેજ સમાગમ ના કરસો નીચ સોબતથી નુકસાની થવાની;
લાયક ને ફળ દાયક સોબત જાત સમાન ન હોય બીજાની,
તે સરખી પરખી હરખી કર બે ત્રણ ના પણ એક સખાની. ૧

———:o:———

## "ડગલી તેવડી નહીં તો બેવડી સીવડાવો"

મનહર

**બાળક**—બાળક બીજાને જોઈ બાળક એક બોલ્યુ બાપું,
મારે માટે એક આજ કેડીઊ કરાવોને;
**સ્ત્રી**—ઘરનો ગરીબ તેથી સાંભળી વીચારી રહ્યો,
ત્યારે તારૂણી તડૂકી લુગડુ તો લાવોને;
**બાપ**—તારા કહ્યા વીણુ આજ એજ હું વીચારમાં છું,
તાણમાં છે હાથ નથી તેવડ નભાવોને;

બાળક—બાપનો બચાવ જાણી બાળકએ બોલ્યું બોલ,
તેવડ નથી તો બાપુ બેવડું બનાવોને. ૧

નપળાયતે પાક

ભેળી ભાણી ભોજનની રીત ભાન. યવનોની,
સ્વચ્છતા રહીત માની મનમાં મુઝાઓછો;
છોકરાનું છાંડેલું તે છેક કામનું ન માની,
તુ તુ કહી કુતરાની ચાંટમાં મુકાવો છો;
પોતાનું પીધેલું પાણી બીજાને ન પાતા પોતે
ખાલી કરી પ્યાલો પછી બીજુ પાણી પાંઓ છો;
તો હુકામાં પાઈ પીને લાખો માનવીનીલાળ,
ચટાડી બીજાને સાને ચાટવાને ચાહોછો. ૨
ખાધાથી તમાકુ ખરે દાંત તો ખરાબ થાય,
પીધાથી ખાધામાં વધુ વટાળ જણાય છે;
ફુકારી તમાકું કોણે ચુનામાં પાણી છે કોનું,
નપળાયું તેટલુંજ પાક તો જણાય છે;
સ્વાર્થે અસ્વચ્છતાને દોષ ન ગણાય નામ,
કીરમજી જીવ જુઓ દાંતમાં રખાય છે,
ઘસીને પીએ છે ઘેર ઘેર સાબરનું સીંગ,
હાડકાં તથાપી કોટે, હાલરે રખાય છે. ૩

જે. ગો.

—:o:—

## પ્રમાણિકપણું એ સર્વોત્તમ નીતી છે.

એક રાજ્ય નીતિજ્ઞ પુરૂષ જેને કૃષિ ઉપર અત્યંત પ્રેમ હતો, તેણે પોતાની પડોશમાં રહેનાર એક સદ્દગૃહસ્થ પાસેથી એક ગાય ખરીદ કરી. તે સદ્દગૃહસ્થ આ ગાયને પેલા મહાન્ પુરૂષને ત્યાં બીજે દિવસ મોકલવાનો હતો. બીજે દિવસે જ્યારે તે રાજ્યનીતિજ્ઞ પુરૂષ પ્રાતઃકાલે ફરવા નીકળી પડયો, ત્યારે તેજ ગાયને તેની હવેલી તરફ બળથી ખેંચી જતા એક છોકરાને તેણે જોયો. પણ અરે! તેનો પ્રયત્ન મિથ્યા ગયો. કારણ કે તે ગાય એટલી તો મંદમસ્ત અને સ્વેચ્છાચારી હતી કે તે છોકરો તેને બીલકુલ દોરી શકતો નહિ.

પેલા રાજનીતિજ્ઞ પુરૂષને નહિ ઓળખવાથી તે છોકરાએ તેને બુમ મારી "ઓ ભાઈ, કૃપા કરી અહીં આવો, અને આ પ્રાણીને દોરવામાં મદદ કરો તો બહુ સારૂ" તે પુરૂષે તો ધીમે ચાલવાજ માંડ્યું, જાણે કે તેણે કંઈ સાંભળ્યુંજ નથી; પણ પેલા છોકરાએ તો મદદને માટે બુમ માર્યાજ કરી. આખરે જ્યારે તે છોકરાએ જાણ્યું કે હવે હું આ ગાયને પકડી રાખવાને અશક્તિમાન છું, ત્યારે તેણે ઘણા દુઃખના આવેશમાં કહ્યું "અરે ભાઈ, અહીં આવો અને કૃપા કરી મદદ કરો, મને જે મળશે તેમાંથી હું તમને અર્ધ ભાગ આપીશ."

તે રાજનીતિજ્ઞ પુરૂષ તેની પાસે ગયો, અને મદદ કરી. ગાયની પાછળ ધીમે ધીમે તેઓ બન્ને ચાલતા હતા; તે વારે પેલા રાજદ્વારી પુરૂષે તે છોકરાને પુછયું, "આ કામને માટે તને કેટલા પૈસા મળશે?

"કૃપાવંત, હું જાણતો નથી," તેણે ઉત્તર આપ્યો, "પણ હું ધારૂછું કે નિઃશંસય કંઈક પણ મળશે, કારણ કે તે હવેલીમાં વસનાર સજ્જનો દરેક જણ તરફ પ્રેમ પૂર્વક વર્તે છે."

તે હવેલી પાસેની ગલી આગળ તેઓ આવ્યા તેવામાં આ ગૃહસ્થ ત્યાંથી એકાએક સટકી ગયો, અને જુદે રસ્તે થઇને પોતાને સ્થાનકે આવી પહોંચ્યો. એક નોકરને બોલાવીને તેના હાથમાં એક સુવર્ણ મહોર આપી અને બોલ્યો, "ગાય લાવનાર છોકરાને આ આપજે."

પછી તુરતજ આ ઉદાર ગૃહસ્થ પાછો વળી જે જગ્યાએથી તે છોકરાને મુકી સટકી ગયો હતો, તેજ જગ્યાએ આવી ઉભો, અને પેલો છોકરો પાછો પોતાને ઘેર જતો હતો તેને મળ્યો.

"ભાઈ, તને શું મળ્યું?" તે ગૃહસ્થે પુછયું.

"અર્ધો રૂપીઓ" છોકરાએ જવાબ આપ્યો, "અને તેમાં આપનો અર્ધો ભાગ છે."

"પણ નિઃશંસય તને અર્ધા રૂપીઆ કરતાં વધારે મળ્યું છે" તે પુરૂષે કહ્યું "નાજી," તે છોકરાએ કહ્યું, જે મને મળ્યું છે તે આ રહ્યું; અને હું "ધારૂ છું કે મારી મહેનતનો બદલો મને સારી રીતે મળ્યો છે."

"પણ હું ધારૂં છું કે તેમ નથી થયું," તે ગૃહસ્થે ઉત્તર વાળ્યો," આમાં કંઈક ખટપટ થયેલી મને લાગે છે, અને જો તુ પાછો ફરે તો હું ધારૂં છુ કે તને કંઈક પણ વધારે મળશે, કારણ કે તે હવેલીમાં વસનાર ગૃહસ્થ મારો મિત્ર છે."

તેઓ પાછા ફર્યા, ગૃહસ્થે ઘંટ વગાડયો અને બધા નોકરોને ત્યાં આગળ એકઠા થવાની આજ્ઞા કરી.

પછી આ ગૃહસ્થે તે છોકરાને પુછ્યું "હવે આ બધા નોકરોમાંથી તને કોણે અર્ધો રૂપીઓ આપ્યો તે કહે."

"પેલા માણસે આપ્યો" કહી પોતાની આંગળી વડે એક નોકરને તેણે બતાવ્યો.

તુરતજ તે નોકર પોતાના શેઠને પગે પડયો, પોતાનો અપરાધ કબુલ કર્યો અને માફી માગી; પણ તેના શેઠે તો પેલા છોકરાને સુવર્ણ મહોર આપવાની અને પોતાની નોકરી તજવાની એકદમ આજ્ઞા કરી અને કહ્યું કે "નોકરી અને આબરૂ એ બંન્ને તેં તારી લુચ્ચાઇથી ખોઈ છે. ભવિષ્યને માટે યાદ રાખ કે **"પ્રમાણિકપણું એ સર્વોત્તમ નીતિ છે."**

ગાયને દોરવામાં પોતાને મદદ કરનાર પુરૂષ કોણ હતો તે હવે તે છોકરાને માલુમ પડયું. અને તે ગૃહસ્થ તે છોકરાના સૌજન્યથી તથા પ્રમાણિકપણાથી એટલો બધો ખુશી થઈ ગયો કે તેણે તેને પોતાના ખર્ચથી નિશાળે ભણવા માટે મોકલવા માંડયો.

નં૦ ૯૦

——:o:——

## ખેતી.

ખેતી એ માણસ જાતને સર્વથી વધારે અગત્યની તેમજ જીવનભુત ચીજ છે. એના વડે અનેક જાતના પદાર્થો માણસ જમીન મારફત પેદા કરી શકે છે, વધારી શકે છે, ને ઉતરતી સ્થીતિમાંથી ચઢતી સ્થીતિમાં લાવી શકે છે, ખેતીના સાધનથી માણસ પોતે તેમજ બીજાં પ્રાણી સારી રીતે ગુજરાન ચલાવી અનેક સુખોનો ઉપભોગ કરી શકે છે. દેશ દેશની હવા ને જમીનના પ્રમાણમાં ભીન્ન ભીન્ન રીતે ખેતીવાડી કરવામાં આવેછે. તથા જુદી જુદી જાતનાં ફળ, ફુલ, અનાજ, શાકભાજી, વગેરે ચીજો પકવવામાં આવેછે. આપણો દેશ અસલના વખતથી ખેતીની પેદાસને માટે પંકાયલો છે, આ દેશમાં રૂતુ સમાન છે, જમીન અનુકુળ છે, અને કુવા, તળાવ, નદીયો, વગેરે પાણીનાં સાધન પણ જેટલાં જોઈએ તેટલાં આવી રહેલાં છે. આમ છે તો પણ ખેતી સારી હાલતમાં છે એમ કહી શકાય નહીં. હાલના વખતમાં બીજા દેશોમાં ખેતીવાડી સંબંધી ઘણા સુધારા

થયા છે, પણ આ દેશમાં અસલથી ચાલતી આવેલી ઢબમાં જરા સુધારે, થયો હોય તેમ જણાતુ નથી. આપણ સર્વે કોઈ હીમતથી કહી શકીએ કે જો વિલાયત અને અમેરીકાના ખેતીકારોની માફક તન મનથી ખેડુનો અભ્યાસ કરે ને નવીન પાક પેદા કરવાની કોસીશ કરે, તથા જમીનની કેળવણી વધારે સંભાળથી કરે, તો બેશક હાલ કરતાં વધારે જથામાં પાક થવાની અને નવી જાતના છોડ, અનાજ, ફળાદી વગેરે ઉત્પન્ન થવાની ખાતરી છે. આખા હિંદુસ્તાનમાં ગુજરાત દેશ પાકને માટે પેહેલો નંબર ધરાવે છે, ને તેમાં વળી ચરોતર સૌથી ઉત્તમ છે. ચરોતરની જમીન વધારે રસાળ છે ને ઘણી જાતનાં અનાજ સારા જથામાં પેદા થાય તેવી અનુકુળતાવાળી છે. સર્વથી વધારે ખુશ થવા જેવું તો એ છે કે તેમાં મેહેનત કરનાર લોકો આપણા લેઉઆ પાટીદાર જેઓ મેહેનતને વાસ્તે વખાણાયલા છે તેઓ છે. ચરોતરની વાવેતર તેમજ બીજી જમીનના માલીકો ઘણા ખરા તેઓ પોતે છે. વળી ગામોમાં જથાબંધ વસ્તીવાળા છે તથા હરેક ગામમાં આગેવાન તરીકે હોઈ આગળ પડતા પણ છે. આમ છતાં જેમને તેમ અસલી રીવાજ પ્રમાણે ખેતીનું કામ ચાલ્યુ જાય છે તેનું કારણ શું હશે? એ આપણે વીચારવું જોઇએ. આખી દુનીયાનો બગીચો જેમના હાથમાં આવ્યો છે, તે લોકો તેમાં ફતેહ પામતા નથી ને માત્ર એકજ રસ્તે ચાલ્યા જાય છે એમાં શું ગુચવેડા ભરાઈ પેઠા હશે વારૂ!!! એ ગુચવેડા કંઈ તેમાં તેમની મેહેનતની ખામી અથવા ખોટાં વ્યસનોમાં દબાઈ આળસુ રહેવાની ટેવ તે નથી. પણ માત્ર અગ્રેસરોની ઉદારતા ને ઉત્તેજનની ખામી છે બહોળી જમીનવાળા માણસોને સર્વ પ્રકારની સગવડ હોય છે, તેવા ગ્રહસ્થોએ બીજા ગરીબ ભાઇઓને ઉત્તેજન માટે ઘણુ કરવાનું છે, તે તેઓ કરતા નથી ને પોતાની અકલનો તેમજ મળેલા પૈસાનો ગેર ઉપયોગ કરે છે. તેથી આવી દુરદશામાં ખેતીવાડી રહી ગયેલી છે. જેમ કોઈ અકલમંદ છોકરો નાઉમેદ માબાપને ઘેર જન્મો હોય, ને તેને ભણાવી ગણાવી કેળવણીમાં આગળ પાડવાથી બે નશીબ રાખવામાં આવે, તેવો દાખલો ચરોતરની જમીન અને પાટીદારો વચ્ચેનો કહી શકાય તેમ છે.

આજકાલ દેશ પ્રત્યે રાજ્યની શાન્તી, કેળવણીનો પ્રસાર, અને વસ્તીનો પુષ્કળ વધારો છે. તેવા સમયમાં જે જે લાલો મેળવી શકાય,

નેત્રો કદી પણ મેળવવાનો વખત ફરી ફરી આવે નહીં. એ સોના જેવો વખત કોઈ વીર પુરૂષના મનમાં જગા કરી શકયો નથી. એ આપણા દેશના લેઉઆ બધુઓને વાસ્તે ઘણું દીલગીરી પેદા કરનારૂં છે. કેળવણી લઈ માત્ર નોકરીપર આધાર રાખવો ને લીધેલી કેળવણીનું સાર્થક કંઈજ ન કરવું એ એવી જાતની કેળવણી લેનાર ગૃહસ્થોને નીચું જોવનાર છે. આથી લખનાર એમ કહેવા માગતો નથી કે તેમણે નોકરી ન કરવી ને ગાંઠનું ગોપીચંદન ખોઈ મળેલી રોજી પડતી મુકી એકદમ ઝંપલાવી આગળનાં ભવીષ્ય માટે ખેતીને સારા પાયા ઉપર મુકવા વળગી પડવું. પણ મારૂં કહેવું એટલુંજ છે કે સરકારે એગ્રીકલચર કલાસ ઉઘાડયા તેમાં કેળવાયલા પાટીદારો તથા વીલાયત જઈ અનુભવી જ્ઞાન મેળવી આવનાર ગૃહસ્થો ત્યાંની રીત રસમથી આ દેશના તેમજ ખાસ આપણા ચરોતરના દેશી ભાઈઓ તથા પોતાના જ્ઞાતી બંધુઓને માહીત ન કરે ને ચોપડીનું શીખેલું ચોપડીમાં તથા અનુભવથી મેળવેલું મનમાં રાખી તેનો કંઈ ઉપયોગ ન કરે તો તે થોડા ખેદની વાત નથી.

પોતાનો વખત પોતાના ધંધામાં રોકતાં તેમાં થોડી કરકસર કરી કેટલોક બચાવવો જોઈએજ. ને તેવા બચાવેલા વખતમાં પ્રથમ લખાણોથી પેપરો ગજાવી મુકવાં જોઇએજ. જો કદાપી તેથી ખાતરી પુર્વક ફાયદો ન જણાય તો પુસ્તકો દ્વારા દેશી ભાષામાં સરળ ઢબથી મેળવેલું જ્ઞાન અજવાળામાં લાવી તેનાં રૂડાં ફળ ખેડુતો ચાખે તેમ કરવું જોઇએ. પણ દીલગીર છીએ કે આટલા વરસથી ઘણા ગૃહસ્થો કેળવાયા છતાં કોઇએ એ વીષય સુધવાને લોકોના મગજમાં ઉતારવા મેહેનત કરી નથી.

આવી તક અને સાહીત્ય જો બહોશ યુરોપીયનોના હાથમાં આવી હોય તો જરૂર ખાત્રીથી કહી શકાય કે તેઓ તેનો ઉપયોગ કર્યા વગર રહે નહીં. આના સંબંધમાં કોઈ તકરાર ઉઠાવે કે ખેતી થાય છે તેમાં નવું શું કરવાનું છે. લોકોને ખેતી માટે શું બતાવવાનું છે, તેને માટે એટલુ જણાવવાનું છે કે જે જે ખામીઓ છે તે ઉઘાડીને તરત જાણમાં આવે તેવી છે. પ્રથમ હથીયારો સંબંધી સુચનાઓ બતાવવી અગત્યની છે, જેથી થોડી મેહેનતે કામ વધારે થાય છે. એટલુંજ નહીં પણ થોડે ખરચેને ન બની શકે તેવાં કામ પાર પડે છે. ખેડવું, વાવવું લણવું, ઘાસથી અનાજ છુટુ પાડવું, કુવા તળાવ નદીઓમાંથી પાણી ખેતરોમાં લેવું એ

કામનાં સાધનો બીજા મુલકોમાં વપરાય છે, તે કેવી હાલતમાં છે, ને કયાં આપણને અનુકુળ છે, તે જાહેરમાં લાવવું ઘણુ જરૂરનું છે.

આપણા દેશમાં જમીન ખાતર માગે છે, ને તે વગર જોઇએ તેવી રસાલ પાકતી નથી. જેથી ગરીબ ખેડુતો ખાતરની મોંઘવારીને લીધે તેનો ઉપયોગ કરી શકતા નથી, તેથી ઘણી મેહેનત કર્યા છતાં પાક ઉતરવામાં મોટી અડચણ નડે છે, તો તે સંબંધી થોડા ખરચમાં વધારે ખાતર નાખવા જેવા ઉપાય તથા મેળવણીનાં ખાતરોના ઉપાય ઉપયોગના છે.

કુવા ખોદાવવાના સંબંધમાં મોટી અડચણ એ છે કે કુવો ખોદે તે જગાએ પાણી પુરતુ નીકશે કે નહી. તથા પાકને અનુકુળ પાણી તે જગામાં હશે કે શી રીતે? તથા કુવો ખોદવામાં ખરચ કમી શી રીતે થાય તેવા ઉપાયો, જેના શોધ હાલ થઈ ચુકેલા છે, તે દર્શાવવા એ ખેડુતો તથા ખેતીની ઉન્નતી કરનાર છે.

વળી દરેક ગામમાં ખેડુતોને જમીનદારો ઉપરનાં સાધનનો મેળવવા શક્તીવાન થાય તેને માટે તેમની એક સંપી સભાઓ સ્થાપન કરી તેમાં અમુક સારે માઠે અવસરે કંઈ રકમ બક્ષીશ આપી દેશાવરના સુધારા જાણવાની સગવડે કરે, તથા અખતરા કરી જોવા ખરચની સગવડ કરે, એવા ઉપાયો બતાવવાની હીમત કોઈ જ્ઞાતી બંધુ હજુ સુધી માથે લઈ પોતાનું નામ અમર કરવા બહાર પડયા નથી, તે દરેક ગામના અગ્રેસર જમીનદારોને શરમમાં નાખનાર બીના છે. માટે આશા રાખીએ છીએ કે કોઈ પણ પહેલ કરનાર નીકલશે. આપણે હજારોનાં ખરચ કરીએ છીએ. ને બાળ બચ્ચાં હમેશ હેરાનગતી ભોગવે તેવા પણ દાખલા ઘણા જોવામાં આવેછે, તો આ જાતનાં જુજ થોડાં ખરચ ચાલુ કરશો ને નવીન પેદાશો કરવા હવે પછીની પ્રજાને રસ્તો બતાવશો, તો તેમને માટે લાખોની પુંજી મુકી જવા કરતાં તેમને વધારે ઉપયોગી થઈ પડશે.

એક દાખલો હાલ તાજો જોવામાં આવેછે તે હરેક જણના જાણવામાં છે. તે અહીં હું રજુ કરૂંછું. થોડાં શૈકાં અગાઉ આપણા દેશમાં તમાકુનો પાક થતો નહોતો. ને તેનુ નામ પણ કોઈ જાણતુ નહોતું. પણ મુસલમાની અમલમાં તમાકુ આ દેશમાં આવીને ને તેનો પાક આ દેશમાં થવા લાગ્યો. આ દેશની જમીન તમાકુને એટલી તો અનુકુળ પડી ગઈ કે હાલમાં આપણા ચરોતરમાં મુખ્ય વાવેતર તમાકુનું થઈ પડયું છે, ને

તેનાવડે લોકો પોતાનું મોટુ ખરચ અદા કરવા લાગ્યા છે. હરેક ગામમાં થોડું ને ઘણું તમાકુનું વાવેતર થાય છે ને થાયછેજ. વળી તે કામમાં ખેડુતો જોઇએ તેટલા માહીત થઈ ગયા છે, આથી પ્રથમના શોધ કરનારને કેટલો શ્રમ પડ્યો હશે। તે આપણે વીચાર કરવો જોઇએ. ને તેનો થોડો ભાગ આપણે મેહેનત લેવા વીચાર રાખવો જોઇએ કારણ એવી જાતની નવી ખેતી દાખલ કરવાનો હાલ ઘણો અનુકુળ વખત છે.

લેઉઆ પાટીદારોની દરેક ગામમાં સંખ્યાબંધ વસ્તી છે ને તેમનો મુખ્ય ધંધો ખેતી છે. કદાચી કોઇ કોઇ કુટુંબના ગૃહસ્થો ભણી ગણી નોકરી કરતા હશે, વેપાર કરતા હશે, અથવા બીજો ધંધો કરતા હશે, પણ તેમને ઘેર જમીનો તો જરૂર હશેજ ને પેદાશ પણ આવતી હશેજ. તો એ કામમાં શામાટે કાળજી ન કરવી ને તેને ખીલવવાના ઉપાય કરવા, તે નવાઇ જેવી વાત છે. થોડામાં થોડું કહીએ તો પાટીદારોએ પોતાના ખાનગી ખરચે ચરોતરમાં ખેતીવાડીના વિષય માટે પોતાનાં છોકરાંને ઉત્તમ જાતની કેળવણી આપવા સારૂ પ્રથમ એક નાની નીશાળને સગવડે મોટી કોલેજ ઉઘાડવી જોઇએ. જેમાં માત્ર ખેતીનું કામ એકલુંજ શીખવવામાં આવે ને શીખનાર છોકરાઓને રહેવાનું ખાવાનું પીવાનું, તથા તમામ ખરચ મળે ને સંપુર્ણ અભ્યાસ કરી શકે તેવો બંદોબસ્ત કરવો જોઇએ.

કોઇ કહેશે ખરચ ક્યાંથી લાવવું? જવાબમાં એક સારૂ ફંડ થાય તેવી ગોઠવણ કરવી તે એ કે પંચકી લકડી એકકા બોજ એ કહેવત મુજબ સારે અને નરસે ટાણે ધરમાઉ રકમ તેમાં ભરાય તેવો બંદોબસ્ત ઘણા ગામના પાટીદારો ભેગા થઇ કરે, ને તેમાં ઠરાવો, નીયમો, ઘડી થોડી મુદતમાં પૈસા થાય તેમાંથી ઘટતો નીયમ ઠરાવી ખરચ ચાલુ કરે તો જરૂર લાભ થાય. આ કામમાં ગાયકવાડ સરકાર અને અંગ્રેજ સરકાર જરૂર મદદ કરે એવી આશા રખાય છે. માત્ર વાર પ્રયાસની છે. કોઇ બાહોસ ગૃહસ્થ મેહેનતનું કામ માથે લઇ તમામ ગામના મુખ્ય આગેવાનો તથા નોકર વર્ગને એકઠા કરી આ કામ યોગ્ય સ્થળે સ્થાપન થાય તેવી કોશીશ કરશે તો બની શકે તેમ છે. આવા શુરવીર નરનું નામ ચંદ્ર સુર્યે તપે ત્યાં સુધી કાયમ રહે એમાં કાંઇ શક નથી. જો તેના મનમાં એમ વિચાર થાય કે ભેગા થવા ખરચની જરૂર છે, તો તેને માટે ગોઠવણ

એમ જોઇએ કે જે ગૃહસ્થો ભેગા થાય તે પોતાની મરજી મુજબ તે દિવસના ખરચમાં આપવા આચકો ખાશે નહીં, ને સભામાં હાજર થવા પણ ચુકશે નહીં.

આ કામ માથે લેનાર ગૃહસ્થે પ્રથમ મોટા મોટા પુરૂષોના અભીપ્રાય માગવાને પછી યોગ્ય સ્થળ ઠરાવવું. પછી ત્યાં ભેગા થવા આમંત્રણ કરવાં ને દિવસ કામ પણ તેમાં જણાવવાં જોઇએ. આ રીતે સ્કુલ સ્થાપન થયા પછી તેની મારફત સભાઓ ભરવા ને છોકરાંનો અભ્યાસ વધારવા તથા ખેતીવાડીના કામનાં સાધનો શોધવા સેહેલાઇથી શગવડ શરૂ થશે.

એવી રીતે સ્થાપન કરેલી સ્કુલમાં માત્ર પાટીદાર કોમના છોકરાઓને ખેતીવાડીની ઉંચી કેળવણી આપવાનું કામ ચાલુ કરવા ખાસ ગોઠવણ હોય તો વધારે ઉમંગથી લેઉઆ બંધુઓએ કામમાં ભાગ લેવા તૈયાર થશે. સંપ વધશે, ને આગળ જતાં નવીન જાતની પેદાસો ઉત્પન્ન કરવા હવે પછીની પ્રજા શક્તીવાન થશે. લાખો રૂપીઆની દોલત એકઠી કરી છોકરાંને શોંપી જવા કરતાં આવા કામ ઉઠાવનાર ન ખુટે તેવી દોલત પોતાની પાછળની વસ્તીને સારૂ મુકી જાય છે તે વિચારવું સહેલ લાગશે.

જો આવો રસ્તો હાથ લાગે તો ખેતીવાડી આબાદીમાં આવે ને ચરોતરની હરીફાઇ કરનાર મળવું મુસ્કેલ પડે, જાત જાતનાં નવાં કામો નીકળે, ને વગર ધંધે બેશી રહેનાર ખેડુતો પોતાની આબાદીમાં આવી એક બીજાનું જોઇ તેની નકલ કરવા મંડી પડે, તથા ખેતીના કામથી કેળવાયલા ગૃહસ્થો પણ તેમાં ભાગ લેવા ઉભા થાય, તે નિરવિવાદ છે.

અમેરીકા અને યુરોપના સુધરેલા ખેડુતો તેમનાં દરેક ગામોમાં નવા નવા શોધ કરવા અને ખાતર, હથીયારો સુધારવા તથા પુરતુ પાણી મેળવવા હમેશ પ્રયત્ન કરે છે. સભાઓ સ્થાપન કરે છે, ને તેના ખરચને વાસ્તે ઘટીત વ્યવસ્થા ગોઠવે છે. હરેક ખેડુત તેવા ફંડમાં કંઇને કંઇ રકમ ભરવા ઘણા ખુશી હોય છે, ને સારી રીતે સમજે છે કે ઘણા જણના એકઠા પ્રયાસથી એક જણથી ન બની શકે તેવાં કામ પાડી શકાય છે. તો તે પ્રમાણે આપણા દેશના તેમાં ખાસ ચરોતરના ગામોમાં શા માટે ન બની શકે? કૃશીકારોને પ્રથમ ઉદભીજ વીદ્યા અને જમીનના રસ કસની માહીતી મેળવવાની વિદ્યાની જરૂર છે. તેનીજ કેળવણી બાળકોને આપાય

તેવી શાળા લાભ કારક નીવડ્યા વગર રહેજ નહીં, એ ખાત્રી ભરેલું છે. હાલની હાલત તપાસીએ તો તમામ કૃશીકારો અભણને વગર અનુભવ-વાળા હોય છે. વળી તેઓ કેળવણી અને જ્ઞાનની ખોટને લીધે વગર સમજે આડે માર્ગે ખરચ કર્યા જાય છે પણ પોતના હમેશના સુખનો વિચાર કરતા નથી. નાત જાતના ખરચમાં જ્ઞાન માર્ગ વિચાર કર્યા વગર પોતાની શક્તી ઉપરાંત એક બીજાની હરીફાઇ કરે છે. પુનદાન કરવામાં પણ જે ખરચ કરવામાં આવેછે તે નીતી શાસ્ત્રને અનુસરી થતું નથી. માત્ર દેખા દેખી ને બીજાને દબાવવાના હેતુથી તેઓ માંહેલા ઘણા કરેછે. લગ્ન પ્રસંગે ભાટ, બ્રાહ્મણ, હીજડા, ઢમાળીયાને સેહેલથી આપી શકે છે, ને મરતી વખત પણ પોતાની મીલકતના પ્રમાણમાં તેવેજ રસ્તે પુનનાં ખરચ કરવા રીવાજ પડી ગયો છે. એથી માત્ર ચડશા ચડશી વધે છે, કુસપ પ્રવૃત થાય છે, ને પાછલી પ્રજા દુખમાં ડુબકાં ખાયા કરેછે. એ પણ એક જાતનું પુન્ય કર્યું કહેવાય ને તેથી ઉલટું ઉપર બતાવ્યા પ્રમણે પોતાની જ્ઞાતીના ભલા સારૂ જે ફંડ ઉભુ કરવામાં આવ્યુ હોય; તેમાં તેવે ટાણે પોતાની ખુશી પ્રમાણે ધર્માદા ખાતે રકમ ભરી હોય જેમાંથી હજારો ગરીબ છોકરાઓ, જે સાધન વગર ફાંફાં મારતા હોય, તે કેળવણી લઇ પોતાનું હમેશનું ભવીષ્ય બાંધે તે પણ પુન્ય કર્યું કહેવાય. એમાંથી કયું સારૂં તે તમે પોતેજ વીચારી શકશો. આવી રીતે ખરચ કરવામાં કદાપી લોકો ચડશા ચડશી કરશે તો તેથી ભવીષ્યમાં ખુવાર થનાર નથી, પણ ઉલટા આબાદીમાં આવશે ને જે કરવાનું છે, તે સેહેલથી પાર પડશે.

આ રસ્તો નીકળ્યા વગર ચરોતરની ખેતીની હાલત સુધરેલી જોવામાં આવે તે સ્વપ્ને પણ બને તેમ નથી. માટે હે ચરોતરના લેઉઆંઓ હાલ તમારો ઉદયનો દિવસ છે. ને પ્રથમ રામચંદ્રના વંશમાંથી પેદા થએલી પ્રજા છો તો નામનો કંઇક પણ મહીમા રાખશો ને ક્ષત્રીઓને હીમત તથા પરાક્રમ જોડે સગાઇ છે તે સાબીત કરશો. (અપૂર્ણ.)

## સ્થીતી પ્રકરણ.
### (સાંધણ પૃષ્ટ ૭૨ થી.)

લેઉવા પાટીદાર 'ક્ષત્રિય' સંજ્ઞાથી ઓળખાતા, તે દરમીયાન તેમની સ્થિતિ કેવી હતી, તે જાણવું ઘણું મુશ્કેલ છે. પરંતુ પ્રાચીન કાળમાં એકંદરે ભારત-વાસી આર્યોની સ્થિતિ ઘણી ઉત્તમ હતી એ તો ઘણે પ્રકારે સાબીત થઇ ચુકયું છે. બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય, ત્રણે વર્ગો પોત પોતાના ધંધામા ઉદ્યોગી સંતોષી અને સુખી હતા. એ ત્રિવર્ગમાંના એકે ધર્મ વિદ્યા દીપાવ્યાં, એકે રાજ્ય દીપાવ્યાં, અને એકે સમૃદ્ધિ ભરી દેશ દીપાવ્યો અને એમ ત્રણેની સંયુક્ત મેહેનતથી ભરતખંડનો કીર્તિ ધ્વજ દુનિયામાં સર્વોપરી ફરકવા લાગ્યો. સર્વનું ચિત્ત સાનંદાશ્ચર્ય ભરેલી દૃષ્ટિથી એ કીર્તિ ધ્વજ તરફ આકર્ષાયું. એ સઘળુ તો નિઃશંશયજ છે. પ્રાચીન ઇતિહાસના શોધકોએ નક્કી કર્યું છે કે, બૌધ અને વેદ ધર્મના ઝગડાના વખતમાં મૂળથી ચાર વરણો તુટી સેંકડો નાતો થઇ ગઇ છે. લેઉવા ક્ષત્રિયોનું સ્થળ અને સ્વરૂપ બદલાવાની શરૂઆતનો વખત પણ એમ છે. તેઓ સ્થળ બદલતાં બદલતાં ગૂજરાતમાં આવ્યાં. ત્યાર પછીનો ઇતિહાસ વધારે ભરોસાદાર મળેછે. તેઓ અડાળજની આસપાસ અને ચરોત્તર કાન્હમ, વગેરે વિભાગોમાં પ્રસર્યા. આ વખતે બેટાબેટીનો વ્યવહાર સઘળામાં સામાન્ય રીતે ચાલતો હતો. જે ભાઇઓ અમદાવાદ શહેરના નિવાસી થયા તેઓ વ્યાપાર ને ઉદ્યોગમાં વધારો કરી શ્રીમંત બન્યા. તેથી ગામડાના લોકો લલચાઇને પોતાની પુત્રીઓને સુખમાં નાખવા તેઓને પરણાવવા લાગ્યા, જેથી અમદાવાદના લોકો તે સમયે કુળવાન મનાયા. પાછળથી તેઓએ કન્યાઓની ઘણી છતથી ફુલાઇ જઇ કન્યા છાંડવાની બેશરમી રીત દાખલ કરી, એથી ગામડાના લોકે કંટાળી તેમને કન્યા દેવાનો રીવાજ બંધ કર્યો. (એ વાતને ત્રણસે ઉપરાંત વર્ષ થયાં હશે) ત્યાર પછી દશકોશી, ચરોતર, કાન્હમ, વાકળ વગેરેના ગૃહસ્થો માંહો માંહે એક બીજાને સુખેથી કન્યાઓ આપવા લાગ્યા અને જ્યાં સુધી દસકોશીવાળા સારી રીતભાત રાખી રહ્યા ત્યાં સુધી બીજા સઘળા ભાગોવાલા તેમને કુળવાન ગણવા લાગ્યા, એ તો ખરૂં છે કે જ્યાં જ્યાં ક્રીયાઓ શ્રેષ્ટ ત્યાં ત્યાં કુલીનતા છે, કહ્યું છે કેઃ—"यत्र यत्र क्रीया श्रेष्ट, तत्र तत्र कुलीनता."

મુસલમાની રાજ્યના અંધાધુધીના સમયમાં એ પાટીદારોનો મૂળનો ક્ષત્રિય સ્વભાવ દીપી નીકળેલો જણાય છે. એ સમયમાં તેઓ પોતાના બચાવને માટે શસ્ત્ર ધારી થએલા છે. તે અગાઉની હકીકત આપેલી છે, તે પરથી જાણવામાં આવશે. ચરોતર કાન્હમ વગેરેમાં તેમનો વધારે ફેલાવ પણ એજ વખતમાં થએલો છે. એ વખતમાં ઘણા ગામોની જમીન તથા પટેલાઈ તેમના કબજામાં આવી. કોઇ ગામના લોકોએ તેમને પોતાના રક્ષણ માટે બોલાવ્યા, તો કોઇ ગામ તેમણે બાહુ બળથી કબજે કર્યું. એ પ્રદેશનાં ઘણાં ગામોના ઇતિહાસ જોઇશું તો આજથી ત્રણસેં ચારસેં વરસ પેહેલાં કોઇ ગામ ધારાળાનું હતું, તો કોઇ મુસલમાનનું હતું; કોઇ રજપુતોનું હતું તો કોઇ ગરાસીયાનું હતું. એ કોળી મુસલમાન, રજપુત, ગરાસિયા વગેરે જોડે તેમને ઘણી વઢવાડો વઢવી પડેલી છે. પોતાના બાહુ બળથી સર્વને હઠાવી દરેક ગામમાં તેમણે પોતાનું શ્રેષ્ટપણું સ્થાપિત કર્યું.

પરંતુ એ શ્રેષ્ઠપણું મેળવવામાં તેમને નાગર જેવા મુત્સદી લોકો સાથે ઘણી વખત સ્પર્ધા કરવી પડેલી છે. પણ તરવાર આગળ કલમનું શું ગજું[1]? છેવટે એ લોકોને પણ પાટીદારના આશ્રિત થઇનેજ રેહેવું પડયું; પાટીદારોનાં ગામોમાં જે અદ્યાપિ સુધી પણ એમનું એમજ છે. અંગ્રેજ સરકારે હથિયાર લઇ લીધાં તે પેહેલાં ભાગ્યેજ કોઇ પાટીદારનું ઘર હથિયાર વિનાનું હશે! અને હાલ જો કે હથિયાર વાપરવાની જરૂર પડતી નથી, તો પણ પરવાનો મેળવીને પણ હથિયાર રાખ્યાવિના આબરૂદાર કુટુંબોને ચાલતું નથી.

વખત જતાં તેમની સત્તા અને સ્થિતિ વધવા અને સુધરવા લાગી; તેનાં સહચારી ખાનદાનપણાનાં રાજેશ્રી લક્ષણો, તેમના પ્રતિ આગમન કરવા લાગ્યાં; તે તેમની ઉદારવૃત્તિને અનુકુલ પડયું. જમીનદાર વર્ગ પોતાના ભરણ પોષણને માટે હમેશ નિશ્ચિત હોય છે, ને તેઓને પોતાનો આધાર બીજા કોઇનાપર રાખવો પડતો નથી, તેથી તેમનામાં એવા રાજેશ્રી રિવાજો દાખલ થાય એ સ્વાભાવિક પણ છે. પરંતુ ધન અને સત્તાના સહચારી દુર્ગુણો તેમનામાં પેસી શકયા નહિ. બીજી જ્ઞાતોના મુકાબલામાં તેમની નીતિ હમેશ સારી હતી. કન્યા વિક્રય ન કરવો,

---

૧ ખરૂ જોતાં બળતો તરવાર કરતાં કલમમાં વધારે રહેલું છે, પરંતુ કેટલીકવાર એથી ઉલટું પણ બનેછે.

એવી નીતિને પાળનાર હાલના વખતમાં આજ લોક છે, આ બાબતમાં બ્રાહ્મણ અને તેમાં પણ નાગર જેવી જ્ઞાતિને પણ તેમણે પોતાની નીતિથી હઠાવી દીધી છે; સ્ત્રીઓમાં મર્યાદા અને શિયળવૃત્ત, તે સર્વોત્તમ ગુણ આ લોકમાંજ; હરેક ધર્મનાં ખાતાં (મ્હોટાં શેહેરો શિવાય) નો આધાર તેઓ પોતેજ; ગામે ગામે દેવસ્થાનો, મંદિરો, અને સાર્વજનિકસ્થાનકો વગેરેના સ્થાપનારા, ને જમીન કે દ્રવ્યની મદદથી નિભાવનારા પણ એજ. તેમની સ્થિતિ, નીતિ, રીતિ, સત્તા વગેરે સર્વથી તેમણે અઢારે જ્ઞાતિયો ઉપર સત્તા મેળવી તેમ સઘળી વરણોને ગુજરાનનો આધાર પણ તેમના ઉપરજ૦ કોઇને કંઇ પગાર બાંધી આપ્યા નથી, પરંતુ અમુક અમુક પ્રસંગે કોઇ કોઇને કંઇ કંઇ મળે ખરૂં. કેટલીક વરણો પાસેતો ફક્ત તેઓ તેમના ગામમાં રહે તે બદલજ વેઠ કરાવવામાં આવેછે. આગલના વખતમાં એવા લોકોનું પાટીદારોથી રક્ષણ થતું, તેથી એવો વેઠ કરવાનો ચાલ પડેલો છે. જે વેઠ કરે છે, તે વસવાયાં કહેવાયા છે.

વસવાયાં વર્તતિ इति वास्तव्य અપભ્રંશ વસવાયાં. વસવાયાં અનાર્ય છે, જે લોકો આ દેશમાં આવતા પહેલાં નિવાસી હતા તે ખરૂં જોતાં વસવાયાં કહેવાયા. નર્મદાની પેલીપાર વાડીનો વસાવો ભીલોનો રાજા કહેવાય છે. હાલ તો સુથાર જે વૈસ્ય છે તેની પણ ગણના વસવાયાંમાં થાય છે. પાટીદારો તો બ્રાહ્મણ, ક્ષત્રિ શિવાય સઘલાને વસવાયાં ગણે છે. તેમજ ભરવાડ જે વૈસ્ય છે તેમને તો ખરેખરાં વસાવાયાં ગણે છે.

ત્યાર પછી આગલ જણાવી ગયા પ્રમાણે ચરોતરમાં એક પછી એક મહાન પુરૂષો ઉત્પન્ન થયા, તેથી તથા તેની રસાળ ભૂમિથી ત્યાંના પાટીદારો સત્તાવાન્ ને સારી સ્થિતિવાળા થયા. આર્ય પાટીદારના મગજમાં કન્યા વિક્રયનો વિચાર તો કદી જન્મ પામતો નથી. તેથી પોતાની દીકરાયોને માતબર કુટુંબમાં આપવાનું સૌને વલણ થાય એ સ્વાભાવિક છે. એ નિયમ પ્રમાણે બીજા વિભાગોનું લક્ષ ચરોતર તરફ ખેંચાયું, પરંતુ તે વખતમાં દશક્રોશી ને કાન્હમના માતબર કુટુંબો કંઇ તેમનાથી ઉતરતાં ન્હોતાં. ચરોતરનાં કુટુંબોને તેમની વચ્ચે બેટીવેવારનો વ્યવહાર ચાલતો. પણ ચરોતરમાં આગલ જતાં કેટલાક ગામોની સ્થિતિ ને વળો બીજાથી વધારે સારો થયો. તેથી ચારસેં ચરોતરનાં ગામોનું વલણ પણ પોતાના પૈકીનાં તેર ગામો તરફ ખેંચાયું, ને તે ગામોમાં કન્યા આપવામાં ચરોતરના

લોકો પણ પોતાને માન સમજવા લાગ્યા. એ પ્રમાણે ચરોતરનાં કુળવાનૂ તેર ગામો મનાવાની શરૂઆત થઇ. પરંતુ આરંભમાં એ તેર ગામવાળા કંઇ બીજા ગામોને કન્યા નજ આપતા એમ નહિ, પોતાની બ્હારનાં ચરોતર, દશકોશી, કાન્હમ વગેરેનાં આબરૂદાર કુટુંબોમાં તેઓ પોતાની કન્યા આપતા, પરંતુ વખત જતાં જેમ જેમ તેમના કુળની વાતો વધતી ગઇ, ને સઘળા લોકો તેમને સ્પષ્ટ રીતે બીજાં ગામોથી ભિન્ન એક ઉત્તમ જથો માનવા લાગ્યા, તેમ તેમ પછી પોતાની કન્યાઓ પોતાના જથાની બ્હાર ન આપવાનું તેઓનું વલણ થઇ જાય એ સ્વાભાવિક છે. એ રીતે તેર ગામવાળા પોતાની કન્યાઓ દશકોશી ને કાન્હમ સુધી આપતાં, તે ચરોતરમાં આપવાનું પણ બંધ થઇ ગયું, છેક સ્પષ્ટ બંધી સંવત ૧૯૦૦ ની લગભગથી શરૂ થઇ, ને તે સંવત ૧૯૨૫ ની સાલની લેઉવા પાટીદારની ડાકોરમાં ભરાએલી સભાથી પરિપૂર્ણતાને પામી. એ રીતે તેર ગામ કુળવાનૂ ગણાયાં.

ઉદારતા ને અભિમાન એ પાટીદારના સ્વાભાવિક ગુણો છે. એકે તેરગામમાં કન્યા આપી, તો તેના ગામના બીજાઓથી જોઇ રહેવાયજ નહિ. એમ ચડસા ચડસીમાં સર્વ તેરગામ તરફ દોરાયા. ને તેર ગામની કન્યાઓ તો તેરગામમાં રહે, અને બ્હારની પણ તેમાં આવવાની. તેથી ખપ ને છતના નિયમ પ્રમાણે મ્હોટાં ગામોના વર પાંખવા (પરખવા) મુશ્કેલ થવા લાગ્યા, પહેરામણિયો વધી ગઇ, ને કુળવાનો કન્યાના બાપપર અનેક તરેહનો જુલમ ગુજારવા લાગ્યા. જે બધું જગ જાહેર છે તેથી અત્રે વિસ્તારતા નથી. નાના ગામવાલા તે બધું મુંગે મોંઢે સહન કરવા લાગ્યા તેમ તેમ મોટા ગામવાળા હદપાર ગયા. નાના ગામના લોકો જ્યાંથી કન્યા લાવતા ત્યાં પણ તેઓ જઇ પ્હોચ્યા, ને ક્રમાનુક્રમનો વિચાર કરવા રહ્યા નહિ. "પૈસો મ્હારો પરમેશ્વર" એ કહેવત મુજબ કુળવાનો વ્યાપારી બન્યા. સર્વ વાતની હદ હોય છે. તેમ આ વ્યાપારી જ્યારે હદપાર ગયા ત્યારે બીજા લોકોની આંખ્યો ઉઘડી. પ્રથમ દશ કોશીના પાટીદારો કે જે ચરોતરનાં માતબર કુટુંબોથી ઉતરતા ન્હોતા, તેઓથી આ સંધુ સાંખાયું નહિ, ને તેથી તેમણે ચરોતરમાં કન્યા આપવી બંધ કરી પોતાનો જુદો જથો બાંધ્યો. ત્યાર પછી બીજા જથા બંધાવાની શરૂઆત થઈ.

કુલવાન્ ગામોમાં પણ દરેક ગામનાં સઘળાં કુટુંબો એક સરખાં નથી. વળી બધાં ગામ પણ એક સરખાં નથી.

પરાપૂર્વથી પાટીદારો સ્વતંત્ર વિચારના તો ખરાજ. સંસાર સુધારાની હીલચાલ પાટીદારો ઘણા વખત પહેલાંથી કરતા આવ્યા છે. અનિષ્ટ રૂઢિયો વધવાથી સંવત ૧૯૦૫, તા. ૧૧ મી એપ્રીલ સને ૧૮૪૯ ને રોજ નડિયાદ, કરમસદ, વીરસદ, ઓડ, ઉત્તરસંડા, સુણાવ, અલિન્દ્રા, ગહુધા, આણંદ, વાંઠવાળી ને બોરસદના પાટીદારોએ ખેડા જીલ્લાના કલેકટર સાહેબની રૂબરૂ એવી અરજ ગુજારી હતી કે, અમારામાં જે અનિયમીત ખર્ચ થાય છે તેનો અટકાવ થવા સારૂ અમે રૂ. ૩૦૧) નો વિગતવાર ઠરાવ ઠરેલો છે, તે પ્રમાણે ગાયકવાડી પેટલાદ મ્હાલના લોકો ચાલે, એવો સરકાર મારફત બંદોબસ્ત થવો જોઈએ. તે ઉપરથી પેટલાદ મ્હાલના પાટીદારોની ગાયકવાડ સરકારે સંવત ૧૯૦૫ ના વઈશાખ વદી ૧૩ ને શનેઉને રોજ કબુલત લખી લીધી છે. આ ઠરાવ ઉપર પેટલાદના રહીશ દેશાઈ રામરાય બાપુરાયે ગાયકવાડી રાજ્યના પાટીદારોનાં સમસ્ત ગામો તરફથી સહી કરી આપી છે. આવી રીતે અંગ્રેજી ને ગાયકવાડી રાજ્યના પાટીદારોએ તે સમયને અનુસરતો લાયક ધારો ઘડી કાઢયો હતો. પરંતુ અંકુશ વગર અમલમાં આવ્યો નહિ, ને અવ્યવસ્થિતપણું વધી ગયું, તેથી સર્વત્ર પાટીદારોની સમ્મતિથી સંવત ૧૯૨૫ ના દ્વિતીય વૈશાખ વદી ૯ ગરેઉને રોજ, ડાકોરના શ્રી રણછોડજી મ્હારાજના મંદિરમાં જ્ઞાતિના શુભ ઇચ્છનાર સોજીત્રાના રા. પા. શંકરભાઈ તુલસીભાઈના પ્રયત્નથી, લેઉઆ પાટીદારની નાત એકઠી થઈ. અને સર્વેએ મળીને મરણ મરણાદિ ખર્ચ ખુટણનો ધારો ઘડી કાઢયો. આ ધારો બહુજ ડહાપણથી લખાયલો છે. (અપૂર્ણ)

——:o:——

## મુંબઈમાં મરકી.

હાલ કેટલાક મહીના થયાં મુંબઈમાં મરકી ચાલુ થઈ છે, તે શેહેરના જુદા જુદા ભાગોમાં જુદે જુદે વખતે ફેલાઈ હાલ આખા શેહેરના બધા ભાગોમાં પ્રસરી ગયેલી છે. પ્રથમ પુર્વ તરફ આવેલા ભાગમાં જે ભાગનું નામ માંડવી બંદર કરી કહેવાય છે ત્યાંથી શરૂઆત થઈ. ને રફતે રફતે બીજા ભાગોમા પ્રવેશ થયો. ને છેવટે કોટ, બહારકોટ, કોલાબા,

વાલકેશ્વર, ભોંયખલા, મજગામ વગેરે તમામ જગાઓપર ફેલાવો થયો. ભુલેશ્વર અને માંડવીના ભાગમાં બધા કરતાં વધારે ઘણુ નીકળ્યો છે, ને તે હજુ સુધી ચાલતુજ છે. મરકીમાં વ્યાધી માત્ર તાવનો છે પ્રથમ તાવ શક્ત જોરમા આવે છે ને પછી શરીરના કોઈ પણ ભાગપર ગાંઠ નીકળે છે. તે ગાંઠ ધીમે ધીમે વધે છે, ને એક જગાએથી બીજી જગાએ ફરે છે. જાણે કે પગના નીચા ભાગપર થઈ હોય તે આસ્તે આસ્તે ઉપર ચઢે છે, ને છેવટે પેટમાં આવી અંદર સમાઈ જાય છે. સમાઈ ગયા પછી તે માણસ બચવાની આશા રાખવામાં આવતી નથી. પ્રથમની રોગની શરૂઆતમાં માણસને બે ત્રણ દિવસ તાવ આવી ગાંઠ નીકળી પછી કેટલેક વખતે મરણ નીપજતું હતું. પણ હાલ થોડા કલાક તાવ લાગુ થયા પછી તરત ગાંઠ નીકળે છે ને તેને થોડા કલાક થયા પછી મરણ થાય છે. આથી લોકોમાં ઘણો ભય પેદા થયો છે ને ભયકર રોગના સપાટામાંથી બચવાના કંઈ ઉપાય વૈદ્ય, ડાકટરોના તરફથી નહીં મળવાથી હાલ નાસ ભાગ થઈ રહેલી છે શેહેરનો મોટો ભાગ પોતાનો ધંધો રોજગાર બંધ કરી પોતાને વતન જવા નીકળી પડેલો છે. ઘણા લોકો દુકાનો ધંધો બંધ કરી પોત પોતાને ગામ ગયા છે કારણ મુંબઈમાં વસનારા લોકો ઘણા ખરા બીજા ગામોના વતની છે. શેહેરના મોહોલાઓમાં નીકળી જોઈએ તો દુકાનો બંધ થવા લાગી છે. દેશ જવા શીવાય બીજી વાત સંભળાતી નથી, ને વેપારનું જોર ઘણું ધીમું પડી ગયું છે.

આ રોગના સપાટામાં આવેલા માણસોમાંથી ભાગ્યે બચેલા સંભળાય છે. વૈદ્ય તેમજ ડાકટરો પોત પોતાનું ચાલે તેટલું કરવાં ચુકતા નથી, પણ તેની કશી અસર થતી નથી. રોગ સાથી થાય છે, ને શી રીતે મટે તેનો શોધ પાકે પાયે હાથ લાગ્યો નથી. ને જ્યાં સુધી તે ઉપાય હાથ લાગ્યો નથી ત્યાં સુધી થયેલા રોગવાળો કોઈ બચતો નથી. દીવસે દીવસે મરણની સંખ્યા વધતી જાય છે ને તેની અસરથી શેહેર વસ્તીથી ખાલી થતું જાય છે.

આવા શખ્ત મરકીના સમયમાં જોડે મોંઘવારીનો ભારે અસર લોકોના માથાપર આવી પડેલી છે. હમેશ ચાલતા આવેલા અનાજના ભાવ કરતાં હાલ અનાજનો ભાવ દોઢ ઘણો અથવા તેથી પણ વધારે થયો છે. એ રીતે મુંબઈની પ્રજાને માથે હાલ અસહ્ય સંકટ આવી પડેલું છે. પ્રથમ

મરકીનો ભયંકર સપાટો, તેની સાથે અનાજની મોંઘવારી, કામ ધંધે બંધ, ને પોતાના વતનમાં જવા ખરચ, એવા એવાં દુઃખ ગુજરવા લાગ્યા છે. આથી હાલની લોકોની સ્થીતિ દયામણી હાલતમાં આવી ગઇ છે. ઘણા પોતાના કુટુંબમાંથી મરકીના દરદમાં ફસાયલા માણસોના ધારકાથા પોને ભોગ રૂપ થઇ પડે છે. અરે પ્રભુ આ ભયંકર વખત બદલાઇ સારો વખત ક્યારે આવશે એજ સર્વ કોઇના મુખની વાણી છે.

મરકીનો નાશ કરવા તથા લોકોનો બચાવ કરવા મ્યુનિસિપાલી સત્તાવાળા ઘણા ઉપાય કરેછે ને મેહેનત પણ કરેછે, તથાપી લોકોને આધાર મળે કે રોગ નરમ પડે એ બીલકુલ થવા પામતું નથી. જે ઘરમાં મરણ થાય છે તે ઘરમાં ગંધક બાળી ધુણી કરવામાં આવેછે તે લગભગ આઠ દિવસ ચાલુ રહેછે ઘરની આસપાસની ગટરો બંબાથી સાફ કરે છે તથા ઘર પણ ધોવાય છે. આ કામ લોકના લાભ વાસ્તે થાય છે પણ કામ કરનાર માણસો પોતાની સત્તા પ્રજાપર જરા જોરથી ચલાવે છે તેથી લોકને ફાયદાને બદલે નુકસાન કારક લાગે છે જેથી તેમાંથી બચવાના ઉપાય તરીકે દરદ છુંપું રાખે છે. તેમને સત્તાવાળા પુછે તો દરદી જાહેરમાં લાવવામાં આવતો નથી. ને એવીજ બીકથી ડાકટરની પણ જલદી સલાહ લેવાતી નથી. આ રીતના સંકટમાં ને સંકટમાં હાલ ચોથો મહીનો પસાર થવા લાગ્યો છે. પણ બચાવનો રસ્તો ઉઘડયો નથી. જવલ્લેસોએ બે કેશ સારા થતા હશે એમ અનુમાન થાય છે.

મુંબઇમાં પારસી, મુસલમાન, અને હિંદુઓની સંખ્યા વધારે છે. તેમાં પણ હિંદુઓ સૌથી વધારે છે, તેજ પ્રમાણમાં હિંદુઓ ઘાણ નીકળવામાં પણ વધારે છે. નાશ ભાગ કરી પોતાને વતન જનાર લોકોની સંખ્યા પણ હિંદુઓની વધારે છે. એ રીતે હાલ ચાલતી મરકીમાં મુંબઇમાં વસનારી પ્રજાઓમાં હિંદુ પ્રજા વધારે નુકસાનીમાં આવી પડેલી સાંભળવામાં આવેછે.

———:o:———

## જ્ઞાતી સમાચાર.

મી. શંકરલાલ જેઠાભાઇનાં માતુશ્રી કસનબાની સરવણી ભાદરવા વદી ૦)) ને સોમવારે કુહા ગામમાં ભરાઇ હતી. તે વખતે લગભગ ૧૫૦૦ માણસો ભેગાં મળ્યાં હતાં. તે વખતે કુહા નિવાસી પટેલ જીવાભાઇ

દેશાઈ ભાઈ-હાલ સુધરામપુર સ્ટેટના એગ્રીકલ્ચરલ ખેતી માસ્તર તરફથી સભામાં વાંચવાને કવિતા મોકલી હતી. તે સભામાં લેઉવા હિતવર્ધક મંડળ તરફથી વાંચી હતી. તે લેઉવા વિજયમાં દાખલ કરવામાં આવી છે.

છપ્પો.

ધન્ય શંકરલાલ તુજ, જગતમાં જશતો લીધો.
ધન્ય શંકરલાલ તુજ, બંધ કર્યો રસ્તો ઉંધો.
ધન્ય શંકરલાલ તુજ, જ્ઞાતીનાં દુ:ખો જાણી.
ધન્ય શંકરલાલ તુજ રાખ્યું પણીઆતું પાણી.
ધન્ય શંકરભાઇ તુજ તે, આપકાર્યથી મળશે ધડો.
જીવાભાઈ કહે એટલું, કુળદીપક થયો વડો.
જ્ઞાતિ સુધારા કાજ, ભડ વીર તુજને દેખું.
જ્ઞાતિ સુધારા કાજ, યશસ્વી પુરોપેખું.
જ્ઞાતિ સુધારા કાજ, મુર્ખની ન ગણી નિંદા.
જ્ઞાતિ સુધારા કાજ, સહુને સમાન વંદા:
અનેક આફતો આવી પડી, સૌવેઠી વેગળી કરી.
પણ જ્ઞાતી સુધારા કારણે, પાછો ન હઠ્યો જરી.
ધન્ય પ્રાક્રમી વીર, ધન્યે ધન્ય તુજ કમાઇ.
ધન્ય પ્રાક્રમી વીર, લીધી જે ઘણી ભલાઇ.
ધન્ય પ્રાક્રમી વીર, ધન્ય પરમાર્થ કીધો.
ધન્ય પ્રાક્રમી વીર, બતાવ્યો મારગ સીધો.
જોઇ મહાન કાર્ય આપનું, ઉમરો આવ્યો અતિ ઘણો.
સંતોખુ પત્ર પાઠવી, ઓસિગણુ જે આપતણો.

મીસ્તર જીવાભાઇનું લખી મોકલેલુ ભાષણ સભામાં વાંચ્યું તે આપણી જ્ઞાતીમાં હજારો વરસથી જે બારમાંની રૂઢી પડી ગએલી છે. અને જેણે આખ્ખરે ભયંકર રૂપ પકડી આપણુ બધાઓ ને પાયમાલ કર્યાં છે. અને હજુ સુધી કરે જાય છે : તેને નિરમૂળ કરી નાશ કરનાર મીસ્તર શંકરલાલ જેઠાભાઇ છે. તેમણે આપણુ બધાઓને એક સર્વોત્તમ રસ્તો કાઢી આપ્યો છે. આ બદલ તેમણે કેટલાક મૂર્ખ લોકોની નિંદા ગણકારી નથી, આથી તેમને આપણે હિતધન્યવાદ આપવો જોઇએ. આથી આપણી સ્થિતિ સુધરશે. આપણી ભવિષ્યની પ્રજા ઉત્કૃષ્ટ થશે.

આપણા ઉપર પડતી આફતો દુર થશે. આપણી જ્ઞાતિના જનોને જે કેટલાક અઘટીત વિશેષણો લાગતાં આપણે દેખીએ છીએ. તે નાબુદ થશે. માટે ઉઠો! અને કમર કશી કુધારાઓને મુળમાંથી કાપો તોજ તમારૂ પાણી રહેશે ને તમો સુખી થશો. અને તમારી પ્રજા દીપી આવશે. મનું જેવા મહાન પુરૂષોએ પણ કહ્યું છે કે.

श्लोक.

क्षः देश कनिमित्राणीं कः कालींकः व्ययागमीः

कश्चहं काचेमे शाक्ति रितिचिंती मुंहु मुंहुः

અર્થ—દેશ કેવો છે મિત્ર કોણ છે. વખત કેવો છે. મારૂ ઉપજ ખર્ચ શું છે. હું કોણ છું અને મારી શક્તિ કેટલી છે. એ વારંવાર વિચારવાનું છે વળી દરેક શુભ કાર્યમાં આપણો ગોર પ્રથમ બોલે છે કે સમેવર્તે સાવધાન, એટલે સમો વખત વર્તીને સાવધાન. સાવચેત થાઓ. છતાં આપણા લોકો ઘેટાંના ટોળાની માફક એક જે રસ્તે ચાલે તે રસ્તે ચાલે જાય છે, તેમ નહીં કરતાં સીધા મારગ પકડો. અને મીસ્તર શંકરલાલનું અનુકરણ કરો. એવી અમારી પ્રાર્થના છે. શાસ્ત્રોમાં કહે છે કે

श्लोक

जननी जण तो भकतजन कां दाताकां सुर.

नहितो रहेजे वांझणी मत गुमावीशनुर.

અર્થ—૨૫૯ છે.

श्लोक

सर्जाविति यसो यस्याः किर्ति यसस्पजीवातिः

अयस्यो किर्ति संयोगतो पतापि मृनोपमः

જશ સાથે જેની કીર્તી થાય છે. એજ પુરૂષ જીવતો છે અને અપયશવાળી જેની કિર્તી છે. તે જીવનો છતાં મુઆ બરોબર માટે મારા જ્ઞાતિબંધુઓ જશ મળે એવી કીર્તી સંપાદન કરો. અને પરમેશ્વર, મારા દશકોશી જ્ઞાતિબંધુઓને તેવા કામમાં સહાય થાઓ એજ ઇચ્છા અને એ અભિલાંચ્છના.

લખી મોકલનાર સત્ય સુધારક,

જીવાભાઈ દેસાઈભાઈ પટેલ વતન કુહા.

મીસ્તર શંકરલાલ જેઠાભાઇએ પોતાના કુટુંબની દીકરીઓને પોતાની ગ્નાતીના રીવાજ પ્રમાણે બારશનો રૂ. ૧) અપાતો તે આપ્યા ઉપરાંત આખા કુટુંબની દીકરીઓને રૂ ૫૦૦) નાં સાલા શેલાં તથા પાઘડીઓ બક્ષીક્ષ આપ્યાં છે. કોઇ કોઇ પાટીદારો વખતે લાણુનાં વાસણો આપે છે. તે ખુણે ખોચરે પડયાં રહેતાં તે રીત નાપસંદ કરી સ્પેસીયલ તરીકે રૂ. ૫૦૦) નાં લુગડાં બક્ષીશ આપ્યાં છે. જેથી દીકરીઓ પહેરીને આ-સીરવાદ આપશે ને અમો સુધરેલું મંડળ પાટીદાર હિતવર્ધક સભા તેમને આવા લોકોપયોગી ધર્માદા કર્યાથી ધન્યવાદ આપીએ છીએ.

**ક્ષુદ્રા વિદ્યોતેજક ફંડમાં આજ દીન સુધીમાં જે રકમો ભરાઈ તેની ટીપ.**

૧૦૦૦) પા. શંકરભાઇ જેઠાભાઇ ૪) પા. જીભાઇ મરગાભાઇ બાકરોલના. ૨૫) પા. ગોવિંદભાઇ ઓતમદાસ તથા લલુભાઇ તલસીદાસ ગાંમડીના. ૨) પા. જાદવદાસ વહાલાભાઇ કુબડથલ. ૬) પા. ગગાભાઇ છાગનભાઇ બાકરોલના. ૧૦) પા. ઓતમભાઇ વહાલાભાઇ કુબડથલ. ૬) પા. શંકરભાઇ રણછોડદાસ બાકરોલ. ૧૧) પા. વહાલદાસ લખમીદાસ બાકરોલ. ૬) પા. ઇસવદાસ રણછોડદાસ બાકરોલ. ૫) ગામ તરફથી પરચુરણ. ૫) પા. દવાલભાઇ નથુભાઇ હીરાપુર. ૫) પા. ગીરધરભાઇ કસીભાઇ કસંદ્રા. ૫) પા. વાલજી ગીરધરદાસ કાસંદ્રા.—૧૦૮૬.

લી૦ લેઉવા હિતવર્ધક સભાના સેક્રેટરી,
**પા. નારણદાસ સુનદાસ.**

——:o:——

## જાણવાજોગ.

સર રોબર્ટ બાલ નામનો વીદ્વાન જણાવે છે કે સુરજ દરરોજ નવ તસુ ઓછો થાય છે.

ઇંગ્લાંડમાં થઈ ગયલા ચાર જ્યોર્જ રાજાઓ એકજ વારે મરણ પામ્યા હતા.

૧૮૫૬ ના વરસની બ્રીટીશ ગાયનીની એક સેન્ટની કીમતની "મેગેનટા સ્ટેમ્પ" નામની ટપાલની ટીકીટની કીમત હાલ એકહજાર પૌંડ આંકવામાં આવે છે. કહેવું કે એ ટીકીટની એકજ નકલ હાલ રહેલી છે.

દક્ષીણ આફ્રીકાવાળો મી. જોન બી. રોબીસન આખી દુનીયામાં સૌથી તવંગર પુરૂષ ગણાય છે. એ માણસની દોલત સાત કરોડ પૌંડની ધારવામાં આવેછે. સન ૧૮૭૮ ના વરસમા તે કરજદાર હતો. અને ખાવાના પણ કડાકા હતા. તેથી તે અને તેની બાયડી ભીખ માગીને ત્રણસો માઈલ દુર કીમબરલી ગયાં હતાં. ત્યાં તેને અઢીસો પૌંડની કીમતનો હીરો જડયો. અને ત્યારથી તેને દોલત મલવા માંડી.

જર્મની અને હોલાંડ દેશમાં પુરૂષ કરતાં સ્ત્રીઓ વધારે નોકરી કરે છે. જયાં જયાં લાભ જણાય તેવાં દરેક કામમાં સ્ત્રીઓનેજ નોકરીપર રાખવામાં આવેછે. મ્યુનીચ શહેરની બેંન્કોમાં ઘણા ખરા કારભારી અને નામુ રાખનારાઓની જગાઓપર સ્ત્રીઓનેજ રાખવામાં આવેછે. કેટલાક રેલવે સ્ટેશનોપર ટીકીટો સ્ત્રીઓજ આપે છે, ને ભઠીયારખાનાઓમાં પૈસા લેવા સ્ત્રીઓજ બેસે છે.

મરનાર કરોડ પતી બેરન હરશ ઈજીપ્ત, યુરોપ, અને એશીઆના તુર્કસ્તાનમાં ઘણીક નિશાળો સ્થાપતો હતો, અને કેળવણીનાં બીજાં ખાતાં પણ સ્થાપતો હતો. તે તમામનો નિભાવ થવા ખરચ પોતેજ આપતો હતો. ગેલીશીયા ખાતે ચાર લાખ પૌંડ એવાં ખાતાં સ્થાપવા આપ્યા હતા. જાહેર કેળવણી માટે રૂશીયાને પણ વીસ લાખ પૌંડ આપવા કહ્યા હતા. પણ જાતીનો ભેદ રાખ્યા વગર દરકને તેનો લાભ આપવાની માગણી કરી હતી જે નાકબુલ કરવામાં આવી હતી. આખી દુનીયામાં સૌથી મોટી કંપની લંડન અને નોર્થવેસ્ટર્ન કંપની છે. એ કંપનીની થાપણ દસ કરોડ પૌંડની ઉપર છે. અને તેની આવક દર કલાકે બારસો પૌંડ છે. એ કંપની ૨૩૦૦ એનજીન રાખે છે અને સાઠ હજાર માણસો કામે લગાડે છે. કંપની પોતેજ ગાડીઓ, પાટા, પુલો, એનજીનો, વગેરે બધી ચીજો બનાવે છે. લાઈનના સમાર કામ માટે દર મહીને છત્રીશ હજાર પૌંડ તેને ખરચ થાય છે.

પીમ્પલીકોની દરજીની દુકાન આખી દુનીયામાં મોટામાં મોટી ગણાય છે. કહેછે કે પંચાશી હજાર માણુસ પેહેરી શકે તે કરતાં વધારે કપડા દુકાનમાં હમેસ રહે છે. અંગ્રેજી લશ્કરનાં કપડાં પણ એજ જગાએથી આવે છે.

# લેઉઆ વિજય.

પુસ્તક ૨ જું.　　જાનેવારી, ફેબ્રુવારી ૧૮૯૭.　　અંક ૯-૧૦ મો.

## પદ.

જંજાળી જીવડે ભક્તિની જુક્તિ નવ જાણી—એ રાગ.

શાણા સદ્ગૃહસ્થો, બાળ વિવાહ પરહરશો,
લઘુ વય મધ્યે લગ્ન કર્યાથી દંપતિને દુઃખ કરશો રે—શાણા.
વર વધુ બંનેની ઇચ્છાથી લગ્ન થવા જો દઇએ,
દંપતિ બહુ સુખ પામે તેથી આશીષ મોટી લઇએ રે—શાણા.
એમ છતાં અડચણ માનો તો પુખ્ત વયે પરણાવો,
વીશ વર્ષની વયના વરને તેર તણી વધુ લાવો રે—શાણા.
કુલિન વર કદીએ નવ જોશો જો જો વર કે કન્યા,
તો પરમેશ્વર રાજી રહેશે નહિ તો થાશે અન્યાય રે—શાણા.
વીશ વર્ષની ઉમર સુધી વિદ્યાભ્યાસ કરાવે,
તો સત્ કેળવણી પામીને ગુણીયલ નામ ધરાવે રે—શાણા.
પછી તેને ગુણવંત નારી વિવેક વિદ્યાવાળી,
તેર વર્ષના વયની શોધી લાવો નજર નિહાળી રે—શાણા.
શાસ્ત્ર વિરૂધ્ધ નથી કંઈ એમાં ન્યાય વિરૂધ્ધ નથી કાંઈ,
બાળ લગ્ન કરવાથી મોટું પાતક પામો ભાઈ રે—શાણા.
અન્યો અન્ય સ્વભાવ મળે નહીં, પ્રેમ અલગ ત્યાં રહેશે,
પ્રેમ નહી ત્યાં ક્લેશ વધે બહુ, ક્લેશથી લ્હાં કહી પેરે રે—શાણા.
શાસ્ત્ર વિરૂધ્ધને ન્યાય વિરૂધ્ધ વળી લોક વિરૂધ્ધ આચરવું,
સદાચરણથી અળગા રેવું, બાળ લગ્ન તો કરવું રે—શાણા.

ઇશ્વિરની ખતરાજી કરવી જોડુ કજોડું જોવું,
દંપતિના નિસાસા લેવા, બાળ લગ્નથી મોવુ રે—શાણા.
આ ગરબી વાંચીને શ્રોતા, વિચાર કરજો ઉંડા,
લલ્લુભાઇની શિક્ષા માની બાળ લગ્ન પરહર જો રે—શાણા.
લલ્લુભાઈ ગોકલદાસ પટેલ નડીયાદ

——:o:——

પાદપૂર્તિ

મનહર ૧.

સાગર સ્વરૂપ જુઓ મનના શંશય ખુઓ,
નીર નહિ વધે ઘટે પેલ એ ઇલાયદો;
પ્રાણી પરવારે નહિ તેહુ તત્પર થાય,
ઇનુસારી ઇશ તણો વિતે કેમ વાયદો;
કમળ ખીલે છે કેવું જેતુ રૂપ જોવા જેવું,
ક્ષણીક તે ખરી જાશે ફોક થાશે ફાયદો;
લય તેની ઉત્પતિ-ઉત્પત્તિ તેનો લય,
અસ્તોદય તણો એવો કુદરતી કાયદો.—૧

મનહર ૨.

ઊંઘ ઓર મૈથુનને બીક બધા પ્રાણીયોમાં,
માનવીને વિવેકથી સર્વ માંહે માન છે;
દીપક મશાલ દેખો પ્રકાશ અધિક તુલ્ય,
ઉત્પતિ મૂળ એનું પણું ગુણવાન છે;
એમ જન માંહે જરા વધુ કસી વિવેકથી,
ઊંચ નીચ નવ ગણો એજ ખરૂં જ્ઞાન છે;
કુદરતી કાયદો તો સર્વ શિર એક માટે,
નાનું મોટુ કોઈ નહિ સઘળા સમાન છે.—૨

——:o.——

## સુધારવાજોગ બાબતો.

કાણુ કે મોકાણુ—કાંણુ કરવી એટલે મરનારને ઘેર જઈ તેના નામનું રૂદન કરવું એમ છે. એથી આપણો સંબંધ જણાવવાનું છે. પાટીદારની નાતમાં કાંણ મોકાણ ઘણીજ વધી પડી છે. તેમાં અત્યંત ખર્ચ

થાય છે એ બંધ કરાવવું જોઇએ. જમાઈ મુઆની કાણ કરવી તેમાં આપણને ઘણોજ ખેદ ઉત્પન્ન થાય એ ઘણું સ્વાભાવિક છે. પરંતુ તે ખેદમાં આપણો કોઈ ઈલાજ નથી. એમ જાણતાં છતાં ફક્ત લોક રીવાજથીજ લોકમાં આબરૂ કે શોભાની ખાતરજ વિવાહ કે જાનની માફક આઠ દશ વેન (ગાડી ગાડાં) લઈ શોક કરવા જવું એ કેવળ મુર્ખાઈ ભરેલું છે. શોભામાં ઓબા કેટલી પડે છે, એ જે જાણતા હશે કે જેમને વિત્યું હશે તે જાણતા હશે છતાં એ રીવાજને વળગી રહે છે. ગાડાં ગાડીનું ખર્ચ બળદને સારૂ પુળા વરેશની બાટડી ઇ૦ ને દક્ષણા તેલ ઇ૦ નું ખર્ચ એ એક ગણીએ તો મોટી રકમ અને એ રકમ જુદે જુદે ઠેકાણે વેરવા કરતાં જો મરનારની સ્ત્રીનેજ આપી હોય તો આ દુ:ખ પ્રસંગે તેને એક ફાયદો કરતા કે મદદ કરતા થઈ પડે. શોક કરવા જવું કે કાણે જવું એમાં સુખ કે દુ:ખ શું માનવું. ગાડામાં બેસવું વાતોના તડાકા મારવા ફલાણે આમ ને ઢીકણાએ આમ કર્યું એમ નિંદા કરવી સુગમ પડવી, હુકાનો ગડગડાટ તથા સાવણીઆને હજામનું સન્માન રસ્તાની વટેશરીને ઢેબરાં ખાવાનો શોખ, એ જો ઋતુ સારી હોય તો સુખ પણ ભર ઉનાળો, ભર ચોમાસુ જ્યાં આશ પાશ પાણી પાણીજ નજરે પડે, ઉપર આકાશમાં પવનના ધડકાને વરસાદના સપાટાના સપાટા પડે, અંધારી રાતે તમરાંના બીયામણા અવાજ અને તે સાથે નદી નાળાં ઉતરવાં અને વાડામાં રખડતા રવડતા સાપના ફુફાટા તાડ વિગેરેનું દુ:ખ એ બેમાંથી કયું સર્વોત્તમ ગણવું. સ્ત્રીઓને કાણ મોકાણ કે રડવા કુટવાનો શોખ હોય તે તો સ્વાભાવિક છે. પરંતુ પરમુલકમાં, પરજગાએ અને પરજન સમીપ ઉઘાડી છાતીએ કુટવુ, ચકલે ચોટે ઉભા રહી ઠેઉ ઠેઉ કુટવું ને રોવું, મરનારને બદલે જીવતાને મારવું, ઉપરા ઉપરી પડતા છાતી ઉપરના મારથી પડતી છાતીમાં ફાટને તે લીધે પડતું નાના છોકરાને દુ:ખ એ વિગેરેમાં શું સુખ માનવું? આમ આટલુ દુ:ખ પડતાં છતા તેમાં માની લીધેલું સુખ ને શોભા એ શા કામનું? આનાતું કેટલુંક ઓછું કે બંધ થવું એ અવશ્ય છે.

**પુન કે દાન**—પુન કે દાન કરવું એ મનુષ્યને ઘણું જરૂરનું છે. મરણ પ્રસંગે થતું દાન કે પુન આપણી રીતમાં એક રીવાજ રૂપ છે. બ્રાહ્મણ, નાગર ઇ૦ જેઓ આપણા કરતાં ઘણી સુધરેલી જાત કહેવાય છે. તેમાં પણ પુન કે દાન અપાય છે. પરંતુ તેમાં કેટલીક હદ છે. પુન કે દાન કોને કરવું તેની પણ જરૂર છે. પાટીદારની નાતમાં સર્વ જાત

મુકી છે. બ્રાહ્મણ અગ્રેસર, વાણીઆ તેમના હાથ પગ ને વસવાયાં તેમની ઇચ્છા રૂપ હથીઆર હોય છે. બ્રાહ્મણો, નાગરો, ખેડાવાળ ઇ૦ માં પણ દાન કરવામાં આવે છે. પરંતુ તેમનું દાન સ્વજાતમાંજ અપાય છે. આપણી જ્ઞાતમાં સ્વજાતિવાલા લે નહી માટે તે દાન અન્ય જાતને આપવાને બદલે સ્વજ્ઞાતીના તેમજ સકુટુંબીક જનો જે બ્રાહ્મણ તુલ્ય ગણાય છે. તેમને અપાય તો સારૂ. જમાઇ કે ભાણેજને આપણે બ્રાહ્મણ રૂપ સમજીએ છીએ તો તે દાન તેમનેજ આપવું જોઇએ. જેથી આપણો પૈસો અન્યને ઘેર ન જતાં સ્વજાતમાંજ જશે. અને તેથી પાટીદાર જાતને કેટલેક વખતે ધનમાં વધવાનો સંભવ આવશે. જમાઇ કે ભાણેજને તે મદદ કરતા થઇ પડશે. તેને ઘેર આવ્યો અવસર સચવાશે. વાણીઆને ઘેર ભીખ માગવા કે લાચારી બતાવવા જવું નહીં પડે. અને એતો અન્યોઅન્ય થશે. કેમ કે આપણે આપણા જમાઇ કે ભાણેજને આપીશું તો તે પણ તેના જમાઇ ભાણેજને ને તે ત્રીજાને એમ આપણામાં ને આપણામાં પૈસો ફરશે. આમાં આબરૂ કે ગેર આબરૂ સમજાશે નહીં. શું બ્રાહ્મણો કે નાગરો કે ખેડાવાળ લોકો તેમની જાતજાતમાં આમ ધન આપવાથી હલકા થશે કે કુલહીણ થાય છે? ના, કદી નહી. તેઓ તેમના ખરચમાં એટલા કસરીઆ છે કે તેમને વાણીઆનુ મોં જોવું ગમતું નથી. તો આપણે જે લાત મારીને જમીનમાંથી પૈસો પેદા કરીએ છીએ તેમને, અને જેને લીધે આ દુનિઆ પળાય છે તેવા પાટીદારને શુ કરવા વાણીઆને ઘેર વેચાવું?

**ખરચ ને કરજ—**

ખોળા હાથના ખર્ચથી, કદી મળે ના શોભા,
એથી આપણ જાતને, ઉલટી થાય ઓભા—રે પાટીદાર.

ખરચની બાબત વિશેષ ધ્યાન આપવા જેવી છે. તેમાં લગ્ન ખર્ચ વિશેષ અવલોકન કરવા લાયક છે. લગનમાં માંડવા પાછળ અઢળક ખર્ચ કરવામાં આવેછે. કમાનો ને બેઠકો અતિશય ખર્ચાળ હોય છે ફુવારા ઉડાવવા, ઝાડ રોપવાં ઇ૦ નકામુ ખર્ચ ઘણુ થાય છે. જાનમાં અત્યાર સુધી સંખ્યાબંધ જાનૈયા આવતા તેમની બેઠકસારૂ અનેક રંગ પુર ફુલ-ણીદાર હારોને ચોકડીઓ કરવી. હારબંધ પાટલા સામે મીણબતીનો ચલ-કાટને અગર બતીનો સુવાસ ગળામાં ફુલના હાર ઇ૦ મા અઢળક ખર્ચ થાય છે તેને હટકાવવાની જરૂર છે. જાનના જમણ ખર્ચમાં પણ અત્યંત ખર્ચ થાય છે. એ ખર્ચ અતિશય કરવાથી કંઈ આબરૂ મળતી નથી. એથી

ઉલટી નાલાસી જણાય છે કેમકે ખરચ કરવાને જોઇતા, પ્રસંગે, પૈસા ન હોય તો પૈસા મેળવવા તજવીજ કરવી એ અવશ્યનું છે. પછી તેમને જીવતા લાળા જેના હૈયામાં તાજાજ હોય છે, અને જે વાઘની માફક તરાપ મારવા તૈયારજ તાકીને બેસી રહ્યો હોય છે, તેવા વાણીઆને ઘેર જવું પડે છે. વાણીઓ પાટીદારને ઉભો સાનમાં (હાથે પગે) બાંધી લઇ ઓછામાં ઓછું ને શરમને લીધે બાર આના વ્યાજ લે છે. ખેતર પડાવી લે છે. ઉલટાં નાણાં લેહણાં કાઢે છે. જીવતાં જંપીને બેસવા દેતો નથી. મેંણાંટુણાં કે વખતે નરમ હોય તેને જીભની આંટીવાલી બે ચાર શબ્દો વાપરે છે. આવું આવું ઘણું થતું આવ્યું છે ને થાય છે. છતાં પણ આપણે આપણા ભાઇઓથી મોટાઇ કે આબરૂ મેળવવા ખાતરજ "છાણનો કીડો છાણમાં મરે" તેમ તેમાને તેમાંજ ઊંડા ખાડામાં પછડાઇએ છીએ. હવે જગત્ નિયંતા પરમાત્માનો આપણે આભાર માનવાનો છે કે તેણે આપણને સુબુદ્ધિ આપી છે. આપણા કાન ઉઘાડયા છે, અને આપણે હવે સારૂ નરસુ વિચારતાં શીખવા મંડયા છીએ, તો આવાં ખર્ચમાં કંઇક હદ ઉપરાંત થતાં કે **'નાઆતે નહી ચાલે'** એવા ખર્ચનો આંકડો કમતી કરવો જોઇએ.

અપૂર્ણ.

**ગોર ને ગાંયજો**—આ બે બાબત જો કે નજીવી છે છતાં ઘણી ઉપયોગી જણાય છે. અલબત આ બંને આપણા હાથ પગ છે. પરંતુ તેમની જેટલી આપણે દયા રાખીએ છીએ તેથી બમણું એ આપણને કનડે છે. ગોર કરતાં ગાંયજાની કનડ આપણને અતીશય છે. ગાંયજાનુ દાપુ લગન પ્રસગે કરવાનુ કારણ એટલુંજ કે દાતાર પટેલોએ ગામડામા જ્યા ગાંયજાનો હજામત શિવાય બીજો ધધો નથી, અને જેને હજામતના પૈસાથીજ પુરૂં ન થઇ શકે તેમ હોવાથી દયા ખાઇને આ રીતે જીવન દાન આપેલું જણાય છે. પરંતુ આ દયાનો તેમણે હાલમાં ખોટો ઉપયોગ કરેલો જણાય છે. ગાંયજાઓનો સંપ અને તેથી પડતી પટેલોને અડચણ એ સર્વત્ર જાહેર છે. વાણીઆ, બ્રાહ્મણ ઇ૦ બીજી જાતોવાળા પોતાનો ગાંયજો જો બરોબર કામ ન કરે કે વખતસર હજામત કરવા ન આવે તો બદલી શકે. પરંતુ ભલો બિચારો પાટીદાર પોતાનો ગાંયજો બદલી શકે નહી ગાંમડામાં ગાંયજાઓનો દોર ને તોર એટલો છે કે તેઓ ભાગ્યે પંદર દિવસે એ પાટીદારનું મોં જોતા હશે. એને ઘેર લગન પ્રસંગે દરેક વખતે પોતાનું દાપુ લેવા હાજર થશે ખરો, પરંતુ કામ પ્રસગે મો બતાવવા સિવાય ભાગ્યેજ પોતાની મેળે ચાર પાચ

ધક્કા ખવરાવ્યા શિવાય હાજર થશે. વળી આપણામાં એવી છુટ ભરાઈ છે કે આપણા દરેક કામમાં ગાંયજાની જરૂર હોવીજ જોઈએ. પરંતુ આપણી જ્ઞાત શિવાય બીજી કોઈ જ્ઞાતમાં એટલી જરૂર જણાઈ હોય અથવા જણાતી હોય તેમ ખબ્બર નથી. અલબત ગાંયજાઓ આપણી બરદાસ કરે છે, પરંતુ તેને બદલે આપણે તેને દરેક વખતે તેના કામ કરતાં દશ ઘણું વધારે આપીએ છીએ. વિવાહ પ્રસંગથી તે લગ્ન સુધીમાં તેને ઓછામાં ઓછા પંદરેક રૂપિઆ મળે છે ત્યાર પછી વહુ વળાવે ત્યારે બને વખત થઇને ઓછામાં ઓછા રૂ. ૧૫ ના લુગડાં ઈ૦ મળે છે. કન્યા જોવાનું કામ જે ઘણું અગત્યનું છે, અને ઘણું જોખમકારી છે તે કામ ગાંયજાને સોપ્યું છે. આથી કદાપી જો કન્યાનાં કંઈ ખોડ ખાંપણ હોય તો તે ખોડ ખાંપણ છુપવવા સારૂ કન્યાના માતા પિતા તરફથી તેને કંઈ સિરપાવ મળે છે. અને આથી બિચારા વરને ઘણું સોસવું પડે છે. આ કામ ખરૂં જોતાં વરનું પોતાનું છે. કેમકે તેને કન્યા સાથે પોતાનો આખો જન્મારો ગાળવાનો છે. એથી બીજે નંબરે વરના માતા પિતાનું છે. તે નહીં તો વરનો ભાઈ અગર વરના કુટુંબમાંથી હરકોઈ માણસ કન્યા જોવા જાય, આથી કોઈ જાતની ભુલ થશે નહીં. વર કન્યાનું જોડું સુખી થશે અને માબાપ તેમ સઘળી પાટીદાર જાતને તેઓ આશીષ દેશે. લગ્ન પ્રસંગે અમુક કાર્યમાં ગાંયજાની જરૂરજ છે અને તેના શિવાય કશું થાય નહીં એ ધારવું કે માનવું કેવળ ભુલ ભરેલુ છે. મોટાં શહેરોમાં વિવાહ પ્રસંગે ગાંયજાનું કામ આટલું બધું માલમ પડતું નથી. તેઓને ફકત હજામત શિવાય બીજું કામ કરવાનું નથી હોતું. પરંતુ તેમનુ કામ જે પાટીદાર વર્ગમાં લેવાય છે તે ફક્ત એક હેલકરી કે મજુરથી લેવાય છે. એથી હજામોની ઓશીયાળી કે...ગુલામી કરવાની, વારંવાર એને (એક આપણા વશવાયાને) ઘેર હજામત કરાવવા કે બીજા કામ સારૂ બોલાવવા, પાંચ ધક્કા ખાવાની જરૂર નહીં પડે. આથી ખર્ચમાં મોટો બચાવ થશે અને જે સંકટ કે દુઃખ આ હજામોને લીધે ભોગવવું પડે છે તેમાંથી બચીશું. આ કામ સાધારણ વર્ગના કે ઉતરતી સ્થીતિના પાટીદારોથી થવાનું નથી. પરંતુ વિદ્વાન સુધરેલા વર્ગના તથા દરેક કુટુંબમાં આગેવાની ધરાવનારાઓથી બની શકે તેમ છે. માટે તેમણે પોતાને ઘેરથીજ પોતાના જ્ઞાતીભાઈઓ દાખલો લે તેમ આગેવાની કરવાની જરૂર છે. શહેર વિગેરેના બીજા સુધરેલા ને નાત ખર્ચમાં વિચારવંત લોકો આપણા કરતાં કેટલા વધારે સુખી છે તે આપણા બધાની જાણમાં છે.

આગેવાની કરવાથી નિંદાઈ શું કે હાંસી કરાવી શું એ વિચાર કેવળ ભૂલ ભરેલો છે. જ્યારે પ્રથમ રેલવે, તાર, જુદા જુદા વેસો (પહેરવેશ) ની નકલ, નવા નવા હુન્નરોનો દેશમાં પ્રવેશ થયો ત્યારે પ્રથમ આપણેજ હાંસી કરતા હતા. પણ જ્યારે આપણે સમજ્યા કે આમાં આ સુખ છે ત્યારે આપણે કેટલા તે પાછલ ઉત્સાહથી, પ્રેમથી, ને આનંદથી મંડયા રહીએ છીએ! જે રીત રીવાજ કે ધારાથી નાતને સુખને બદલે દુઃખ ઉત્પન્ન થાય છે, જે રીત રીવાજથી નાતની શાબાશીને બદલે હાંસી થાય છે, જે રીત રીવાજથી ધન સંગ્રહ થવાને બદલે વેરફાઇ જાય છે, અને જેથી આનંદને બદલે શોક થાય છે તેમને બદલવા કે કાઢી નાખવા એ અતી ઉત્તમ છે. અને કાઢી નાખવામાં સ્વતંત્રતા જરૂરની છે. ગાંયજાઓના મોટા દોરનો દાખલો ઘણા જણના જાણવામાં હશે. એક સદ્દગૃહસ્થ પાટીદારને કેટલાક કારણસર પોતાના ગાંયજાને બદલવાની જરૂર પડી અને બીજાને કામકાજ સારૂ બોલાવ્યો. પટેલે નવા ગાંયજાને જણાવેલું કે તારી નાત જે તારો દંડ કરશે તે હું આપીશ. ને તું મારે ત્યાં કામ કર. આથી તેણે પટેલનું કામ કર્યું. થોડી મુદત પછી ગાંયજાની નાત મળીને જે ગાંયજાએ પટેલનું કામ કર્યું તેનો રૂ. ૧૦૦ દંડ કર્યો. આ દંડ પટેલે ગાંયજાને આપ્યો. અને નવો ગાંયજો છુટયો. જુના ગાંયજાએ પટેલને ઘેર કામ કાજ કરવા ફરી ના પાડી અને કહ્યું કે અત્યાર સુધીમાં મને જે નુકશાન થયું તે તમે આપો તો હું તમારૂં કામ કરૂં. પટેલને તે પૈસા આપવા પડયા. ત્યારે સુરબીઓ, વિચાર કરો કે આમાં પટેલ કોણ? પટેલ કે ગાંયજો? જે પટેલે દયા ખાઇ ગાંયજાઓને જીવતદાન આપ્યું તે પટેલને છેવટે આવું સુખ આપ્યું!!!

**પાપડ વડીઓ ઇ૦**—આપણી જ્ઞાતમાં પાપડ વડીઓ કરવા કરાવવાનો ચાલ છે. અત્યાર સુધીમાં આ કન્યા તરફથી થતું આવ્યું છે તેમાં ઘણી અડચણો પડે છે. અને તે અડચણો પડતાં છતાં તે ઉપર અમુલ્ય સુક્ષની વપરાતી દેવાતી ગાળો આપણે જોઇએ છીએ. આ અડચણો દૂર કરવાનો ઉત્તમ રસ્તો એ છે કે પાપડ વડીઓ વરની મા કરે અને તે કન્યાની માને ઘેર મોકલે અને એ વડીઓ પાપડ ફરીથી વરને ઘેર જાય, આથી બે લાભ છે. એક તો કન્યાની માને જાતની તજવીજ સારૂ જોઇતો સામાન કરવાની જોઇતી નવરાશ મળે અને જાનનું સર્વથી સારૂ સન્માન થઇ શકે. બીજો લાભ એ છે કે ગામડેથી કે કન્યાને ઘેરથી (ગમે તે ગામની હોય) આવતાં વડી પાપડમાં જે અવગુણ કે ખોડ ખાંપણ વરની

આ કાઢે છે તે ન નીકળે, જોઇતો ખાવાનો સ્વાદ થાય,, રંગમાં સ્વાદમાં તેમ વણાશમાં જેવા જોઇશું તેવા થશે. અને અન્યો અન્ય પ્રેમ વધશે. વરની માને 'છૈયો' પરણાવવાનો હોશ હોવાથી હરખમાં મરચાં પણ લાગશે નહીં. મેહેનત જણાશે નહીં. અપૂર્ણ.

———:o:———

## ફક્ત સુજ્ઞ મહાશયોને ખાસ વાંચવા લાયક.

વિજય, તારા ઉપાસકોએ જે જે સંસારિક વ્યવહારિક સૂચનાઓ કરી; તે તેં તારી ઢબમાં બતાવી આપી છે. પણ ભાગ્યેજ જનસમુહમાં તેની અસર થએલી જોવામાં આવેછે. તેથી આ લખનારને આશ્ચર્ય કે દીલગીરી થતી નથી. તેનાં કારણો તારા સ્વચ્છ અંતઃકરણ ઉપર મૂકવામાં આવશે ત્યારે તને પૂર્ણ રીતે સમજાશે.

આ સૃષ્ટિમાં ભિન્ન ભિન્ન પ્રકારનાં મનુષ્યોએ પોતાની પ્રકૃતિ અનુસારે જે જે સ્થિતિઓ ઉપજાવી કાઢી છે. તે બધી અમુક સમયમાં પ્રશંસનીય ઠરતી નથી. કેમ ઠરતી નથી? તેનાં કારણો શોધવા માટે અવકાશ નથી. પણ લેખકને તેની લક્ષ્ય વૃત્તિ ઉપર સત્વરે જવાનો નિશ્ચય છે. અને તે નિશ્ચય એવો છે કે તે જન સમાજમાં સર્વ રીતે ઉપયોગી થઈ પડે.

દુનિઆના જે ફળદ્રુપ પ્રદેશો ગણાય છે, તેમાં આપણા ગુજરાતની પણ ગણના થઈ શકે છે. અને તેમાં પણ સર્વોત્કૃષ્ટ ચરોતરનો ભાગ છે. તેમાં બહુધા લેઉઆ પાટીદારોની વસ્તી છે. તેની તથા તેની જોડે સંબંધ ધરાવનાર ભાગોના લોકોની સંસ્થિતિનો વિચાર અને તેમાં શું શું ફેરફાર કરવાનો છે એ બતાવી આપવાનું વિજય તારૂં કર્તવ્ય છે. પણ કયા ક્રમાનુસાર ઉપાયો યોજવાથી સાફલ્ય થશે, તે તારા ઉપાસકોના ધ્યાનપર લાવવું એટલુંજ આ લેખકનું કર્તવ્ય છે. તે પ્રસંગોપાત દર્શાવવામાં આવશે.

વિજય તેં બાળ લગ્ન ન કરવા એકથી અધિક વખત લાંબા પહોળા રૂપમાં કહી બતાવ્યું, પણ એથી જનસમૂહમાં અસર થશે કે કેમ? અગર બાળ લગ્ન થવાથી જે નુકસાન તું ધારે છે તે કેટલેક દરજ્જે ન થાય, એવા ઉપાય ઉપાસકો ઉપસ્થિત કરી ઉજ્જવલિતપણે તારા અંતઃકરણ ઉપર ચિતરી શકયા છે? તેનો તુજ વિચાર કર. અને તેની જોડે નીચે બતાવેલા વિચારનું અવલોકન કરી તને યોગ્ય લાગે એવી આબાદ છાપ જનસમાજ ઉપર પાડ કે જેથી તારાં કર્તવ્યનું સાફલ્ય થાય.

આપણા જ્ઞાતિબંધુઓમાં બાળ લગ્ન થાય છે પણ તે એકદમ,

સંસારિક અડચણો, તથા આરૂઢ થએલી પ્રવૃત્તિઓને લીધે અટકી શકે તેમ નથી. બેશક, બાળ લગ્ન કરવાં એ બિલકુલ ફાયદેમંદ નથી. પણ ચાલતી પ્રવૃત્તિઓનો વિચાર કરતાં તે પ્રવૃત્તિઓને અનુસરતો રસ્તો પકડવો એટલે ધીરે ધીરે ધારેલા પરિણામપર જવાશે.

બાળ લગ્ન એકદમ કેમ ન અટકે? તેનુ આ જગ્યાએ વર્ણન કરવું અયોગ્ય ગણાશે નહિ. એમ ધારી મારા વિચાર પ્રિય વાંચનારની હજુર રજુ કરૂં છું.

આપણી જ્ઞાતિમાં ગણાતા કુળવાનના છોકરાઓની પહેરામણી રૂ. ૩૦૦ થી પાંચ સાત હજાર લગી ઉપજે છે, તથા જેમને એથી ઉલટું હોય છે તેમને કન્યા પરણવા બદલના થોડા ઘણા રૂપીઆ આપવા પડેછે. પણ આ બંને પક્ષમાં કન્યા મોટી કે વર નાનો હોય અગર તેથી ઉલટુ કે સમવયી હોય. ઘણા ભાગે પહેરામણીવાલા વર હોય તેમાં કન્યા સમવયની અગરમોટી હોય છે, અને વર પાંચથી દશ બાર વર્ષની ઉમરનો હોય છે. જ્યારે દશ બાર વર્ષની ઉમર હોય ત્યારે દંપત્તિ ભાવ તે શું, સંસાર તે શું, પ્રજોત્પતિ તે શું, સુખ તે શું, આ બધું સમજવાને તે વખતે વધુવર બિલકુલ અશક્ત હોય છે. આવા સંજોગમાં માબાપ પ્રજોત્પત્તિની આશા રાખે, તેથી લલચાઈ પ્રજોત્પત્તિ થાય એવા ઉપાયો (કહેતાં શરમ લાગે એવા) યોજે, તે શું ઓછા ખેદની વાત છે! આવી સત્તા ઘણા ભાગે વરના માબાપ તરફ રહેલી હોય છે. માબાપ પણ સમજી શકતાં નથી. કે આવા નીચ ઉપાયો યોજવાથી ભવિષ્યમાં તેમની (વધુવર) તથા તેમનાથી થતી પ્રજા ઉપર શું અસર કરશે? માટે આ લેખ યોજવાની જરૂર છે. પહેરામણીવાલા વરોના કુટુંબોમાં તથા પહેરામણી આપી કન્યા દેનારાના કુટુંબોમાં કન્યાઓને બાર વર્ષની અંદર પરણાવી દે છે. તેનુ કારણ એમ બતાવે છે કે કન્યાની વધારે ઉમર થઈ જાય તો યોગ્યતાવાળો વર મળી શકે નહિ. એટલે કે વર નાની ઉમરનો મળે, માટે બાર વર્ષની અંદર કન્યાનું લગ્ન કરવું પડેછે. વખતે બીજ વર મળે પણ તેની ઉમર ઘણી હોય માટે તે બરાબર કહેવાય નહિ. વળી શાસ્ત્રમાં બાર વર્ષની અંદર લગ્ન કરવાનું પુન્ય માનેલું છે. (એટલે કે રૂતુકાળ પ્રાપ્ત થતા પેહેલાંની ગમે તે અવસરે) માટે તેમ કરવાની જરૂર છે. જો આ પ્રમાણે હોય તો તેમનું કહેવું કેટલેક દરજ્જે માન્ય રાખ્યા વગર ચાલે તેમ નથી.

ભલે બાળ લગ્ન થવા દો, જો કે તેથી નુકસાનતો છેજ, પણ તેનો એક-દમ અટકાવ ઉપરનાં કારણોને લીધે થઈ શકે તેમ નથી.

જેમને પરણવાને માટે કન્યાના બાપને રૂપીઆ આપવા પડે છે. તેવી કન્યાઓની ઉમર ઘણું કરીને પરણતી વખતે બાર વર્ષ સુધીની હોય છે. અને વરની ઉમર ઘણા ભાગે મોટી હોય છે. (કન્યાથી બમણી કે તેથી વધારે) આવા સંજોગમાં પ્રજોત્પત્તિના ઉપાય યોજે એ પણ ઓછા ખેદની વાત નથી.

બાળ લગ્નની ચોકસ વ્યાખ્યા આપવી કઠણ છે. કારણ કે કન્યા બાર વર્ષ સુધીની હોય અને વરની ઉમર પચાસ સાઠ વર્ષની હોય તો તે પણ બાળ લગ્ન નહીં ગણાય? અગર કન્યાની ઉમર બાર વર્ષથી વીશ વર્ષ સુધી હોય અને વરની ઉમર કન્યાથી ચાર પાચ ગણી ઓછી હોય તો પણ તે બાળલગ્ન જેવુંજ નુકસાન કર્તા ગણાય, માટે આપણે પરણવાના વખતનો નિશ્ચય કરવો એજ સારૂં છે.

કન્યાની ઉમર બાર વર્ષની અને વરની ઉમર સોળથી અઢાર વર્ષની હોય તો યોગ્ય લગ્ન ગણાય એમ મારૂં માનવું છે. વળી કન્યાની ઉમર બાર વર્ષથી માંડીને સોળ સત્તર વર્ષની હોય ને વરની ઉમર પચીસ પાંત્રીસ વર્ષ સુધીની હોય ત્યાં લગી ઠીક કહેવાય.

બાળ લગ્ન હાલની સસ્થિતિ જોતાં તુર્ત અટકી શકે તેમ નથી. તેનું કારણ ઉપર બતાવ્યા પ્રમાણે છે. વિશેષમાં એમ પણ કહેવું જોઇએ કે હજી શારિરિક સંપત્તિનું શું મહત્વ છે. અને તે મહત્વ કયા કયા કારણો ઉપર અવલંબીને રહે છે. તે લોકો સમજતા થયા નથી. માટે બાળલગ્ન થયા છતાં બાળલગ્નથી જે ગેર ફાયદા થાય છે તે ન થાય. એનાં ઉપાયો શોધવામાં હાલ સાર્થક છે.

ભલે બાળ લગ્ન થાય પણ કન્યાને પ્રથમ રૂતુ આવ્યા પછી બે વરસે સમાગમ થાય તો પ્રજા ઘણી સારી થાય. પણ તેની સાથે યાદ રાખવું જોઇએ કે વરની ઉમર તે વખતે અઢાર વર્ષથી ઓછી હોવી ન જોઇએ. આપણા શાસ્ત્રમાં તો કન્યાને પ્રથમ રૂતુ આવ્યા પછી સોળ રાત્રીની અંદર મૂહુર્ત જોઇ ગર્ભાધન કરવાની વિધિ કહેલી છે.

રૂતુ પ્રાપ્ત થયા પછી સમાગમ થાય તોજ સારી પ્રજા ઉત્પન્ન થ-વાની આશા રાખી શકાય. કારણ કે રૂતુ આવ્યા પહેલાં ગર્ભાશય પ્રફુ-

શક્તિ હોતું નથી. તેથી તે વિર્ય ધારણ કરી શકે નહી. પણ ઉલટું બગડે છે: ને તેથી આગળ ઉપર જે પ્રજા ઉત્પન્ન થાય છે તે શરીર સંપત્તિમાં પાછળ પડતી હોય છે:

વર નાની ઉમરનો હોય ને કન્યાને રૂતુકાળ આવ્યો હોય તો પણ વરના નબળા વિર્યને લીધે આગળ ઉપર પ્રજા શરીર સંપત્તિમાં સારી નીવડતી નથી. માટે યોગ્ય અવસ્થામાંજ મેળાપ થાય તો પ્રજા સારી નીવડે: એમાં કંઈ સંદેહ નથી. દાખલા તરીકે જુઓ કે જે વર્ગમાં બાળ લગ્ન થતાં નથી. તેમાં પ્રજા સશક્ત થાય છે. ઉત્તર હિંદુસ્તાનના લોકોને આપણા લોકો પરદેશી કે ભૈયાના નામથી ઓળખે છે. તેમની શારીરીક સ્થિતિ આપણા કરતાં કેટલે દરજ્જે ચડતી છે? તેનો વાંચનારજ વિચાર કરી લેશો. કેટલાક એમ કહે છે કે ઉત્તર હિંદુસ્થાનનું પાણી સારૂં છે તેથી પ્રજા સશક્ત થાય છે. પણ એમ વિચારતા નથી કે તેમનામાં બાળ લગ્ન થતાં નથી એજ મુખ્ય કારણ છે. વળી દક્ષિણિ બ્રાહ્મણોમાં એવો રીવાજ છે કે કન્યાને રૂતુ પ્રાપ્ત થયા પછી તેઓ સમાગમ થવા દે છે. તેવો પણ આપણા લોકોમાં રીવાજ નથી. વળી જુઓ પારસી લોકોમાં બાળ લગ્ન નથી. તો તેઓ શરીર સંપત્તિ તથા વિદ્યાવૃધ્ધિમાં આગળ પડતા થયા છે. પણ કેટલાક હદ ઉપરાંત ઉમર થયા પછી લગ્ન કરે છે તે પણ સારૂં નથી.

આપણા લોકો તો કન્યાને બાર વર્ષની અંદર પરણાવવી એમાંજ સાર્થક માને છે. પણ આગળ પાછળની સ્થિતિ તથા બીજાં શાસ્ત્રોમાં શું કહેલું છે તે ધ્યાનપર લેતા નથી. ક્યા આપણા શાસ્ત્રમાં એમ કહ્યું છે કે કન્યાને રૂતુ આવ્યા પહેલાં સમાગમ થવા દેવો? ઉલટું એથી જુદુંજ માલમ પડે છે કે કન્યાને રૂતુ આવ્યા પછી તેના વર જોડે સમાગમ થવા દેવો જોઇએ: તે પહેલાં જો સમાગમ થાય તો પ્રજા ઉત્પન્ન થતી નથી: ને નકામા વીર્યનો પાત થઈ બાળહત્યા જેટલો દોષ લાગે છે. તેમ પ્રજા નિર્બળ થવાથી દુનિયામાં એકંદરે સદ્ગુણને બદલે દુર્ગુણ વધે છે.

અરે બંધુઓ! તમારી દીકરીઓનુ દીર્ઘ સૌભાગ્ય ઇચ્છતા હો, તો યોગ્ય અવસ્થા વગર પ્રજોત્પત્તિ ન થવા દેવા માટે પૂરતો પ્રયત્ન કરશો. તમો હાલ કળિયુગનો વાંક કાઢી મનુષ્યને અલ્પાયુષી ઠરાવો છો પણ તમે તમારી ભુલનો વિચાર કરતા નથી એ દિલગીરીની વાત છે.

આપણામાં કિશોર વયના છોકરાઓ કેટલાક પરણ્યા પછી આ ફાની દુનિયાનો ત્યાગ કરી ચાલ્યા જાય છે, અને તેમની સ્ત્રીઓને આખો ભવ દુઃખમાં ગાળવો પડેછે. તથા જીંદગી વ્યર્થ ગુમાવી પડેછે. તેમાં તમારીજ ભૂલ છે. વખતનો–કળિયુગનો કંઇ દોષ નથી. માટે યોગ્ય અવસ્થા વગર સમાગમ ન થાય તો તમારી પ્રજા દીર્ઘાયુષી થશે. અને સંસારનુ ખરૂં સુખ ભોગવશે, યોગ્ય ઉમર થયા પહેલાં સમાગમ નહીં કરવો એ દીર્ઘાયુષી થવાનો મુખ્ય સિદ્ધાંત છે. તેની સાથે ગૌણ નિયમ ઘણા પાળવાના છે, તેનું આ જગ્યાએ વર્ણન કરવું અપ્રાસંગીક કહેવાય. પણ મારી ખાસ ભલામણ છે કે આપણા સુપ્રસિદ્ધ વિદ્વાન જ્ઞાતિબંધુ ગોવિંદભાઈ હાથીભાઈ દેશાઈ બીએ. એલ. એલ. બી. કૃત્ “દીર્ઘાયુષી શી રીતે થવાય” એ પુસ્તકનું અવલોકન કરી તે પ્રાવર્તન કરવાથી ધારેલો હેતુ પાર પડશે.

જેમને વનસ્પત્તિ શાસ્ત્રનો અનુભવ છે તેમને સારી રીતે માલુમ પડ્યું છે કે ગણા ખરા ફુલોમાં નર અને માદા હોય છે. ને તેમનો યોગ્ય અવસ્થામાંજ સમાગમ થઈ ફળની પ્રાપ્તી થાય છે. આવો કુદરતનો નિયમ છે. અને મનુષ્ય જાતિને સારાસારનો નિર્ણય કરવાની પરમાત્માએ શક્તિ આપેલી છે છતાં સૃષ્ટિ સૌંદર્યમાં થતા અવલોકનને પછવાડે મૂકી દઈ નીચ પ્રવૃત્તિમાં જોડાય છે એ શું મનુષ્ય જાતિને શરમાવનાર નથી?

વળી જનાવર સરખાં પ્રાણી જેવાં કે, ભેંસ અગર તેથી નીચ કુતરાં પણ તેની યોગ્ય અવસ્થામાં અમુક વખતેજ સમાગમની ઇચ્છા રાખે છે તે પણ મનુષ્ય જાત આંખે દીઠા છતાં જાણી જોઈ આંધળા બની જાય છે એ શું દુનિયાની વિચીત્રતા નથી?

કેટલાંક અંધ વૃદ્ધ માબાપો શાસ્ત્રનો, દયાનો, કે પુન્યનો ડોળ ઘાલી સર્વજ્ઞ બને છે, અને પોતાનાં બાળકોને યોગ્ય સમય વગર સમાગમ થવા દેવામાં સુખ માને છે. તેમને હું પૂછુ છું કે આતે સુખ કે દુઃખ, ખરૂં પૂછાવો તો આથી તેમને જહાનમમાં નાખે છે. અરે એટલુજ કહી ચાચડા ખવાતો નથી પણ તેમના જેવાને ખુનીઓના દરજ્જામાં મૂકવાને કંઈ અડચણ આવે એમ મને લાગતું નથી. વળી ખુનીઓ તો સારા કે સામાનો જીવ લઈને છુટકો કરે પણ આ તો મરતા લગી બિચારાં છોકરાંને તથા તેમનાથી ઉત્પન્ન થતી પ્રજાને ભર દુઃખના દરિયામાં નાખે છે. અને તેથી કેટલું નુકસાન થાય છે તેની ગણતરી કોઈ મોટા ગણિતવેત્તાથી

થઇ શકશે ખરી? ના નહીંજ. પાછળ એમ પણ કહેવામાં આવ્યું છે કે રતુ પ્રાપ્ત થયા પછી બે વરસે વરની યોગ્ય અવસ્થામાં સમાગમ થાય તો સારૂં તેનું કારણ એમ છે કે પ્રથમ રતુ આવે એટલે સ્ત્રી પોતાના સ્ત્રીત્વમાં પૂર્ણ અવસ્થામાં આવી પહોચી એમ મનાય નહીં, પણ તે સ્ત્રીત્વમાં આવવાનું એક સુચિન્હ છે. તેના પૂર્ણ અવયવો ખીલવાને માટે તો બે વર્ષ લાગે આવો વિદ્વાન દાકતરોનો પણ અભિપ્રાય છે. ત્યારે આ ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે બે વરસ પછી યોગ્ય વખત ગણાય એમ મારૂં માનવું થાય છે.

પુરૂષને માટે જે પાછળ અરાઢ વર્ષે સમાગમ કરવાનું બતાવેલું છે. તેનું કારણ કે સામાન્ય રીતે પુરૂષનું વીર્ય અરાઢ મે વર્ષે પકવ થાય છે, અને તેને માટે વિદ્વાન દાકતરોએ એવી ખાત્રી કરી આપી છે કે પકવ વિર્યને લઈ પીચકારી વતી કોઈ યોગ્ય અવસ્થાવાળી સ્ત્રીના ગર્ભાશયમાં દાખલ કરવામાં આવે તો તેને ગર્ભ રહી શકે છે. આથી એમ સમજાય છે કે અરાઢમે વર્ષે વીર્યમાં જીવન શક્તિ આવે છે. તે પહેલાં આવતી નથી માટે તે પહેલાં વીર્યને બગડવા દેવાથી આગળ ઉપર નુકસાન થાય. જેથી વીર્યની જીવન શક્તિ સ્વતઃ સિદ્ધ સિથિલ પડી જાય. અને જો આમ થાય તો બાળ હત્યા જેવું પાપ લાગે એ દેખીતું છે માટે યોગ્ય અવસ્થાની કેટલી અવશ્યકતા છે તે સહજ રીતે સમજાશે.

બાળ લગ્ન થવાથી અને તેને લીધે યોગ્ય અવસ્થા વગર સંયોગ થવાથી જ્ઞાતિબંધુએ ઘણું નુકસાન વેઠેલું છે, વેઠે છે, ને વેઠશે. શું વેઠ્યુ? આ પ્રશ્નનું આવલોકન કરવું જરૂરનું છે.

બાળ લગ્ન થયા છતાં હજુ કંઈક મૂળની સ્થિતિનો આભાસ થાય છે. તે એવો કે જ્ઞાતિબંધુઓ કોઈ ક્ષત્રીય શાખાના હોવા જોઇએ. પણ દીલગીરીની વાત એ છે કે તેઓ તેને નાબુદ કરનારા થઈ પડયા છે. અસલ જુઓ તો આપણા વંશજો હથિયારો બાંધતા અને તેનો સારી રીતે ઉપયોગ કરી પોતાનું શુરત્વ બતાવી આપતા હતા. એઓ સ્વભાવે ઉદાર, દયાળુ, અને સહનશીલ હતા. હવે તેમનાજ પુત્રો સાંકડા મનના સ્વાર્થી નીવડયા છે. તેમાંના કેટલાક કેળવણી લીધાનો, ડીગ્રીઓ મેળવ્યાનો ફાંકો ધરાવે છે પણ તેમનામાં શું તત્વ છે. તે તો તેમનેજ ખબર. આવી સ્થિતિમાં પોતે મહત્વાકાંક્ષી બની પૂર્વજોના કરતાં ડાહ્યામાં ખપવાનો

દાવો ધરાવે છે, પણ તેમનામાં તેવું ચિન્હ જોવામાં આવતું નથી. એમ દીલગીરીસાથે કહેવું પડે છે. અમારે તેમના પ્રત્યે દ્વેષ નથી. પણ અમે તેમને યોગ્યતાનુસાર મુરબ્બી, ભાઈ કે મિત્ર તરીકે ગણીએ છીએ. છતાં જે ખરી વાત હોય તે કહી દેવી એવી અમારી ફરજ સમજીએ છીએ.

પૂર્વજો ઉદારતાની સાથે એકજ નિશ્ચયના હતા. અને વળી સંસાર વ્યવહારનાં કાર્યમાં પણ પોતાનો નિશ્ચય ખરો પાડી આપતા હતા. દાખલા તરીકે જુઓ તો તેમનો કન્યાઓ આપવાનો આરસ પરસનો સંબંધ, તથા તેથી થતો ખર્ચ, તેનીસાથે હાલનો સંબધ સરખાવો તો માલુમ પડી આવશે કે નિશ્ચયને વલગી રહેનાર કોણ હતા?

વળી જ્ઞાતિબધુઓમાં પહેલાંના કરતાં કેળવણી (હાલની પધ્ધતિ પ્રમાણેની) નો પ્રસાર થયો છે. કેટલાક કેળવણી લીધાનો ફાંકો ધરાવનાર નિશ્ચયના દાતા હોય એવો આડંબર કરે છે. પણ સંસારિક કે વ્યવહારિક કામમાં વખત આવે પાછળ પડતા દેખાયા છે. આમાં તેઓનોજ બીલકુલ વાંક હોય એમ માલુમ પડતું નથી તેનું ખરૂં કારણ યોગ્ય અવસ્થા વગર પ્રજોત્પત્તિજ છે તેથી નિશ્ચયને તેમનાં સાંકડાં મગજ ગ્રહણ કરી શકતાં નથી. પણ યોગ્ય અવસ્થામાં પ્રજોત્પત્તિ થાય અને પેઢી દર પેઢી એમ ચાલે તથા યોગ્ય કેળવણી મળતી જાય તો બેશક પૂર્વવત્ સ્થિતિ કરતાં સારૂં પરિણામ લાવી ખરૂં સુખ ભોગવી શકે જુઓ આફગાન લોકો હાલની પધતિ પ્રમાણેની કેળવણી લેતા નથી. તેમ છતાં તેઓ સશક્ત છે. અને સાર્વભૌમ અંગ્રેજ સામે પોતાનું સ્વાતંત્રિય જાળવી શકયા છે. એટલુંજ નહીં પણ પોતાની શક્તિનો ઉપયોગ કરી પોતાના અડગ નિશ્ચયને વલગી રહ્યા છે. આનું કારણ એટલુંજ કે તેઓનામાં બાળ લગ્ન થતાં નથી. તેથી તેઓ જે નિશ્ચય કરે છે તે તેમનાં મગજ ગ્રહણ કરી શકે છે. કોઈ એમ પ્રશ્ન ઉઠાવશે કે એ લોકો ભણ્યા ગણ્યા વગરના જંગલી છે. એટલે તેમનામાં શુરાતન હોય પણ જુઓ આપણા અંગ્રેજ લોકો તેઓનામાં તમારા ધારવા પ્રમાણે કેળવણીનો ફેલાવો છતાં તેમણે સાર્વભૌમ પદ ધારણ કરયું છે. તથા યુનેટેડસ્ટેટ્સના લોકો કેળવણીના અગ્રેસર છતાં યુદ્ધ કરી પોતે સ્વતંત્ર થયા છે. **એનું કારણ ફક્ત યોગ્ય ઉમરે લગ્ન અને સમાગમજ છે.**

ત્યારે હવે આપણે એવા નિશ્ચયપર આવીશું કે બાળ લગ્ન ન

થવાં એ સર્વાંશે સારૂં છે પણ આપણી હાલમાં બાળ લગ્ન એકદમ અટકી શકે તેમ નથી. તો અત્યારે એટલુંજ કહેવું બસ થશે કે યોગ્ય **અવસ્થા** વગર **સમાગમ** ન થાય તોજ સારૂં પરિણામ આવી શકશે.

લેવા વિજયના ગ્રાહકો આ સંબંધમાં આ લેખને અનુસરી જ્ઞાતિબંધુઓમાં કંઈ સૂચનાઓ કરશે. તથા પોતે તેમ વર્ત્તશે—વર્ત્તાવશે. તોજ લેખકના પ્રયત્નનું સાફલ્ય ગણાશે. અને તેમ વર્ત્તવાને તેમને સંસાર વ્યવહારિક અડચણ આવવાની નથી. તેમ તેમના કુળને કોઈ પ્રકારનું લાંછન લાગવાનું નથી. એ દેખીતું છે. માટે તે પ્રમાણે વર્ત્તન કરવા ખાસ ભલામણ છે. અને તે પ્રમાણે વર્તશે—વર્ત્તાવશે તો તેઓ એક સમર્થ વૈદ્યરાજ કરતાં ઉચા દરજ્જાના ગણાશે અને ઉછરતી પ્રજા રૂડી અશીષ દેશે એ નિસ્સંશય છે.

જો કે પ્રજા સશક્ત થાય તો પણ સ્ત્રી કેળવણીની ઘણી અવશ્યકતા છે એ કેળવણી કેવી જોઇએ એ વિષય કોઇ પ્રસંગે ચર્ચવામાં આવશે. સ્ત્રી કેળવણી વગર પ્રજા ગમે તેવી સશક્ત થાય તો પણ સુશિક્ષિત બનતી નથી, માટે આ બે વાત ઉપર પ્રજાનો આધાર છે. આ લેખમાં કોઇ કોઇ જગ્યાએ હૃદય બળને લીધે સ્વતંત્ર મગજને યોગ્ય છુટ આપવી પડેલી છે. તેથી કોઇ જ્ઞાતિબંધુને ખોટું લગાડવાનું કારણ નથી તેમ છતાં ખોટું લાગે તો તેનો ઉપાય મારી પાસે નથી તેથી દીલગીર છું. પણ જ્ઞાતિવાત્સલ્યને લીધેજ આ લેખ યોજાયો છે. અન્ય કંઇ પ્રયોજન નથી.

———:o:———

## અરજ પત્ર.

હે પરમ કૃપાળુ ઈશ્વિર, મારા ચરોતરના લેઉઆ પાટીદાર બંધુઓના ઉપર તારી અકૃપા શાથી થઇ કે જેથી કરી તેઓ પોતે હાથમાં દીવો લઇ કુવામાં પડવા જનારની પેઠે જાણી જોઇને માની લીધેલી મોટાઇના તાનમાં ને તાનમાં દુઃખ રૂપી દરીયામાં કે જે દરીઓ તમામ અનીતીમાન રીવાજોથી ભરેલો છે, તેમાં દોડયા જાય છે. ને પોતાના તેમજ પોતાનાં બાળ બચ્ચાંના સુખ દુઃખનો વીચાર કરતા નથી. આ સ્થિતી સુધારવા માત્ર હે નીયંતા! તારી મદદનીજ અગત્ય છે; માટે તેમના હૃદયમાં સંપ, દયા, અને પરોપકાર બુદ્ધિ પેદા થાય તેવી પ્રેરણા કર. આવી બહોળી વસ્તીવાળી પ્રજા જે અનેક પ્રકારનાં મહાન કામો કરવા સમર્થ

છે, વિદ્યાભ્યાસ કરી આગળ પડવાનો પ્રયત્ન કરવા તેમાંના ઘણા પુરૂષો બળવાન છે, ખેતીમાં અથાગ મેહેનતનો ભોગ આપવા તૈયાર છે, જાતે અજ્ઞાત દુઃખો વેઠવા સમર્થ છે, ખરી મેહેનતથી મેળવેલા દ્રવ્યનો ઉપયોગ કરવા ઉદાર છે, વિવેક વિદ્યામાં કુશળ છે, તમામ અન્ય જ્ઞાતીના જનોને મદદ રૂપ છે, ગામોના ગામોમાં પોતાનો દાબ બેસાડી પોતાની આગેવાની કરવામાં કુશળ ને પરાક્રમી છે, પણ પોતાની જ્ઞાતીમાં, પોતાના ગામમાં, પોતાની ટોળીમાં, પોતાના કુંટુંબમાં, કે પોતાના ઘરમાં ચાલતા અલ્પ જે ટચલી આંગળીના ટેરવે ખસેડી શકાય તેવા રીવાજો, જેણે આખી પ્રજાને મહાન સંકટના સુમદ્રમાં ઝોકાવી દીધી છે, તેને કોઇને હાની કે નુકશાન ન થાય ને અપાર સુખનો અનુભવ થાય તેવા રૂપમાં પણ સહેજ બદલવા શક્તીવાન નથી. એ અદ્ભુત ચમત્કાર પમાડનાર બીના છે દાખલા તરીકે શક્તી ઉપરાંત બારમાંનાં ખરચ કરવામાં ન આવે ને મળતર પ્રમાણે ખરચ થાય, કોઇ પણ જાતનુ ખરચ પોતાના ભાઇઓની ચડસા ચડસીમાં ન કરવામાં આવે પણ પોતાની ગુંજાસ વીચારી કરવામાં આવે, તો કોઇને દુઃખ થવાનો કે અણુમાત્ર મનનો દુખાવો થવાનો શંભવ નથી. તે પણ મોટા હીમાચલ પર્વતને ખસેડવા જેટલું ભારે કામ થઇ પડ્યું છે. અરે, એ મહા સમર્થ પુરૂષો હીમાચલ પર્વત ખસેડવા શક્તીમાન છે; પણ આ કયા બિસાત રીવાજને ખસેડવા સમર્થ નથી. તો અરે કરૂણાનિધિઇશ્વરા! એ કામને માટે એ પ્રજાને શક્તીવાન કરવા ફક્ત તારીજ પ્રેરણાની જરૂર છે. એવી મારી તારા પ્રત્યે પ્રાર્થના છે.

ચાલતા જમાનામાં અનુભવ સુખનો લાભ લેવા ઘણા સાહસીકો બહાર પડયા છે, જેમણે પ્રસિદ્ધ કામો કરી જો કે પોતેજ લાભ મેળવ્યો છે. પણ તેથી બીજા જાતીભાઇઓને દાખલો લેવા જેવું બન્યું છે તે માત્ર તારી અમારા ઉપર મહત્ કૃપાની શુભ નીશાની છે. વળી આશા રાખવામાં આવેછે કે એવા કામને વાસ્તે સાહસીક પુરૂષોને જન્મ આપી તે દ્વારા દ્રષ્ટાંત આપ્યું છે તો ઉપર બતાવેલા ગળે વલગી પડેલા રીવાજોનો નાશ કરવાને શુરવીર પુરૂષોને હીમતરૂપી બક્ષીસ આપશે ને શદંતર એકા એક જડ મુળથી નાશ થાય એવો વખત પણ આપશે એમ ખાત્રી થાય છે. આ દાખલો આપનાર કયા નરો છે, ને કયા રીવાજો બદલી કે છોડી કયા

નીતિમાન રીવાજો ચાલુ થયાના દાખલા જોઈએ છીએ તે મારી બુદ્ધિ પ્રમાણે હું અહીં રજુ કરૂં છું.

**બાળ લગ્ન**—બાળ લગનનાં દુખોથી તમામ વાંચનાર ગૃહસ્થો જાણીતા છે, તો પણ તેનું થોડું વર્ણન આ જગાએ લખવા ઉચીત ધારી લખું છું. પ્રાચીન કાળ સાથે હાલની લગ્ન કરવાની રૂઢી સરખાવતાં જણાય છે કે હાલ જેટલી નાની ઉમરમાં છોકરા અને છોડીઓને પરણાવવામાં આવે છે, તેટલી નાની ઉમરમાં પરણાવવામાં આવતાં ન હોતાં. તેના દાખલામાં એટલી સાબીતી છે કે આગળના વખતમાં સ્વયંવર થતા હતા તે વર કે કન્યાની નાની ઉમર હોય ને તેમનામાં પુરતી સમજ હોય નહીં તો તેમ બને નહીં. બાળ લગ્ન ઘણા ટુકા વખતમાં જન્મ પામેલો રીવાજ છે. હવે એ રીવાજ દાખલ કરનાર શેહેલાઈથી દાખલ કરી ગયા, પણ જ્યારે હાલ તેનાથી ઘણુ નુકશાન થવા લાગ્યું છે, ત્યારે તેને બંધ કરનાર કોઈ શક્તીવાન નથી. આના પરિણામમાં માબાપોએ ઘણું વીચારવા જેવું છે, તે એ કે નાનાં બાળકો પરણાવવાથી ઈશ્વરેચ્છાથી કદાપી વરનું મરણ થાય છે તો નાની ઉમરથી જે કન્યા વિધવા થઈ છે, તેને પોતાની આખી ઉમર દુઃખમાં ને દુઃખમાં ગુજારવી પડે છે, તે તેને પોતાને તેમજ તેનાં પીયરીયાં સાસરીયાંને એક ઘણું જોખમ ભરેલું અસહ્ય દુઃખ છે. વળી નાની ઉમરથી પરણેલા પૈકી કન્યા મોટી ઉમરની હોય તે બરાબર દેખાવપરથી સાબીત થઈ શકતું નથી; જેથી થોડી મુદતમાં સ્ત્રી વધીને પોતાના વરની સરખામણીમાં ઘણી વખત એટલી વધી જાય છે કે તેનો પ્રથમ ખ્યાલ કરવો મુશ્કેલ પડે છે. આવા બનાવમાં ઘણું ખરૂં વર છેક શરીરે નાજુક બનતો જાય છે ને દેખાવ હાસ્ય પાત્ર થઈ પડે છે. એથી બને છે એટલુંજ કે, સ્ત્રી જાતને પરમેશ્વરે જાણે દુઃખ વેઠવા પેદા કરેલી હોય એમ મરદો માનતા હોય એવી સ્વાર્થી બુદ્ધિ સીવાય બીજું જણાતું નથી. કારણ વરને કોઈ પ્રકારનું દેખીતું દુઃખ દેખાતું નથી.

બાળ વયમાં લગ્ન થયાથી સ્ત્રી પુરૂષ પરણવામાં જે જે સુખ રહેલાં છે તેથી અજાણ રહી જાય છે, ને મોટી વાત એ છે કે પરણવામાં પુરૂષ અને સ્ત્રી પોતાનો જે દરજ્જો છે તે પણ બીલકુલ સમજી શકતાં નથી. તેથી બને છે એમ કે ઘર સંસાર સલાહશાન્તીથી આનંદમાં ચાલતો

નથી, પણ કજીઆ કંકાસથી ભરપુર રહેછે. પોતાની સમજની ગેરહાજરીમાં પરણેલા પુરૂષો પોતાની સ્ત્રીને ખરીદ કરેલું ઢોર સમજે છે. કારણ સમજ વખતે મેળવેલી સ્ત્રી પોતાની મરજી વીરૂદ્ધ હોય તો પણ તેના તરફ મીત્ર ભાવ કુદરતી પેદા થાય છે. તેનો દાખલો એજ કે ઘણા માણસોને મિત્રાઇ થાય છે તે મિત્રાઇ સમજ થયા પછી થાય છે. ને મિત્ર કેટલીક વાતમાં અનુકુલ ન હોય તો પણ તેમની મિત્રાઇ નભી જાય છે. કારણ પોતાને હાથે પ્રાપ્ત કરેલી વસ્તુ છે તેથી તેનો મોહ વધારે રહેછે આ સીવાય વર કે કન્યામાં જે ગુણો કે પરાક્રમ આગળ ઉપર વાસ કરી રહેવાનાં છે તેનો તો બીલકુલ ભાસ પણ લગ્ન સમયે હોતો નથી. એટલી કુમળી વયમાં લગ્ન સંસ્કાર તેમનાં માબાપો કરી નાખે છે જેથી આગળ ઉપર એક એકના કામથી પણ અપ્રીતી થવાનું વર વહુને કારણ ઉત્પન્ન થાય છે. અર્થાત કુમળી વયના બાળકોપરણાવવાથી માબાપને છોકરાંના લગ્ન પ્રસંગના વીવાહ માલવાના સુખ સિવાય, અને પૈસા લેનારને તે સાથે પૈસાનો વકરો કરવાના લાભ સિવાય, બાળકોને કોઇ જાતનો લાભ મળતો હોય કે સુખની પ્રાપ્તી થતી હોય એમ મને તો લાગતું નથી. પછી કરનાર ગૃહસ્થોને સુખનો અનુભવ થતો હોય ને તેમનાં બાળકો સુખી થતાં હોય તો ઇશ્વરેચ્છા. દિવસે દિવસે વિદ્યા ન ફેલાતા થાય છે, ને ગામડાંના વગર શીખેલા માણસથી મોટાં ગામમાં રહેનાર કેળવાયલા માણસ સુધી તમામ હાલના સુધારાથી માહીત હોના જોઇએ કે થોડી મુદતમાં છોકરાં તેમનું માન ન રાખે તેવો અનઘડ વખત આવશે. ને પોતાની મહત્તા પોતાને હાથે ઘટાડશે. કારણ રાજ્ય તંત્ર સ્ત્રી પુરૂષને સરખે ભાગે સુખ આપનાર છે તે ઉછરતી પ્રજાના મનમાં પેસારો કર્યા વિના રહેશે નહીં. આમ થવા અટકાવ થાય એવી હે પ્રભુ તું લેઉવા બંધુઓને બુધ્ધી આપ. ને તેમના પરાક્રમી પૂર્વજોનાં બરાબર સત્તર વરસે કે તે પછી લગ્ન થાય તેવી સૌને મતી આપ.

**લગ્ન પ્રસંગે ખરચ**—લગ્ન કરવામાં દરેક ગામના દરેક લેઉવા પાટીદારના મનમાં એવું ભુત ભરાયું છે કે મોટે ઠેકાણે દીકરીનો વીવાહ કરવો. અલબત એ વિચાર રાખવો એ ઘણી ઉત્તમ નિતી છે પણ ગુંજાય ઉપરાંત મોટે ઠેકાણે વીવાહ કરવો તેમાં દીકરી તેમજ તેનાં માબાપના હાલ હવાલ થાય છે, પૈસો ખુટી જાય છે, દુર્દશા આવે છે, પાછળથી

પોસાતું નથી. માટે દીકરીનાં સાસરીયાં સાથે સ્નેહ ભાવ રહેતો નથી. પણ ઉલટું વેરરૂપ કામ થાય છે. ને સગાઇનો કશો સ્વાદ અનુભવ્યામાં આવતો નથી, પણ એક એકને દુશ્મન દેખે છે. એક-બીજાનાં સામસામી બને પક્ષને મેણાં ટુણાં ખમવાં પડે છે, ને દીકરીના દુઃખનો તો પાર રહેતોજ નથી; તેનુ કોઇ જાતનું માન સાસરીમાં જાળવવામાં આવતું નથી. ને માત્ર એક હડકાયા કુતરા જેવી જીંદગી ગુજરે છે. ખાવા પીવામાં કે પોતાને ગમતી વસ્તુ મેળવવાને તો બીલકુલ શગવડ ભરેલું બની શકતું નથી. પણ ઉલટું પોતાના માબાપે કરેલા ગુન્હાના બદલામાં પોતે કેદી થઇ બળાપામાં ને બળાપામાં દિવસ ગુજારવા પડે છે. અરે દયાનિધી પ્રભુ! તને આવી રાંક અને નિર્દોષ કન્યાઓની દયા કેમ નથી આવતી, કે જેમણે સ્વસુર પક્ષનો કંઇ ગુનો કર્યો નથી તેને માથે આટલી આટલી ગુજરવા વખત આપે છે. એકદમ તેમના માબાપોના અવીચારી હૃદયમાં સુવિચારો મુકી એટલીજ પ્રેરણા કર કે પોતાની શક્તિ પ્રમાણે બરોબર પોતાનાથી તેવડી શકાય તેવીજ સારી જગાએ લગ્ન કરે, અને અવિચારે કરી ગામમાં સર્વોત્કૃષ્ટ ઘરનો વર લાવનાર પોતે છે, ને બીજા તેથી તમામ ઉતરતા છે એમ માનવાની બુધ્ધી છોડે, કે જે બુધ્ધી વડે પોતે દુઃખી થાય છે, કુટુંબને દુઃખી કરે છે, ને પોતાની કુમળી વયની બાળા જે બીલકુલ દુ:ખ સહન કરવા સસારના નાવમાં બેઠી નથી તેને અઘોર દુઃખના ખાડામાં ન ફેંકતાં યોગ્ય સ્થળનો વિચાર કરે. જેથી પોતે, પોતાનું કુટુંબ અને પોતાની વહાલી દીકરી સુખનો અનુભવ કરે ને તેવાં માબાપોને આશીશ ઉપર આશીશનો વરસાદ વરસાવી મંગળકારી વચનોથી વધામણી આપે.

લગ્ન પ્રસંગના ખરચાળ રીવાજો પોતાની યથા શક્તી પાળવા એ પણ એક દરેક માણસથી બની શકે તેવી બીના છે. તેથી એને માટે એવો વિચાર નહીં જોઇએ કે ફલાણાએ આટલું ખરચ કર્યું તો આપણે તેટલું કરવું અથવા તેથી સવાયું કરવું ને તેને દબાવી કાટવા પ્રયત્ન કરવો. ફકત પોતાની પાસે દ્રવ્યનું જોર હોય તે ઉપર આધાર રાખી ખરચ કરવાનો ધારો રાખ્યાથી હમેશાં સુખ, વિનોદ, ને જશ મળે છે. પણ વધારે ખરચ કરવાથી ધારેલો જશ મળતો નથી ને એકદમ મોટા થઇ જવાની આશા ભંગ થાય છે. આટલો વીચાર પરી પક્વ હોવો

જોઇએ કે એકદમ ભારે ખરચ કરવાથીજ મોટા થઇ જવાય છે, ગામમાં થાંભલા હોય તેમની બરોબરીમાં ખરચ કરવાથી તેમના જેવા થઇ જવાય છે. એ માનવું આગળ ઉપર ઘણુંજ હાની કારક નીપજે છે. (અપૂર્ણ)

——:o:——

## "પાટીદાર જ્ઞાતીમાં થતી બાળકી હત્યા તથા સ્ત્રી હત્યા શી રીતે અટકે?" એ વિષય ઉપર ઈનામ જીતેલો નિબંધ.

(લખ. મથુરભાઈ કાલીદાસ પટેલ હેડ માસ્તર, કોડીનાર.)

આપણી પાટીદાર જ્ઞાતીમાં થતી બાળકી હત્યા અને સ્ત્રી હત્યા શી રીતે અટકે? આ પ્રશ્ન આપણી જ્ઞાતીના એક દયાળુ ગૃહસ્થ તરફથી આ (લેઉઆ વિજય પત્ર) માં પૂછાયેલો છે. પ્રત્યેક ધાર્મિક, નીતિવાન અને સુજ્ઞ જ્ઞાતી જનોના કોમળ હૃદયમાં એ સંબધી વિચારો ઉદ્‍ભવે એ સ્વાભાવિક છે. એક કરતાં ઘણીવાર એ વિષય ઉપર વિચારો અને બંદોબસ્તના ઈલાજો થયેલા છતાં જોઇએ તેવું ઉત્તમ પરિણામ આવી શક્યું નથી, પણ ઉત્તરોત્તર અધમતામાં વધારો થતો સાંભળવામાં આવે છે. આવી રીતે થવાનું શુ કારણ? એ વિચાર કરવા જેવું છે.

આ પ્રશ્નનો હેતુ આપણી લેઉઆ પાટીદાર જ્ઞાતીમાં થતી સ્ત્રી હત્યા અને બાળકી હત્યા બંધ કરવાનો છે. તો બેશક પ્રશ્નનો હેતુ ઉચ્ચ ધાર્મિક અને મહત્વનો છે. આપણે એ હેતુનું વધારે સારૂ જ્ઞાન મેળવી શકીએ તો આપણો હેતુ સફળ કરવાને વધારે સરળ અને ઉત્તમ માર્ગ શોધી શકીએ. એ તો નિશ્ચય છે કે કોઈ પણ કાર્ય કારણના અસ્તિત્વ સિવાય ઉદ્‍ભવે નહીં. કાર્ય થયેલું હોય અથવા તેમ થવાનો સંભવ હોય તો તેને માટે કારણ હોવું જોઇએ. કારણના અસ્તિત્વથી કાર્યનું અસ્તિત્વ હોવું જોઇએ એ નિશ્ચયતાથી બોલી શકાય નહીં. કાર્ય કારણને પીતા પૂત્રના જેવો સંભવ છે. એટલે કે કારણ એ પીતા સમાન અને કાર્ય એ પૂત્ર સમાન છે. આ વિષયને આથી વધારે સરળતાથી સમજાવવાની જરૂર રહેતી નથી.

કારણો જાણ્યા વગર કાર્યનો આરંભ કરવાથી આપણે આપણી ધારેલી ઈચ્છામાં જોઇએ તેવી સફળતા મેળવી શકતા નથી. વખતે તેનુ

*કાગ તાલીય ન્યાય પ્રમાણે મળે એ જૂદી વાત છે. આપણે તો એક સામાન્ય વિષયનો વિચાર કરવાનો છે. એક બાળકને ચોરી કરવાની ટેવ છે; તેમાંથી તેને મુક્ત કરવાને શિક્ષક કિંવા તેનાં માતા પીતા ઇચ્છા રાખે છે; તો તેઓએ તેને માટે કયો રસ્તો પકડવો ઉચ્ચિત છે? સહસા કાર્ય કારણોને સંબંધ વિચાર્યા વિના કહેવાથી કે બીજા ઇલાજોથી તેને તેઓ આ અનીતિમાંથી મુક્ત કરી પોતાની ઇચ્છા ફલિત કરી શકશે નહી. પોતાની ઇચ્છીત ધારણમાં પૂર્ણતા મેળવવા તેઓએ આ પ્રમાણે પોતાના મનમાં કાર્ય કારણોનો સંબંધ વિચારવો જોઇએ. એ બાળક શી બાબતની ચોરી કરે છે? કેવી રીતે ચોરી કરે છે? કયારથી એ ટેવ પડી છે? તેને માટે અત્યાર સુધીમાં કાંઈ પણ પ્રયત્ન થયેલા છે કે નહીં? જો થયા હોય તો શા શા અને કેવી રીતે? તેનું પરિણામ શું આવ્યું? તેવુંજ પરિણામ શા માટે આવ્યું? ઇચ્છીત પરિણામ લાવવાને કઈ બાબતનો તેમાં અંતરાય થયેલો છે? શરૂઆતની અને હાલની ટેવમાં શો તફાવત છે? એ તફાવત પડવાનું શું કારણ શરૂઆતનો તેનો સહવાસ કેવો હતો? હાલ સહવાસ કેવો છે? આટલી બાબત ધ્યાન દઇને વિચારી શકે તો શું અને કેવી રીતે કરવું તે તેઓ શોધી શકે; એટલે કે ચોરી કરવાની ટેવનાં અને તેમાં થતા ફેરફારનાં સંબંધ પૂર્વક કારણો હાથમાં આવતાં અગ્રાહ્ય કારણોનો નાશ કરીને અને ગ્રાહ્ય કારણોને પકડીને સરળ રસ્તે ચાલી ઇચ્છીત પરિણામપર પહોચી શકે. કારણો જાણ્યા વગર એકદમ કાર્ય કરવા મંડી જવાથી ઘણીવાર વમળમાં પડી † ખોટે રસ્તે ચઢી જવાય છે યા તો પોતાના કરેલા કામમાં નિષ્ફળ થવાય છે. માટે પ્રથમ કાર્ય કારણોનો સંબંધ પૂર્વક વિચાર કરવો અને પછી કાર્ય શરૂ કરવું એજ પ્રમાણે અને એજ શ્રેણીએ વિચાર કરવાથી આપણી જ્ઞાતીમાં થતી બાળકી હત્યા અને સ્ત્રી હત્યા થવાનાં કારણો આપણે શોધી શકીશું. કારણો જાણવાથી આપણે આપણી પૂર્ણ શક્તિ વાપરી હેતુ ફલિત કરી શકીશું.

આ પ્રમાણે આપણે આપણા આ મહત્વના પ્રશ્નનો હેતુ ફલિત કરવા સંબંધી વિચાર કરવાને આપણી જ્ઞાતીના કેટલાક આ વિષય સાથે સંબંધ રાખતા રીવાજો તથા કેટલાંક આંતર કારણોનો વિચાર કરવાપર

* "કાગનું બેસવું અને ડાળનું ભાગવું" એ જુની કહેવત છે.

† ખોટે રસ્તે એટલે કુરસ્તે રસ્તે.

આવ્યા. જ્ઞાતીના સકળ તેમજ પ્રથક્ પ્રથક્ રીવાજો તપાસવામાં પડીશું આપણે નકામો કાળક્ષેપ કરીશું નહીં. ફક્ત જરૂરીઆત હકીકત માટે આ સ્થળે વિચાર કરીશું તો બસ છે. જ્ઞાતી એ પ્રથક્ પ્રથક્ કુટુંબોના સમગ્ર થવાથી થયેલું એક રૂપ છે, જેથી સમગ્ર જ્ઞાતી રીવાજ તપાસવાથી દરેક કુટુંબ રીવાજની કલ્પના આવી શકે.

આ પ્રમાણે જ્ઞાતી રીવાજ તપાસવાના વિચારપર આવતાં વાચક વર્ગ સમક્ષ એક વાત મારે સૂચવવી જોઇએ તે એ કે જે રીવાજો અને આંતર કારણો સંબંધી મારે વિચાર દર્શાવવો પડશે તેથી આપણા ઘણા ખરા જ્ઞાતીજનો જાણતા હશે કિંવા આ (લેઉઆ વિજય) માસીક પત્રમાં તે સંબંધી વિવેચન થયેલું હશે, છતાં આ સ્થળે તે સંબધી પ્રથમ વિવેચન કર્યા વગર ચાલે તેમ નથી. કારણ કે અમૂક કારણો શબ્દોમાંજ નિદર્શન કરવાથી કાંઈ પણ સફળતા આવી શકે નહીં. વળી જાણવું અને સમજવું એક નથી. આવા કારણોથી આ સ્થળે પરિવર્તન દોષ થાય તેદ તે ક્ષન્ત્ય છે.

આપણી લેઉઆ પાટીદાર જ્ઞાતીમાં ગુજરાતમાં વિશેષે કરીને વડોદરા પ્રાંત, ખેડા જીલ્લો અને દસકોસીની વસ્તીનો મોટો ભાગ છે ચરોતરનાં ૧૩ ગામોના જ્ઞાતીજનોનાં અમુક અમુક કુટુંબો બીજી સમગ્ર જ્ઞાતી કરતાં ઉચ્ચ ગણાય છે. ઈતર ગામોમાં ચરોતરનાં ૧૩ ગામો વાકર કા'નમ અને દશકોસીનાં મલીને ૫૪ ગામોમાં અને આ ૫૪ ગામો આ સિવાયના ગામોમાં ઉચ્ચ ગણાય છે. આ રીતે આપણે આપણી સરળતાની સારૂં ૧૩ ગામને પહેલા વર્ગમાં, ૫૪ ગામને બીજા વર્ગમાં અને ઈતર ગામોને ત્રીજા વર્ગમાં ગોઠવીશું તો ખોટું નહીં ગણાય. પેહેલા વર્ગના જ્ઞાતીજનો તમામ જ્ઞાતીજનોની કન્યા લે છે પણ તેઅને સામી કન્યા આપતા નથી. બીજા વર્ગના જ્ઞાતીજનોનાં અમુક અમુક અને (કેટલાક ગામોનાં તમામ કુટુંબો પહેલા વર્ગમાં પોતાની કન્યાઓ આપે છે અને પોતે બીજા વર્ગમાંથી (મળી શકે તો) અને ત્રીજા વર્ગમાંથી કન્યા લાવે છે.

કન્યાના લગ્ન પ્રસગે પહેલા અને બીજા વર્ગના જ્ઞાતીજનોમાં જમણવારમાં, સગાં વહાલાંને આપવામાં અને વરના પિતાને આપવાના ખર્ચનો બોજો અસહ્ય થઈ પડે છે એ સર્વે વિદિત છે એટલે તે સંબંધી અત્રે વિસ્તાર આપવાની જરૂર રહેતી નથી. બીજા વર્ગના જ્ઞાતીજનો પહેલા

વર્ગના જ્ઞાતીજનો કરતાં હલકા કુળના ગણાય છે માટે તેમને પ્હેલા વર્ગમાં (ઉચ્ચ કુટુંબોમાં) કન્યા આપતાં વધારે પૈસા ખરચવા પડે છે. લગ્ન પ્રસંગના ખર્ચથી કન્યાનાં માતા પિતા ખર્ચ કરવામાંથી મુક્ત થતાં નથી; પણ દરેક પ્રસંગે ગજા ઉપરાંત ખર્ચ ઉઠાવવા તૈયાર થવાની ફરજ સ્વિકારવી પડે છે. આટલો ખર્ચ કરી પોતાની સ્થિતિ પાયમાલ થતાં પણ કન્યાનાં સાસરીઆં તરફથી (સુધારાના અભાવથી) કનડગત થવાજ કરે છે.

વળી આપણી પાટીદાર જ્ઞાતીનો મુખ્ય નિર્વાહ સાધન જમીન છે. પ્રહેલા વર્ગમાં વસ્તી ધાડી થવાથી કેટલીક વખત દરેક માણસને પાવીંધું જમીન પણ ભાગ્યે મળી શકે તેમ હોય છે. વળી વતન મૂકી બહોળી જમીનવાલા પ્રદેશમાં રહેવા જવાથી પાટીદાર મટી કણબીમાં ગણના થતાં કન્યા મળવાને હરકત પડે છે. અને કન્યા વંશપરંપરાથી ચાલતા આવેલા રીવાજ પ્રમાણે આપનાને ઘણો ખર્ચ કરવાની જરૂર પડે છે. જેથી વતનમાં જે મળે તેમાં સંતોષ માની બેસી રહેતાં સ્થિતિમાં સુધારો થતો નથી. બેશક, પહેલા વર્ગની જમીન રસાળ છે. પણ લાંબા વતન વગર શું કરવું? જે મોટા પાટીદાર–ભાગદાર છે તેમને તો સુખ છેજ. પણ સમગ્ર જ્ઞાતી માટે એ વિચાર લઈ શકાય નહીં. આ રીતે આવકનો રસ્તો સાંકડો અને ખર્ચનાં દ્વાર મોટાં છે. આ તો ફક્ત આપણે કન્યાના લગ્ન પ્રસંગે થતા ખર્ચનો વિચાર કર્યો છે. પણ સાથે સ્થિતિનો વિચાર કરવાને બીજાં જ્ઞાતી સંબંધી કુટુંબ ખરચો ભૂલી જવાં જોઈએ નહીં. સ્થિતિ સારી ન હોય તો પણ કુટુંબના બીજા જ્ઞાતીજનોની સાથમાં રહેવાને ખર્ચ કરવોજ જોઈએ. તેમાં વળી પાટીદારના હાથ પોળા એટલે કયાંથી આવેછે અને શી રીતે વપરાય છે તે તપાસે પણ કોણ?

આ પ્રમાણે શક્તિ ઉપરાંત બોજો પડવાના ભયથી, શક્તિ હોય તો વધુ કન્યાઓ થઈ જતાં પૈસાનો નાશ થતાં પાયમાલ થવાની દહેશતથી અને તેમ છતાં પણ કન્યા સંબંધી આખા જન્મ પર્યંત પડવાનાં આંતર દુઃખ કારણો નિવાણાર્થે પોતાની કન્યાઓને જન્મથીજ દૂધ પીતી કરી દેવામાં આવે છે. પહેલા અને બીજા વર્ગના અમુક કુટુંબોમાં કન્યા ઉછેરનાજ નથી. વખતે એકાદ કન્યા ઉછેરવામાં આવેછે. આ બે વર્ગમાં થોડાંજ કુટુંબો એકથી વધારે કન્યા ઉછેરતા હશે.

પહેલા અને બીજા વર્ગના તમામ જ્ઞાતીજનોમાં આ પ્રમાણે કન્યા પાછળ ખરચ કરવાનો રીવાજ નથી. તેમાં પણ હલકાં ગણાતાં કુળમાં સેંજ સાંજ કિંવા બીલકુલ ખરચ નહિ કરવાનો રીવાજ છે. વળી વધારેમાં કન્યાઓના પૈસા પણ લે છે. મતલબ કે તેઓને પોતાની કન્યાઓ પાછળ ખરચ કરવો પડતો નથી. તેથી તેઓ પોતાની કન્યાઓની હત્યા કરતા નથી.

વળી આપણા આ મહત્વના પ્રશ્ન સંબંધી વિચાર કરવાથી પણ એજ પરિણામ આવેછે; કારણ કે આ પ્રશ્ન કરવામાં સાધારણ રીતે બહુ ગ્રહણદોષ થાય છે. બીજા અને પહેલા વર્ગનાં હલકાં ગણાતાં કુટુંબોમાં અને ત્રીજા વર્ગના જ્ઞાતીજનોમાં કન્યા પાછળ ખરચ કરી પાયમાલ થવાની કે બીજાં આંતર દુઃખો ભોગવવાની દહેશત હોતી નથી તેથી તેમાં બીલકુલ કન્યાની હત્યા કરવામાં આવતી નથી. આ પ્રશ્નથી આપણી જ્ઞાતીનાં રીવાજ અને રીતભાતથી અણ વાકેફગાર જનો કહે કે "લેઉઆ પાટીદાર સમગ્ર જ્ઞાતીમાં કન્યા હત્યા કરવામાં આવેછે;" પણ તેમ નથી જે આપણે ઉપર દર્શાવ્યું છે; પણ એ પ્રમાણે હત્યા થવાનાં કારણો જે કુટુંબોમાં છે તેમાંજ થતી હત્યા સાંભળવામાં આવેછે. કારણ કન્યા પાછળ થતો ખર્ચ અને તેના સંબંધીઓ તરફથી જન્મ પર્યંત અપાતાં આંતર દુઃખો છે.

થતી સ્ત્રી હત્યાનું કારણ પણ થતી બાળકી હત્યાના કારણ જેવુંજ છે. સ્ત્રી કરતાં પૈસા બેસતા નથી પણ ઉલટા સ્ત્રી સાથે પૈસા મળે છે; જેથી પૈસામાં પોતાની શક્તિ ખુટી હોય કિંવા સ્ત્રીનો સેંજ સાંજ વાંક નહીં છતાં પુરૂષ કિંવા તેના સંબંધીઓને પોતાની કમ અક્કલથી કે આંતર કારણોથી વાંક જણાય તો તેના સદ્દગુણને પણ દુર્ગુણ ગણી તેના અમૂલ્ય દેહનો ક્ષણવારમાં નાશ કરે છે. કેટલાક જ્ઞાતીજનો તો ફક્ત સ્ત્રીપર નિર્વાહ કરનારા હોય છે. એક સ્ત્રી તરફની આવક બંધ થઈ કે બીજી પરણે અને એમ ઉત્તરોત્તર એક આવક બંધ થઈ કે કમી પડે તો તેનો નાશ કરીને બીજી સ્ત્રી પરણે. આ પ્રમાણે નાશ કરવામાં તેમની ક્ષણિક લાભ તરફ દ્રષ્ટી કરવાની પધ્ધતિનુંજ પરિણામ છે. કારણ કે તેમ કરવામાં તુર્ત તો નુકશાન થવાને બદલે લાભ થાય છે.

પૈસા આપી કન્યા આપવાને એકને બદલે અનેક ઉભા થયા છે.

કોઈ પણ લાભ થવાનો ન હોય, સ્ત્રી કરતા પૈસા ખરચવાના હોય, પૈસા ખર્ચ કરતાં યા પૈસા ખરચવાના ન હોય પણ આંતર અને બાહ્ય કારણોથી સ્ત્રી મળવાને હરકત થતી હોય તો એવા પાષાણ સમાન હૃદયવાલા માણસોના મગજમાં એવી રીતે સ્ત્રી હત્યા કરવાની સ્ફુરણા ભાગ્યેજ ઉદ્‌ભવે. આ કારણ વિષે વધારે સિદ્ધતા કરવી હોય તો જ્ઞાતીના ત્રીજા વર્ગની કલ્પના કરો. એ વર્ગમાં ભાગ્યેજ સ્ત્રી હત્યા થતી આપણા સાંભળવામાં આવશે. તેનું કારણ આપણે ઉપર બતાવ્યા પ્રમાણે એ છે કે તેમને સ્ત્રી કરતાં પૈસા બેસે છે, પૈસા ખરચતાં પણ સ્ત્રી મળતાં ઘણી અડચણ પડે છે. પહેલા અને બીજા વર્ગના જ્ઞાતીજનોના જે કુટુંબોમાં સ્ત્રી મળવાને હરકત થાય છે તેમાં પણ ભાગ્યેજ સ્ત્રી હત્યા થાય છે. પહેલા અને બીજા વર્ગના ઉચ્ચ કુટુંબોમાં પણ જેમ સ્ત્રી કરવાથી લાભ વધારે અને અંતરાય થોડા તેમ સ્ત્રી હત્યા વધારે. ઈતર જ્ઞાતીમાં પણ જે જ્ઞાતીમાં આપણા બતાવ્યા પ્રમાણે હત્યા થવાનાં કારણો રહેલાં છે તેમાં પણ એ પ્રમાણે થતી હત્યા સાંભળવામાં આવેછે. આ પ્રમાણે આપણે વિચારી શકયા કે આપણી લેઉઆ પાટીદાર જ્ઞાતીમાં થતી હત્યાનું કારણ જ્ઞાતીના ચાલુ રાક્ષસી રીવાજો છે.

એક સાધારણ નિયમ છે કે "કામ કરવાથી તે પ્રમાણે કરવાની ટેવ પડી જાય છે" આપણી જ્ઞાતીના જે કુટુંબોમાં હત્યા કરવામાં આવે છે તેઓને ક્રિયા કરવાથી સાધારણ રીતે ટેવ પડી જાય છે. હત્યા કરવી એ મોટું પાપ છે એવું લક્ષમાં ભાગ્યેજ આવી શકે છે. સોબતની અસર માણસોના મગજપર થયા વગર રહેતી નથી. સંગત દોષથી એ કુટુંબના દરેક મનુષ્યપર એ (હત્યા કરવાની) અસર થતાં અને તેમાં ઉત્તરોત્તર વૃદ્ધિ થતાં એ રીવાજ વંશપરંપરા ચાલુ રહેલો છે. વાત્સલ્ય પ્રેમ સમાન શું છે? પણ આપણી જ્ઞાતીનાં ઉચ્ચ કુટુંબોમાં તેનો અનાદર થાય છે. અને તેનાં કારણો આપણે ઉપર બતાવ્યાં છે.

આ પ્રમાણે આપણે આપણી જ્ઞાતીમાં થતી બોળકી અને સ્ત્રી હત્યાનાં કારણો શોધ્યાં. આ ઉપરથી સૌ કોઈ કહી શકે કે "એ કારણોનો નાશ કરો એટલે એ હત્યા બંધ થશે." પણ મુશ્કેલીજ ત્યાં છે કે કારણોનો નાશ શી રીતે કરવો? કારણો જાણવાથી કાંઈ લાભ નથી. જાણવું અને કરવું એક નથી. જાણવાથી દરેક માણસ તે પ્રમાણે આચરણ

કરી શકે તેમ પણ નથી. વિદ્વાન માણસો પણ ઘણીવાર અનીતિવાન હોય છે. કહેવું અને જાણવું સેલ છે પણ તે પ્રમાણે આચરણ કરવું કઠિણ છે. અને આચરણ કર્યા વગર કહેવાથી કે જાણવાથી કાંઈ પણ લાભ નથી. એ પ્રમાણે વિચાર કરતાં આપણી જ્ઞાતીમાં થતી હત્યાનાં કારણો શી રીતે બંધ કરવાં? એ પ્રશ્નના નિરાકરણ માટે વિચાર કરવાનો રહે છે.

આપણી જ્ઞાતીના રીવાજોની સુધારણા માટે રાજ્ય તરફથી હાથ ઘાલવા છતાં પણ ઇચ્છા ફળિભૂત થઈ નથી. તેજ પ્રમાણે આ બાબતમાં પણ સરકાર તરફથી સુધારણા થવાની આશા નિષ્ફળજ છે. આ સમયમાં વિદ્યાનું અતિ પ્રાબલ્ય થતાં ઘણીવાર તેનો ખોટોઉપયોગ કરવામાં આવેછે પ્રાણ નાશક પદાર્થોના ગુણ જાણી તેનો ઉપયોગ એવી ગુપ્ત રીતે કરવામાં આવે કે તેમાં સરકારથી હાથ ઘાલી શકાયજ નહીં. બાળકી હત્યા કરવાને માટે તો એવા મોટા ઝેરી પદાર્થની પણ જરૂર પડતી નથી. ફક્ત મગજમાં હત્યા કરવાની સ્ફુરણા આવી એટલે તુર્તજ ઉપાય. કહો ત્યારે આ બાબતમાં સરકાર કેવી રીતે અટકાવી શકે? બાહ્ય કારણોથી તો સરકાર પોતાની ઇચ્છામાં નિષ્ફળ થવાથી ખેડા જીલ્લાના પહેલા અને બીજા વર્ગના જ્ઞાતીજનોના રીવાજો સુધારવા સરકારે હાથ ઘાલ્યો તો સુધારો થવાને બદલે અનીતિનો વધારો થયો છે. પૈસા આપવા લેવામાં અને બીજી બાબતમાં સરકારને છેતરીને છાની રીતે છળથી વ્યવહાર કરવા લાગ્યા. સુધારો કરવા જતાં અનીતિનો વધારો આતો બીલકુલ પ્રશંસીય નથી. મતલબ કે સરકારથી જ્ઞાતીના રીવાજો ખુલ્લી રીતે સુધારવાની યોજનામાં ફળિભૂત થવાય તેમ નથી: અને સરકાર પોતે પણ કબુલ કરે છે કે "લેઉઆ પાટીદાર જ્ઞાતીના રીવાજો સુધારવામાં સરકારે હાથ ઘાલવાથી કાંઈ હેતું ફળિભૂત થશે નહીં પણ તે કામ તેમની જ્ઞાતીના સુધરેલા આગેવાન સદ્‍ગૃહસ્થોને સોંપવાથી અને કેળવણીના બહોળા ફેલાવથી પાર પડશે."

હવે આપણે આપણી જ્ઞાતીમાં થતી હત્યા બંધ કરવાના ઇલાજો યોજવા તરફ નજર કરીએ. પ્રથમ તો થતી હત્યાના મુખ્ય કારણ રૂપ કન્યા પાછળ થતા ખરચમાં પૂર્ણ ઘટાડો થવો જોઇએ. તેમ થવાને માટે પહેલા વર્ગના ઉચ્ચ કુટુંબોમાં પોતાના વર્ગ ઉપરાંત જ્ઞાતી સમગ્રની અને બીજા વર્ગના ઉચ્ચ કુટુંબોમાં પોતાના વર્ગ ઉપરાંત ત્રીજા વર્ગની કન્યાઓ

આવવાથી ખપ કરતાં છત વધે છે તે બંધ થવું જોઇએ. એવો એક સામાન્ય નિયમ છે કે "સંસારમાં સ્ત્રી પુરૂષોની સંખ્યા લગભગ સરખી ઉત્પન્ન થાય છે." આ કારણથી પહેલા વર્ગમાં પોતાની કન્યાઓ ઉપરાંત બહારની ઘણી કન્યાઓ આવવાથી છત ઘણીજ વધી પડે છે. આ પ્રમાણે છત વધવાથી પૈસા દ્વારા ખપ ઉત્પન્ન કરવામાં આવેછે; તેમ થતાં પણ ખપનું જોર—છત કરતાં કમી રહે છે; જેથી ભવિષ્યમાં ખપ ઉત્પન્ન કરવાના દુઃખના ભયથી છતનોજ નાશ કરવામાં આવેછે. આ રીતે છતનો નાશ થતાં પણ છત વધુ હોવાથી ખપ—છત સરખા થતાં નથી; જેથી પૈસા દ્વારા ખપ અને છત સરખાં કરવામાં આવેછે. આ કારણથી પહેલા વર્ગમાં બીજા અને ત્રીજા વર્ગની અને બીજા વર્ગમાં પોતાના જથા સિવાયના જ્ઞાતીજનોની કન્યા આપવાનો રીવાજ બંધ થવો જોઇએ. જેવી રીતે મસાલાના ટાપુઓમાં પોર્ટુગીઝો વધારે થતા મસાલાનો નાશ કરી થોડો રાખતા, અને તેટલામાંજ સારો નફો મોંઘે ભાવે વેચી મેળવતા (ખપ કરતાં છત કમી થવાથી વધારે કીંમત ઉત્પન્ન થતી), તેવી રીતે પહેલા અને બીજા વર્ગમા કન્યાઓની આપણે ઉપર દર્શાવ્યા પ્રમાણે છત ઓછી થાય તો ખપ પૂરો પાડવા માટે હાલમાં થતી હત્યા બંધ કરશે. અને તેમ કરવાને પોતાના કુટુંબોમાં જે રાક્ષસી રીવાજો છે તે દૂર કરશે. હાલમાં બીજા વર્ગમાં જથાવારી થવા પ્રયત્ન થાય છે. તે જો પોતાના કામમાં ફત્તેહ મેળવી શકે તો પહેલા વર્ગમાં થતી છતમાં વધારો આપો આપ કમી થશે.

જ્ઞાતી એ કુટુંબ વ્યક્તિ સમુહ છે. અને જ્ઞાતી સુધારો એ કુટુંબ વ્યક્તિ સુધારાપર આધાર રાખે છે. એટલે દરેક કુટુંબ વ્યક્તિ સુધરે તો આખા કુટુંબ વ્યક્તિ સમુહમાં—જ્ઞાતીમાં સુધારો થાય. કોઈ પણ સુધારો એકદમ થઈ શકતો નથી. ધીમે ધીમે સુધારો થતાંજ સમાજ આટલે દરજ્જે સુધારાપર આવેલી છે. એકદમ સુધારો કરવા મંડી જવાથી ફ્રાન્સરિવોલ્યુશન જેવો વખત આવે તો તે બીલકુલ પ્રસંશનીય નથી. બાળકો એ ભવિષ્યમા થવાના સુધારાનો અનંત ભંડાર છે તો તેને સુધારવાથી આપણે આપણી જ્ઞાતીમાં ધારેલું આબેહુબ રૂપ ભવિષ્યમાં જોઈ શકીએ. બાળકોને એકલા હુશિયાર, વિદ્વાન અને ચાલાક બનાવવાને માટે નહીં પણ તેની સાથે તેઓ નીતિમાન થાય તેવી યોજના કરવી

જોઈએ. કારણ કે ઉચ્ચ કેળવણી એ મિથ્યાભિમાન અને દંભને તજાવે છે; સદ્‌ગુણ, સદાચરણ, માનસિક અને હૃદયિક આનંદ મેળવવાનો રસ્તો બતાવે છે; સ્ત્રી પુરૂષોના વર્તનને અને લગ્ન ગ્રંથીને મનોહર કરે છે. નીતિ અને ધાર્મિકપણાના અભાવથીજ જ્ઞાની-વિદ્વાનજનો પણ આપણી જ્ઞાતીમાં આ હત્યા કરે છે. પહેલા અને બીજા વર્ગોનાં કેટલાંક કુટુંબો સુધારાપર, આવેલાં ગણી શકાય પણ સુધારાની સાથે જ્ઞાતીજનોનાં હૃદય અને મન નીતિવાન અને ધાર્મિક નહીં હોવાથી એવું પાપ કરવામાં-હત્યા કરવામાં સંકોચાતા નથી. ફ્રાન્સીસ લોકો સુધરેલા છતાં પણ નાસ્તિકપણાથી જંગલી લોકો કરતાં પણ વધુ ક્રુર થયેલા અને તેથીજ ફ્રાન્સની ઉથલ પાથલ થયેલી. મતલબ કે ઉચ્ચત્તર કેળવણી ભવિષ્યમાં થવાની પ્રજાને આપવાની જરૂર છે. ઉચ્ચ કેળવણી હમેશાં વ્યક્તિ વિશિષ્ટ અને વિશ્વગ્રાહી છે. જેથી સારામાં સારો રસ્તો (ઉપાય) બાળકોને ઉચ્ચત્તર શિક્ષણ આપવાનો છે.

વળી એક બીજી બાબત પણ હમેશાં ધ્યાનમાં રાખવા યોગ્ય છે. તે એ કે જેવી રીતે બચ્ચાં માતા પીતાનું અને વિદ્યાર્થીઓ શિક્ષકનું દરેક બાબતમાં અનુકરણ કરેછે, તેવીજ રીતે આપણી જ્ઞાતીના મુખ્ય ગૃહસ્થોનું બીજા જ્ઞાતીજનો અનુકરણ કરે એ સ્વાભાવિક છે. વળી તેમની પંકતીમાં રહેવા માટે તેમના જેવુ ડોળ પણ કેળવણીના અભાવથી ધારણ કરે છે; શક્તિ ઉપરાંત કરજમાં પૈસા ઉડાવે છે; સારાસારનો વિચાર કરનાર થોડાજ હોય છે. આ ઉપરથી એમ જણાય છે કે સુધારાનો ઘણો આધાર જ્ઞાતીના આગેવાન અને સુધરેલા ગૃહસ્થોપર રહેછે. તો એ આગેવાન સદ્‌ગૃહસ્થોની ફરજ છે કે પ્રથમ પોતાના કુટુંબમાં સુધારો કરવો એટલે બીજા જ્ઞાતીજનોના મગજ અને હૃદયપર તેની આબેહુબ મુદ્રણ થતાં પોતાના કુટુંબમાં સુધારો કરવા યત્ન કરશેજ. પણ જ્યારે આગેવાન સદ્‌ગૃહસ્થો મૂળથી ચાલુ રહેલા રીવાજને, સારાસારને કાર્ય કારણોનો સંબંધ વિચાર્યા વગર વળગી સુધારો કરવા યત્ન કરે નહીં, યાતો (પોતે જાણવા છતાં) પોતાના કહેવા પ્રમાણે આચરણ કરે નહીં, ત્યારે પછી સુધારાની આશા શી? જેવી રીતે જાતી વ્યવસ્થા સંબંધી દુર્ગાશંકર મહેતાજીનું કહેલુ તે પ્રમાણે આચરણ નહીં કરવાથી નિષ્ફળ થયેલું તેવીજ રીતે આગેવાન ગૃહસ્થો અને સુધારાના પોકાર ઉઠાવનાર જાતી ભાઇઓજ

જ્યારે મૂળ રીવાજને પકડી રાખે ત્યારે ધારેલી ઇચ્છાઓ નિષ્ફળજ થવાની. કહી બતાવવા કરતાં કરી બતાવવાથીજ ખરી અસર થાય છે. કરી બતાવવામાં ઘણી મુશ્કેલી છે પણ તે સાથે સફળતા પણ છે; માટે આગેવાન સદ્‌ગૃહસ્થોએ અને કેળવાયેલા જાતીભાઇઓએ પોતાના કુટુંબમાં સુધારો કરી સમગ્ર જાતીભાઇઓને દાખલો બતાવવો; એટલે તેની આએહુબ ગુપ્ત રીતે અસર થતાં આપણી શ્રેષ્ટ આશાના અંકુરો ફુટી તેમાંથી વૃક્ષ થઈ ઇચ્છેલું ફળ મેળવી શકી શું? મતલબ કે આવી રીતની યોજનાઓથી સમગ્ર જાતી ભાઇઓના કુટુંબોમાંથી હત્યાનાં કારણો નાશ થતાં થતી હત્યા બંધ થશે.

આ રીતે આપણી જ્ઞાતીમાં થતી હત્યા અટકાવાના ઉપાયો (૧) કન્યાના લગ્ન અને બીજે પ્રસંગે થતા ખર્ચમાં સુધારણા થવી જોઇએ; અને તેમ થવાને ખપ અને છત સરખાં થવા માટે જ્ઞાતીમાં જથાવારી થવી જોઇએ. (૨) ઉચ્ચ શિક્ષણ આપવાની ગોઠવણ થવી જોઇએ. (૩) જ્ઞાતીના આગેવાન અને કેળવાયેલા સદ્‌ગૃહસ્થોએ સુધારો કરી દાખલો બતાવવો જોઇએ. આ મુખ્ય ઇલાજો સંબંધી વિવેચન આવેલુ છે. ઝીણી ઝીણી સૂચનાઓ આપતાં વિષયમાં લંબાણ થાય તેમજ તેવી સૂચનાઓને માટે યોજના કરવી નિરર્થક જણાવાથી મુખ્ય બાબત ઉપરજ વિવેચન આપેલું છે.

છેવટમાં જ્ઞાતીના આગેવાન અને કેળવાયેલા ગૃહસ્થો પ્રત્યે કહેવાનું માત્ર એટલુંજ કે જ્ઞાતીને સુધારાપર લાવવી એ ઇશ્વર દત્ત ફરજ છે; એમ વિચારી યાદ રાખવુ જોઇએ. ફરજ માનવાથી કામમાં ઉમંગ થતાં તેમાં ફત્તેહ મેળવી શકશે. જ્ઞાતી સુધારાનું અને તેમાં વળી બાળકી અને સ્ત્રી હત્યા બંધ કરવાનું કામ કેટલું કઠિણ, ઉચ્ચ અને માનનીય છે તે તો દયાળુ **મહાત્માબોદ્ધ** અને લ્યુથર જેવાજ સમજાવી શકે. આવા પરોપકારી અને ધાર્મિક તેમજ જાતી ભાઈઓના કલ્યાણ થવાના માર્ગરૂપ કામમાં તન, મન અને હૃદયથી યત્ન કરવું એજ આપણું કર્તવ્ય છે એ હમેશાં વિચારો. એમ થશે તોજ આપણી જ્ઞાતીમાં આ અને એવા બીજા અનીષ્ટ રીવાજોમાં સુધારણા થઈ આપણે સારી સ્થિતિએ આવીશું. તદિ તથાસ્તુ.

———:o:———

## વિદ્યાભ્યાસ.

લખનાર–લલ્લુભાઈ ગો. પટેલ.

દરેક સ્ત્રી પુરૂષે વિદ્યાભ્યાસ કરવાની ઘણી જરૂર છે. વિદ્યાભ્યાસથી મન શક્તિ ખીલી અકલમાં વધારો થાય છે. સંસારિક સઘળાં કામ કાજ વિદ્યા ઉપર ઘણો આધાર રાખે છે. વળી તેનેજ લીધે ઇશ્વર વિષે જ્ઞાન તથા તેના તરફનું અને આપણી સંસારિક ફરજોનું જ્ઞાન થાય છે.

આપણા દેશમાં પુરૂષો થોડો ઘણો વિદ્યાભ્યાસ કરે છે. પરંતુ સ્ત્રીઓ વિષે તો ખરેખરી ખામી જણાય છે. પણ જેટલે દરજ્જે જોઇએ તેટલે દરજ્જે હજુ તેનો પ્રચાર થયો નથી. પૈસો રળી લાવવાનું કામ પુરૂષનું છે ખરૂં, પણ તેનો યોગ્ય વ્યવહાર કે ઉપયોગ કરવાનું કામ તેમનું નથી. તે તો ફક્ત સ્ત્રીઓનુંજ કામ છે. અને ભણ્યા વગર સ્ત્રીઓથી એ કામ તદ્દન થઈ શકવું મુસ્કેલ છે. તેથી ઘર ખર્ચનો કે બીજો ઘર સંબંધી કામ કાજનો બોજો પુરૂષ ઉપર પડે છે, અને તે તેને તેના ઉપયોગમાં હરકત કર્તા થઈ પડે છે. વળી અભણ સ્ત્રીને ઇશ્વર સંબંધી જ્ઞાન હોતું નથી. તો છોકરાંને કેમ ઉછેરવાં–તેમને કેવી જાતની કેળવણી આપવી તેનુ તો જ્ઞાન શેનુંજ હોય! પોતે ભણેલી ન હોય તો બીજાને ભણવાની શેની શીખામણ દે. આવી અભણ સ્ત્રી હરેક કામમાં સારૂં નરસું જાણ્યા કે સમજ્યા શિવાય પુરૂષને આડે આવી ઉભે છે. જરા જરામાં પોતે રીસાય છે, ને રીસાયેથી ઘરમાં કજીઆનો પગરખટો થઈ કુસંપ પેસે છે. બાળકોનું કેવી રીતે લાલન પાલન કરવું, ઘર સંસાર કેવી રીતે વ્યવસ્થાથી ચલાવવો, સુખ દુઃખ એ શું છે, અને તે કેવી રીતે ભોગવવું, ઘરને આનંદ ભૂવન બનાવવું કે સ્મશાનની માફક અર્થ રહિત બનાવવું એ સઘળું સ્ત્રીના હાથમાં છે પણ તે કેવી સ્ત્રીના હાથમાં છે? ભણેલી સ્ત્રીનાજ હાથમાં છે. અભણ સ્ત્રીથી આમાંનું કંઈ પણ બનવું અશક્ય છે.

જે અભ્યાસ અને કેળવણી માણસને સુખદાયક થઈ પડે છે. તેજ અભ્યાસ અને કેળવણી તેમને દુઃખ દાયક થઈ પડે છે. પશુ સમાન અવસ્થામાં ઉછરી કંઈ પણ ચીંતા અથવા કોઈપણ જાતનો વિચાર મનમાં ન લાવતાં ખાવું પીવું ઉંઘવું અને મોજ મઝા તથા આનંદ કરવો એટલુંજ સમજનાર પ્રાણી જો કે સંસારમાં કોઇને કોઇ પણ રીતે ઉપયોગી થઈ શકતાં નથી તથાપી જે સુખ અને સ્વસ્થતા ભોગવી પોતાના મનમાં આનંદ

મગ્ન રહેછે. એવો આનંદ કોઈ પણ સમજુ માણસમાં જોવામાં આવતો નથી. જ્યારે માણસમાં સમજણનો કંઈક પણ અંશ પેદા થાય છે ત્યારે પ્રસંગાનુંસાર તેમને જે ઉદ્વેગ તથા ચીંતા થાય છે તેમાંથી મુક્ત કરવાને ભાગ્યે કોઈક ઉપાય કામે લાગે છે. એવું હોય છે ત્યારે સુખદાયક સ્થિતિ કોને ગણવી? સમજણ એજ દુઃખનુ ઘર થઇ પડતું હોય તો પછી સમજણનું કામ શું? ઘણે ઠેકાણે સંસાર સાગરમાં સહેજ પણ રીત વગરના ઘણાં સ્ત્રી પુરૂષો રાત દિવસ મજુરની માફક કામ કરી કરી સ્નેહ એ શું હશે, કેવા બંધનથી તે પોતાના પ્રાણ જોડે જોડાયલો છે, તથા ઘર કામ વગર બીજું શું તેમને કરવાનું છે, તેનું તિલમાત્ર પણ તેમને જ્ઞાન ન છતાં પોતાનો સંસાર આનંદ તથા સંતોષમાં ગાળે છે. વળી સ્ત્રી સમુહમાંનાં કેટલાંક જણ સરખે સરખાં સાથે મળી હશી રમી તથા ગમે તે પ્રકારે આનંદ મેળવી પોતાના ઘરના તથા પતિના લેશ માત્ર પણ વિચાર વિના પોતાના દિન કાઢે છે. કેટલાંક સાસુ સસરા વિગેરે નણંદ કે જેઠ જેઠાણી તથા પોતાના પતિ પ્રત્યેનો પોતાનો ધર્મ શો છે? તે જાણ્યા વિના ટોળે મલી કોઈની કુથલી કે કોઈની નિંદા કરવામાં, કોઈની મશ્કરી કરવામાં, તથા કોઇને દુઃખી કરવામાં (વચનથી કે કૃત્યથી) પોતાનો નિવૃતીનો વખત ગુમાવે છે–ગાળે છે. ઘરમાં મોટાં કહેવાતાં કેટલાંક જણ પોતાનાથી નાનેરાં ઉપર જુલમ કરી, તેમને દુઃખી થતાંજોઈ આનંદ પામી તથા તરેહ તરેહનાં દુઃખદાયક વચનો સંભળાવી રડાવી કે દુઃખી કરી સંતોષ માની લે છે. કેટલાંક, પોતાનાજ ઘરનું સારૂં અથવા નરસું છિદ્ર બહાર દેખાડી તેમાંજ અભિમાન માને છે અથવા પોતાના ઘરમાંથી દૈવયોગે-ઇશ્વિરાધિન થયેલું કોઈ પોતાનું સગું–સહોદર–સંબંધી પોતાનાથી આડું કરે છે, આમ વર્તે છે, ગણકારતું નથી, એમ તુચ્છ વાતો કરી તેમાંજ જાણે પોતાની મોટાઈ જણાતી હોય તે પ્રમાણે સુખમાની લેછે. કેટલાંક બીજાં ઉપર ખોટું આળ ચઢાવી તેમાં પોતે કંઈ વાઘ માર્યો હોય તેમ સમજી તેમાંજ આનંદ માની પોતાનો વખત ગાળે છે. કેટલાંક પોતાના સહવાસમાં—આશ્રય તળે રહેલાં માણસોની નિંદા કર્યાથીજ પોતે ડહાપણવાળાં અથવા મોટાં છે, એમ બહાર મનાશે, લોકો એમ ધારશે એમ સમજી–પોતેજ એમ માની લઇને કેટલાંક જણ એવાં નીચ કામમાં પ્રવૃત–હુશીઆર થઈ ખુશી થાય છે. સાથે રહેતાં ભાઇ, બેન,

પિતા, કાકા, મા વિગેરેમાં ભિન્ન ભાવ ગણી એકને સુખી જોઈ સંતોષ માનવામાં અથવા બીજાને દુઃખી જોઈ ખુશી થવામાંજ કેટલાંક જણ સંસારનું સર્વસ્વ માની લેછે અને ઘણાં જણ પોતાના મુરબ્બીઓને અનેક તરેહના અસંતોષ દેખાડી-કંકાસ અને કલેશમાં દિવસ ગાળવામાંજ પોતાની મોટાઈ મહત્વ માની લેછે. આવાં નીચ તુચ્છ તથા ધિકારવા યોગ્ય તેમના વર્તન હોય છે તો પણ તેમાં તેઓ નિમગ્ન રહી, પોતાના દિવસો આનંદમાં ગાળે છે. તેમને કેળવણી મળેલી હોતી નથી. પણ જો પ્રભુ પ્રતાપે મેળવેલી-મળેલી હોય છે તો તે ઉંધી રીતે મળેલી હોય છે. તેમનામાં તેમના આચાર વિચાર વિષે કંઈ પણ જ્ઞાન હોતું નથી. પણ જો કંઇ હોય તો તે ઉલટી રીતનુંજ હોય છે. એટલુંજ નહીં પણ મુરબ્બી તથા પોતાથી નાનેરાં સાથે વર્તવાની તેમનામાં લેશ માત્ર પણ સમજણ હોતી નથી પણ જો કંઈ સમજણ હોય તો તે આવી રીતે આડીજ અપાયેલી હોય છે. આ પ્રમાણે ઉધ્ધત પણામાં-સ્વછંદ પણામાં છતે અંકુશે નિરંકુશપણામાં પોતાનો ટાઇમ-વખત ગાળતાં તેમના મનમાં એક મિનિટ-પળ પોતાનાં ઘર વિષેની, પોતાનાં સાસુ સસરા વિગેરે મુરબ્બીઓ વિષેની, અથવા તેમાં રહેતાં પોતાના નાનેરા સંબંધી લેશ માત્ર પણ ચિંતા થતી નથી. જ્યારે આવાં પોતાનું ખરૂં કર્તવ્ય ન જાણવામાં, આચાર વિચાર વગરનાં મનમાં આવે તેવી રીતે વર્તવાવાળા સ્વચ્છંદ પણે વર્તનારાં મોટા દેખાવ તથા પ્રપંચ કરી મુરબ્બીઓને ઠગનાર, નિંદા કરી સંતોષ માનનાર તથા સર્વ અસંતોષનું મુળ થઈ પડે તેવા સંસારમાં સુખથી નિશ્ચિંતપણે હરતાં ફરતાં અને આનંદમાં જોવામાં આવે છે ત્યારે એક સુશીલ, સદ્ગુણી, શાન્ત, નમ્ર તથા શરમાળ રત્નને પોતાના ઘરની અવ્યવસ્થાથી પોતાના સાસુ સસરાને સુખી કરવાની, પોતાના પતિને આનંદ આપી ખુશી રાખવાની, પોતાનાં નાનેરાંની સંભાળ રાખવાની ચિંતાથી, એટલુંજ નહીં પણ તે સાથે કોઇને મારાથી ખોટું લાગશે તો, કોઈ મારાં કર્તવ્યથી અસંતોષ પામશે તો, કોઈ મારાં કંઈ વચનથી દુઃખી થશે તો, તથા કોઇને હું ખેદનું સાધન થઈ પડીશ તો, એવા અનેક તરહથી દુખી થતું જોઇએ છીએ ત્યારે આ સંસારની આ વિચિત્ર રચના કઈ વિચિત્ર પધ્ધતિ પ્રમાણે કયા પ્રિન્સીપલ ઉપર કે કયા ધોરણ ઉપર ચાલતી હશે તે સમજાતું નથી.

—:o:—

## સ્ત્રી—લખનાર લ. ગો. પટેલ.

સંસારમાં સ્ત્રીનું પ્રયોજન શું છે? મનુષ્ય માત્રને જો પોતાનું આયુષ્ય એકલા એકાંત વાસમાંજ વિરક્ત થઈ ગાળવું હોય તો સૃષ્ટીનું ચક્ર કઈ પધ્ધતીની ઉપર આજ સુધી ફરત તે સમજાતું નથી. હલકા પ્રાણીથી તે મનુષ્ય જેવાં જ્ઞાન શક્તિને વાપરી શકે તેવાં પ્રાણી સુધી તેમની સંસારીક રીત ભાતને પરમેશ્વરે એકજ પધ્ધતીપર મુકી છે. પુરૂષને સંસારમાં સુખમાં દિવસો ગાળવાને સ્થીતિ બાંધી રહેવાને, દુઃખ નિરાશા (disappointment) સંતાપ એ સર્વમાં કંઈક પણ સંતોષનો ગુણ મેળવવાને, પુત્રાદિક વગેરે સંસારીક સુખનો અનુભવ મેળવવાને, અંતઃકરણને એકજ સ્થળે રાખવાને, પોતાનું કહી શકાય એવું કંઈક પણ મેળવવાને, ચીંતાના વખતમાં ધીરજ માટે, કંટાળાના વખતમાં આશ્વાસન માટે, સુખ દુઃખમાં સહવાસ માટે, ખાવું પીવું આનંદમાં દિવસ ગાળવા એ સર્વમાં પાસેજ રહેવા માટે સ્ત્રી જેવું અમુલ્ય મનુષ્ય રત્ન જેટલું ઉપયોગી છે તેટલું બીજું એક પણ નથી. સ્ત્રી સદ્ગુણી ધર્મજ્ઞ, હોય તે પોતાના પતિને કેટલાં સુખનું, કેટલા આનંદનું, તથા કેટલા સંતોષનું મુળ છે તે સમજવું કઠણ નથી. પતિને સંતોષ આપવા, પતિને સુખ આપવા, પતિની દરેક ચીતામાં ભાગ લેવા, ધર્મજ્ઞ સ્ત્રીનું હૃદય કેટલુ ખેંચાય છે. એવું સમજનાર સુખ મેળવવાને ભાગ્યવાન થયેલા સર્વ પુરૂષો સ્પષ્ટ રીતે સમજે છે. પતિને જોતાંજ જેની આંખ આનંદથી હસતી હોય, પતિનું દર્શન થતાંજ જેનું પ્રેમમય હૃદય તેને ભેટવા ને આતુર થતું હોય, પતિથી વિખુટાં પડતાં જેનું અંતઃકરણ સંકોચાતુ હોય, હમણાં પતિના દર્શન થશે એવી આશામાં તેને માટે અને પોતાના સુખ માટે તે આનંદ પામે, સંતોષ પામે એવી સર્વ તૈયારી કરી એક બે ત્રણ એમ મિનિટ ગણતાં જેનું મન "હજી પતિ ન પધાર્યા" એમ વારંવાર વ્યાકુળ થતું હોય, અરે એ વ્યાકુળતા પણ સુખ રૂપ ગણી વારવાર પતિના પગલાના ભણકારા માટે એક ચિત્તથી કાન માડતું હોય અને તેનાજ સુખમાં પોતાનું સુખ માનતું હોય એવાં સ્ત્રી રત્ન તરફથી મળતાં સુખની સંતોષની અને આનંદની તથા થતી સંભાળની અને સેવાની જગતમાં જન્મ લીધેલા કયા પુરૂષની ઈચ્છા નહીં થતી હોય? થાયજ. ત્યારે શું સંસારમાં સર્વ પુરૂષ આવા ભાગ્યશાળી હશે? પૂર્વ જન્મ જો તેજ કંઇ હોય તો તેમાં કરેલાં

સદ્ અથવા દુરાચણ, પુણ્ય અથવા પાપ એને આધારે આ જન્મમાં જન્મ લીધેલાં સર્વજણ સુખ દુખના ભોગી થાય છે. એ આધારે સંસારમાં થોડું કિવા વધારે સુખ મેળવવાને તે યોગ્ય લાયક થાય છે. એ આધારે તેને ચાલવાના સર્વે સુખમય અથવા દુખમય રસ્તાઓ પ્રથમથી ઘડી રાખેલા હોય છે. એ આધારે એને યોગ્ય સાથી પ્રારબ્ધે નિર્માણ કરી રાખેલા હોય છે. એજ આધારે તે સુખી થાય છે.—દુખી થાય છે—દુનીયાના દિવસો પુરા કરે છે.—જન્મે છે અને મરે છે. જો આમ છે.—એમ હશે એવી વિદ્વાનોની વિદ્વતાથી સીધ્ધ થાય છે. ત્યારે સંસાર સાગર સુખરૂપ રીતે તરવાને યોગ્યતાથી મળે એ પણ પૂર્વ જન્મનાં સદાચરણ ઉપર આધાર રાખે છે. સખીતવા મીત્ર સ્ત્રી સાથે સ્ત્રીનો તથા પુરૂષ સાથે પુરૂષનો સ્નેહ બતાવે છે. પરંતુ તે સ્નેહ તે એકે ઐક્યની હદ, અંતઃકરણમ પ્રવેશ કરતાં છતાં કેટલેક દુર જઈ અટકી પડેછે. પરંતુ પતિ પ્રીયામાં જુદાં જુદાં તત્વનો સંયોગ એપતા હૃદયના ઉંડામાં ઉંડા બીજા કોઈપણ પ્રકારનો અપ્રતીમ પ્રેમ પ્રવેશ કરી ન શકે તેવાં ગૃહ્ય સ્થળમાં પોતાનું સ્થાનક રાખે છે. અને જીવીત પર્યંત ત્યાંજ રહી તેથી થયેલ પ્રેમનું સંભાળથી પોષણ કર્યા કરે છે. મિત્રત્વ અને સખીત્વમાં સર્વ ઠેકાણે ગમે તેવી સ્થીતિ છતાં પણ તે બરાબર નિરંતર માટે જાળવવાને સેવ્ય સેવકનો ધમ જોવામાં આવે છે. કોણ સેવ્ય અને કોણ સેવક એ મીત્રત્વની તથા સખીતત્વની દૃઢ ગાંઠ બંધાયા પછી તરત સિધ્ધ થાય છે. પણ આ બાબતમાં જેની ઉપર સંસારનો સરસ્વ આધાર રહેલો છે. તેમાં થતી પ્રીયાની દૃઢ પ્રીતીને અચળપણું આપવાને પરમેશ્વર તરફે સેવ્ય સેવકનું નિરમાણ થયું છે. પતી સર્વ ઠેકાણે સેવ્ય ગણાય છે ને પ્રીયા સેવક ગણાય છે. આ સેવ્ય સેવકનો સબંધ કંઈ રોટલાનો ટુકડો આપી નોકરી કરાવતા હોઇએ, અને તે પણ તેજ આશાએ શેઠની ચાકરી કરતો હોય એવો નથી. આ બેય પ્રેમીને સમાન ગણાય છતાં વિશ્વના નિયમ પ્રમાણે સમાનતા એકજ સ્થળે બે જુદે જુદે ઠેકાણેથી આવી ટકી ન શકે તેવી બીકથી મહાન દયાળુ પરમેશ્વરે તે બેમાંથી એકને કંઇક મહત્તા આપી હશે. માટે ઇશ્વરથીજ નિર્માણ થયેલી એ મહત્તા પુરૂષને એટલું જણાવેછે ને સુચવે છે કે "તું એની સભાળ રાખજે. એ તારૂં પોતીકું માણસ છે; તારાં સુખ દુઃખમાં ભાગ લેવાને માટે તેને તને સોંપવામાં આવી છે. તારાં સર્વે કર્તવ્યોમાં સહાયતા ભુત થવાને એ તારે માટે નિર્માણ થઈ છે. જેમ એનું સુખ

અને સરસ્વ તારી ઉપર આધાર રાખે છે તેમ તારૂ સુખ અને સરસ્વ એની ઉપરજ આધાર રાખે છે. જેમ તારૂ કર્તવ્ય એમા ભલા સારૂ થોડું જરૂરનું નથી તેમ એનું કર્તવ્ય પણ તારા ભલા અરથે કંઈ પણ ઓછું જરૂરનું નથી. માટે એને તારૂંજ રૂપ ગણીને તારા જેટલુંજ માન આપજે. તારા જેટલુંજ સુખ આપજે અને તારી સર્વ સ્થીતિમાં સમાનગણજે."

——:o:——

## મારી નોંધ.

કેટલાક મારા જ્ઞાતીલાઓ લેઉવા વિજય ઘણી પ્રીતિથી વાંચેછે ને તેનું પોતે તથા પોતાના ભાઈ બંધ દોસ્તદારો તથા છોકરાં પાસે વિચાર પૂર્વક મનનઃકરાવે છે એ જાણી મને અત્યંત આનંદ વ્યાપ્યો છે. કેટલાક વાંચકોએ આ પત્ર વાંચી કેટલીક કુટેવો છોડવાને પ્રતિજ્ઞા લીધી છે તે એટલે સુધી કે હુકો સરખો પણ પીવો નહિ. આ પ્રતિજ્ઞા લેનારા કંઈ ગ્રેજ્યુએટો નથી પણ તેઓ બુદ્ધિ સત્વનો ઉપયોગ કેટલાક ગ્રેજ્યુએટો કરતાં સારી રીતે કરે છે એમ સમજાય છે, તેઓ મોટા પગારદારો નથી પણ તેઓ મોટા પગારદારની બરાબરી અયોગ્ય ખરચ થતાં અટકાવી કરકસરથી ન્યાય પૂર્વક નાણાં એકઠાં કરી શકવા વિચાર કરવા લાગ્યા છે. હજુ સુધી તો આ પત્રમાં સારા વિષયો જૂજ પ્રગટ થયા છે. તો પણ જ્યારે તેમનાં મનપર આવી સારી અસર થઈ છે, તો આગળ જતાં જ્યારે સારા લેખકો મેદાનમાં પડશે, તથા કેટલાક ભાષણ કર્તાઓ સ્વજ્ઞાતિના હિતાર્થે ભાષણ કરવા પરગામ ફરશે અને વિદ્યાની વૃદ્ધિને માટે અનુકુળ સાધનો પ્રાપ્ત થશે તો કોણ એમ કહી શકશે કે લેઉવા વિજયનો ઉદ્દેશ સાર્થક નથી થયો.

——:o:——

## દરિઆઈ મુશાફરીની અગવડો.

ઘણા પુરૂષોને સામ્પ્રત કાળમાં વિધ વિધ કામ અર્થે દરિઆની મુશાફરી કરવી પડેછે. પૂર્વે પણ આપણા લોકો વહાણમાં બેશી દૂર દેશાવરોમાં વેપાર અર્થે જતા પરંતુ તે સમયે વહાણ આપણા દેશનાં વ્યાપારીઓનાં હતાં તેથી ખાવા પીવાનો સરસામાન આપણા રીત રીવાજને અનુસરતો હતો. હમણાં પણ નજદીકનાં બંદરે જતાં વહાણોમાં યા આગબોટમાં ઉતારૂઓ પોતપોતાનો અનુકુળ ખોરાક લઈ જાય છે. પરંતુ

ઇગ્લાંડ અમેરિકા યા દૂર દેશાવર જતી આગબોટો પરદેશીઓની માલકીની હોય છે, તેમાં બેસનારા માણસો તૈયાર કરેલો ખોરાક લઈ જાય તો તે થોડા દિવસમાં બગડી જાય છે, અને દરેક ઉતારૂને માટે ઇલાયદાં સીડાં રાખવાને જગ્યા જોઇએ. એટલી મળવી અશક્ય હોવાથી ઉતારૂઓને માટે ખોરાક માલીક તરફથી તૈયાર કરવામાં આવેછે. અને તેની કીમત ભાડાની ટીકીટમાં લેવામાં આવેછે. માલીક પરદેશી અને માંસાહારી હોવાથી ખોરાક પરદેશીઓને લાયક માંસ ઇત્યાદિનો આપવામાં આવેછે. ખોરાકની સાથે કેટલીક આગબોટોમાં દારૂ પણ અપાવામાં આવેછે, અને દારૂના પૈસા પણ ટીકીટના પૈસામાં ગણેલા હોય છે, તેથી કોઈ માણસ આગબોટમાં અપાતો માંસાહાર તથા મદ્યપાન પીએ નહિ તો પણ તેની ટીકીટના પૈસામાંથી ખોરાક તથા દારૂના પૈસા કમી કરવામાં આવતા નથી. પણ પૂરે પૂરા પૈસા લે છે, અને તેને માટે બીજી કંઇ ખાસ ગોઠવણ કરવામાં આવતી નથી. આનું પરિણામ એ આવે છે કે મુશાફરોને માંસ તથા મદ્યપાન સેવવા પડેછે. અને ધર્મભ્રષ્ટ થાય છે. પછી જ્યારે તેઓ પોતાને વતન પાછા આવેછે ત્યારે તેમને નાતના લોક નાતમાં દાખલ કરતા નથી તેથી તેમને ભારે વિટંબ્મણા ભોગવી પડેછે. આવા બનાવ બનતા અટકાવવા દેશી અગેવાનો તરફથી કંઇ પ્રયાસ કરવામાં આવ્યા નથી એ ઘણું શોચનીય છે. આગબોટના માલીકોએ પણ અત્યાર સુધી [illegible]ઓને સગવડ કરી આપવા મનપર લીધું નથી, એ પણ વધારે અસંતોષ ઉપજાવેછે. કારણ કે દેશી વ્યાપારીઓ વ્યાપારની ઘણી વસ્તુઓ પરદેશીઓની આગબોટ મારફતે પરદેશ રવાને કરેછે, તથા પરદેશથી મંગાવે છે, અને તેથી માલીકોને દેશીઓ તરફથી ભારે કમાણી થાય છે. કદાચ જો દેશીઓ એવો ઠરાવ કરે કે જ્યાં સુધી આપણા લોકની સગવડ જાળવવાને આગબોટોમાં ગોઠવણ થાય નહિ ત્યાં સુધી પરદેશીઓની આગબોટ મારફતે માલ રવાને કરવો તથા મંગાવવો નહિ તો આગબોટવાળાઓને આવકમાં મોટું નુકશાન થયા વિના રહે નહિ. પી. એન્ડ ઓ. કમ્પનીની વિલાયતની મેલની મુદત થોડા સમયમાં પૂરી થવાની છે. તે વખતે ભાડાનો દર ઘટાડવા ઇત્યાદિ ઘણી સૂચનાઓ લોકો તરફથી કરવામાં આવેછે. તો સરકારે ટપાલના કોન્ટ્રાકટ કરતી વખત દેશીઓની ખાવા પીવાની સગવડ જાળવવાની ગોઠવણ કરવા સદરહુ કમ્પનીને જરૂર

પાડવી અવશ્યની છે. દેશીઓ માટે રસોઇની અનુકુળતા તેમના રીત રીવાજને ધર્મને અનુસરતી કરવાની પ્રથમ આવશ્યકતા છે. કમ્પનીઓએ પોતે પણ આવો બદોબસ્ત કરવો તેમના હિતને વધારનારો એમ સમજી કરવો જોઇએ અને પ્રજાના આગેવાનોએ આ વાત કમ્પનીઓના દેશી વ્યાપારીઓના તથા સરકારના ધ્યાનમાં લાવવાની જરૂર છે.

——:o:——

## પુસ્તકોની પોહોંચ.

**મહાજન મંડળ**—આ પુસ્તક અમોને તેના કર્ત્તા તરફથી મળ્યુ છે. તેથી તેમનો આભાર માનીએ છીએ. આ પુસ્તકમાં આર્ય ભુમીપર ઉત્પન્ન થઇ આર્યાવર્તને શોભાવનાર મહાજનોનાં જીવન ચરીત્ર આપેલાં છે. આ જીવનોનું દરેક આર્યે એક વખત અવલોકન કરવું જોઇએ કર્ત્તાનો શ્રમ અથાગ છે. મહાજનોનું જીવન ચરીત્ર મેળવવા મી. મગનલાલે લીધેલા શ્રમને અમે ધન્ય વાદ આપીએ છીએ. અત્યાર સુધી બહાર પડતાં પુસ્તકોમાં ઉત્તમ, અને આર્યાવર્ત્તના પુસ્તકાલયને શોભાવનાર આ એક પુસ્તક છે. મી. મગનલાલ તેમના દરેક કાર્યમાં ઉત્સાહી અને ખતીલા હોવાથી જેવું તે પુસ્તકને સારામાં સારી અને સરળ ઇબારતમાં લખવું જોઇએ તેમ લખાયલું છે. મહાજન મંડળ ખરેખર મહાજનોથી પ્રસંશ્ય છે. સ્વજ્ઞાતી બંધુઓ મી. મગનલાલને પોતાથી બનતી મદદ કરશે એવી અમે આશા રાખીએ છીએ.

આ પુસ્તકની કીંમત જો કે દેખીતી વધારે છે. પણ તેના ગુણ જોતાં તે ઉપર કર્ત્તાએ લીધેલો શ્રમ જોતાં તેનું કદ જોતાં કંઇજ નથી. એમ કહીએ તો ખોટું નથી. આ પુસ્તક લખવામાં મી. મગનલાલે ઘણા પુસ્તકોનું તથા પુરાણનું અવલોકન કરેલું જણાય છે. આ માહાજન મંડળનું પ્રથમ પુસ્તક છે. મી. મગનલાલે પોતાનો હેવાલ અંદર આપેલો છે, તે ઉપરથી જણાય છે કે પ્રથમ જ્ઞાન સંપાદન કરવા તેમને કેવી કેવી વિપત્તીઓ નડેલી છે. તે છતાં એમણે આ પુસ્તક લખી દેશની સેવા બજાવી છે, એજ તેમની ખંત, આર્ય ભુમી તરફ તેમનો પ્રેમ અને ઉત્સાહ તથા દ્રઢતા બતાવી આપેછે.

કર્ત્તા

**મી. મગનલાલ નરોતમદાસ પટેલ. આબલી આળા.**

કીંમત રૂ. ૧૦.)

——:o:——

# દીર્ઘાયુષી શી રીતે થવાય.

આ પુસ્તકમાં લાબું આયુષ મનુષ્ય શી રીતે ભોગવી શકે તે વર્ણવવામાં આવ્યું છે. એની દરેક કલમ દરેક ઘરમાં ઘરના દરેક ભાગમાં મોટા અક્ષરથી લખવા જોગ કે મોઢે કરવા જોગ છે. જુવાન પુરૂષોને તે અભ્યાસ કરવા યોગ્ય છે. પુત્રોને તે સીખવા લાયક છે. અમે આશા રાખીએ છીએ કે પુસ્તક કેળવણી ખાતાના વડાઓ વિદ્યાશાળામાં અન્ય પુસ્તકોની સાથે આપણું બાળકોના હાથમાં આપશે. અને વર્ગોમાં ચલાવશે. અમે રા. રા. ગોવિંદભાઇ હાથીભાઇ ને આ પુસ્તક પસંદ કરવાને વાસ્તે ધન્યવાદ આપીએ છીએ. અને ભલામણ કરીએ છીએ કે આવાં સર્વોપયોગી પુસ્તકોનો વૃદ્ધ, જુવાન તેમ બાળકો લાભ લે એમ તેમની સમક્ષ આણવા અન્ય ભાષામાંથી સ્વભાષામાં વધારો કરશે. આપણા પાટીદાર બંધુઓને આવશ્ય આ પુસ્તક વાંચવા ભલામણ કરવામાં આવેછે.

કેટલીક સુધારવા જોગ બાબતોનો તે ઉપરથી આપણુંનેખ્યાલ આવ્યા સિવાય રહેશે નહીં. દરેક જ્ઞાતી બંધુએ પોતે વાંચી બીજાને વંચાવી તેનો શુભ ઉપયોગ કરવોજ જોઇએ.

કર્ત્તા

**રા. રા. ગોવિંદભાઈ હથીભાઈ દેશાઈ**

જજ્જ વડોદરા સંસ્થાનની ન્યાયધિકારી કોર્ટ.

—:0:—

## ઈનામ માટે સુચના.

**રા. રા. દીવાન સાહેબ**—ઝવેરભાઇ નાથાભાઇ તરફથી બાળકી હત્યા તથા સ્ત્રી હત્યા શી રીતે અટકે એ વિષય ઉપર નિંબધ લખનાર લેખકો પૈકી જેનો નિબંધ નીમેલી કમીટી પાસ કરે તેને રૂ. ૧૫ નાં પુસ્તકો ઇનામ મળવાનાં હતાં. તેને માટેના નિબધો આવેલા તે પૈકી રા. મથુરભાઇ કાલીદાસ પટેલ.—હે.—મા. કોડીનાર નાનો પાસ થયો છે માટે પુસ્તકો તેમણે મંગાવી લેવાં.

—:0:—

## જ્ઞાતિ સમાચાર.

૧ ખંભાત નિવાસી રા. કેશવલાલ મોરલીધર એલ એલ. બીની પરિક્ષામાં પસાર થયા છે.

૨ નડીયાદ નિવાસી રા. રા. છોટાલાલ બાબરભાઇને તાપ્તીવેલી રેલવેના કમ્પેન્શેસનના કામપર સ્પેશીએલ ઓફીસર નીમવામાં આવ્યા છે.

૩ વસો નિવાસી રા. રા. કાશીભાઈ ચતુરભાઇ અમીનની બદલી વ્યારા વિભાગમાં થઈ છે.

૪ પીરસદ નિવાસી માતરના મામલતદાર રા. રા. ઝવેરભાઇ નાથાભાઇએ ડીપાર્ટમેન્ટલ મરાઠી ભાષાની પરિક્ષા પસાર કરી છે.

૫ પાટીદાર હિત વર્ધક મંડળ સ્થાપવાની તથા પાટીદાર હિત વર્ધક ફંડ ઉભું કરવાનું કામ ઘણા સજ્જનોએ પસંદ કીધું છે ને તેમાં કેળવાયલા તથા આબરૂદાર પાટીદારોએ સામેલ થવા અત્યંત ઉત્કંઠા દર્શાવી છે. આશા છે કે આ કાર્ય નિર્વિઘ્ન જલદી પાર પડે.

૬ ઉમરસદ નિવાસી રા. જીવાભાઈ રેવાભાઈ બી. એ. ને સંસ્કૃતમાં વધુ માર્ક મળ્યાથી સંસ્કૃતનું ઇનામ મળયું છે. પાટીદાર સસ્કૃત ભાષામાં બીજી ઉચ્ચ વર્ણ કરતાં વધારે માર્ક મેળવે એ અત્યંત ખુશી થવા જેવું છે તેથી અમે તેમને તથા તેમના માત પિતાને ધન્યવાદ આપીએ છીએ. અમને આશા છે કે મી. જીવાભાઇની કદર પીછાની તેમને કોઈ પણ આટર્સ કોલેજના ફેલો નીમવામાં આવશે.

૭ પાટીદારોનાં કેટલાંક ગામોમાં લેઊવા વિજયની કથા વાંચવામાં આવેછે. કુમળી વયનાં બાળકના મનમાં સુવિચાર અને સુશિક્ષણનાં બીજ વાવવાનું આ એક ઉમદા પગલું છે.

૮ ભાદરણ નિવાસી રા. રા. મોતીભાઈ ભીખાભાઈ એલ. એમ. ઇ. ને વડોદરા રાજ્યના એન્જીનીઅરીંગ ખાતામાં રૂ. ૨૫૦ ના પગારે એક ઊંચી જગ્યાએ નીમવાની ભલામણ થઇ છે.

૯ કુહામાં રા. રા. શંકર લાલ જેઠાભાઇએ એંગ્લો વર્નાક્યુલર સ્કુલ તથા બોર્ડીંગ હાઉસ ઉઘાડયાં છે.

૧૦ વડોદ્રા કોલેજમાં તથા હાઇ સ્કુલમાં શીખનાર પાટીદાર વિધાર્થીઓની સંખ્યા બીજી જગ્યાઓ કરતાં વિશેષ છે માટે તેમને વિદ્યા-

અભ્યાસમાં અનુકુળતા કરી આપવા તથા પરસ્પર મિત્રતા વધારવા માટે એક વસ્તીગૃહની ઘણી જરૂર છે.

૧૧ હજુ સુધી કોઇ પણ સમયે વડોદરામાં રહેતા ચરોતર વીગેરે વિભાગના પાટીદારો મુંબઇમાં રહેતા પાટીદારોની માફક એકત્ર મળ્યા નથી એ ઘણુ ખેદનીય છે.

૧૨ અમેરીકન કપાસનું તથા અમેરીકન તમાકુનું વાવેતર કરવા ઘણા પાટીદારો ઇન્તેજાર છે માટે જે જે સ્વદેશાભિમાની રાજાઓ તથા શ્રીમતો વીગેરે સદહૂ બાબતોમાં ઉત્તેજન આપવા ઇચ્છતા હોય તેમણે સદહૂ વાવેતર કરવા બીજ તથા વાવેતર કરવાની સુચના આ પત્રના અધિપતી મારફતે પુરી પાડવા પ્રયાસ કરવા અગત્ય છે. ગુજરાતની જમીન ફળદ્રુપ હોવાથી આ વાવેતર ફતેહમંદ નીવડશે એવી આશા રખાય છે.

૧૩ સાંભળવામાં આવ્યું છે કે ખેડા જીલ્લાના પાટીદારોનાં ઇન્ફ્રન્ટીસાઇડ ફંડનાં નાણાં સરકારે લોકલબોર્ડને સ્વાધીન કર્યાં છે. પાટીદાર પાસેથી ઉધરાવેલાં નાણાંનો ઉપયોગ પાટીદાર સિવાય અન્ય નાતના માણસોના અને સરકારના લાભાર્થે થાય એ ઘણુ શોકજનક છે. ખરેખર આ કાર્ય તરફ પાટીદાર અગ્રેસરોએ બેદરકારી બતાવી છે.

——:o:——

## જાણવાજોગ.

મુંબઇમાં મરકીથી મરણ પામેલાઓમાંથી જેનાં કુટુંબનાં બીજા વારસી એટલે જેમનું પોષણ કરનાર કોઇ ન રહે તેમને મદદ સારૂ ફંડ ઉભુ કર્યું છે તે પ્રસંસા પાત્ર છે.

મુંબઇ સરકારે ડાકતર હાફીનની રસીનો બહોળો ઉપયોગ કરવા ઠરાવ કર્યો છે.

મરકીની ખાસ કમીટીએ મરકીથી પીડાતા દરદીઓને થોડો વખત ઘરથી બહાર લઇ જવાનો ઠરાવ કર્યો છે.

બી, બી, સી, આઇ, રેલવે લાઇનપરના તમામ સ્ટેશનો ઉપર મરકીની તપાસ માટે સરકારે સખત બંદોબસ્ત કરેલો છે.

# લેઉઆ વિજય.

પુસ્તક ૨ જું. માર્ચ, એપ્રિલ ૧૮૯૭. અંક ૧૧-૧૨ મો.

## પદ.

દેશી જન ડાહ્યા ડહાપણ દીલમાં ધરજો,
મરણ કાયટાં જમશો નહીં ને જમાડવાં દૂર કરજોરે—દેશી.
મા બાપે બાળકને મોટા ખવરાવીને કીધા,
મરણ સમે અળગા રહીને, દેવ દૂતને દીધારે—દેશી.
માન મરતક પાછળ જમવા જમણ કરે ભલી રીતે,
અમે મન હરખ લાવીને જમણ જમે બહુ પ્રીતેરે—દેશી.
સુવસ્ત્ર પે'રીને વદન મલકતાં બેસે,
લાડુ જમીને ગુણ અવગુણ સૌ લેરીરે—દેશી.
દાળ મોળી ને ભાતજ કાચો શાક હતું બહુ ખારૂં,
નિંદા કરતાં સૌજન બોલે જમણ કર્યું નહીં સારૂં રે—દેશી.
વરો કરે કરજે લઈ નાણાં પાછળ હાથ બતાવે, *
ધિ:ક ધિ:ક એવા જમવામાં ત્રાહ ત્રાહ વર્તાવેરે—દેશી.
ભામાઓ ભરથાર વિનાની વિધવા થઈને બેસે,
શીર મુંડાવી ખુણે ઘાલે કોણ દીલાશો દેશેરે—દેશી.
ખાવાને માટે પણ પાછળ પૈસા હોય ન પૂરા,
બારમે દિન બારમુ કરવાને બને સર્વ જન શૂરારે—દેશી.
ગર્થ વિણ ઘેલી થઈ બેસે ખાવા રહે ન કોડી,
બાળપણાનો રંડાપો કેમ આગળ જાશે દોડીરે—દેશી.

---

* પૈસા આપવા આનાકાની કરવી તે.

થોડા વખતમાં તેમને તેમનું ખર્ચ હદમાં લાવી દેવાનો વિચાર સુઝે; પણ એ દિન કબ કે મીયાં કે પાંએ જુતી!

ગૂજરાતની બધી વસ્તીમાં પાટીદાર ઘણા ભોળા ગણાય છે. તેઓ જેવા ભોળા છે તેવાજ ઉદાર છે એટલે તે ખર્ચાળ થઇ ગયા છે. પાટીદાર પાસે નાણું હોય તો તેના જેવા દાનેશ્વરી પણ બીજા થોડા જડે. માત્ર ખેતરની થોડી ઘણી ઉપજ આવે છે તેમાંથીજ ખળા વખતે તેઓ ટોપલે અને સુપડે આપે છે તો તેમને ઘણી આવક હોય તો તે શી રીતે ઉદારતા બતાવે તે કહી શકાતું નથી તેઓ ભોળા છે તેની સાથે અભણ છે; એટલે ખોટાં વખાણથી ઘણી વખત ફુલાઇ જાય છે. પાકા વાણીઆ રૂપીઆ ધીરતાં કેટલીકવાર તેમનાં વખાણ કરી તેમની પાસે આનો બે આના વધારે વ્યાજ ઘસાવી લે છે. અથવા તેમ બનતું સંભવિત ન હોય તો મંડામણ કે ચડાવો લખાવી લેવા ચુકતાજ નથી. આવા ભોળા અને માનના ભુખ્યા પાટીદારોનાં ખર્ચ ઘટાડવાની મહેનત કરવી એ નકામા સરખો છે તથા તેને માટે મોટાં મોટાં પુસ્તકો લખી સમજુત આપવી એ ભીંત આગળ ભાગવત સરખુ છે. તોપણ એ પાછળ કરેલી મહેનત કેવળ નકામી નહિ જાય એવા વિચારથી આ નોંધ પ્રસિદ્ધ કરવામાં આવી છે.

ગૂજરાતના ખાલસા, ગાયકવાડી, ખંભાત વગેરે રાજ્યોના લેઉઆ પાટીદારની કુલ વસ્તી લગભગ છ લાખ માણસની ગણાય છે. પરંતુ અમદાવાદ તથા સુરત જીલ્લાના કેટલાક લેઉઆ પાટીદારોએ તેમની રહેણી કરણીમાં ફેરફાર કર્યો તેથી તેમની સાથેનો કન્યા વ્યવહાર ચરોતરના લોકોએ બંધ કર્યો છે. તેમને જો બાદ કરીએ તો ચરોતરના કુલીન લોકો અને તેમની સાથે સંબંધ રાખનાર પાટીદારોની વસ્તી લગભગ ચાર લાખ માણસની રહે છે. આ ચાર લાખમાં પણ ભારે ખર્ચ કરનાર, કુલીન લોકો તથા તેમનો મોહ રાખી તેમની સાથે નિકટનો સંબંધ રાખનાર પાટીદારો જેઓ મોટાઇ સાચવવા કે મોટાઇ મેળવવા ખર્ચમાં તણાઇ મરે છે તેવા તો માત્ર બે લાખ પાટીદાર છે. એજ પાટીદારોનું ખર્ચ તેમના ગજા ઉપરાંતનું છે અને તેથી તેઓ ધનવાન થવાને બદલે પાયમાલ થતા જાય છે. જેઓ પાટીદારના સમુદાયમાં ડાહ્યા અને સંબંધ કરવા સરખા ગણાય છે તેમનુંજ ખર્ચ આંધળું અને અવિવેકી છે.

પાટીદારોનું મુખ્ય ખર્ચ બે પ્રકારનું છે. (૧) દીકરીઓ પરણાવવા પાછળ તેઓ અઢળક ધન ખર્ચે છે. (૨) અને માબાપ અને બીજાં આધેડ વયનાં માણસોની મર્ત્યુ ક્રિયા પાછળ પણ તેઓ ઘણી વખત ગજા ઉપરાંત ખર્ચ કરે છે.

આગળ કહ્યા પ્રમાણે પાટીદારોએ ચરોતરનાં તેર ગામ કુલીન માન્યાં છે. એ તેર ગામોમાં પણ ચડતા ઉતરતી વર્ગ છે, અને દરેક ગામમાં અને દરેક કુટુંબમાં પણ કુળની ન્યુનાધિકતા છે. તોપણ એટલું તો ખરૂંજ કે એ તેર ગામ શિવાયનાં બીજા બધાં ગામ બિલકુલ કુળ વગરનાં ગણાય છે. તેર ગામનો કોઇ પણ પાટીદાર નાના ગામમાં કન્યા આપવા ખુશી હોતો નથી. પૈસેટકે તારાજ થઇ ગયો હોય અને જેતુ તેર ગામમાં કુલીન પાટીદારોમાં કાંઇ લેખું ન હોય તેજ માત્ર ગમે તે ગામમાં કન્યા આપે છે. તેર ગામની આસપાસના નાના ગામો વાળામાં જેઓ સારામાં ખપતા હોય, જેમના ઘરમાં તેમના પ્રમાણમાં બે પૈસા ખાવા હોય તે પોતાની દીકરીઓ એ તેર ગામમાં પરણાવે છે એથી તેર ગામના વરને બે રીતે કન્યા મળે છે. એટલે તેને તેર ગામ માંહેની કન્યા મળે છે અને બહાર ગામની પણ મળે છે. એ બેમાંથી કઇ પસંદ કરવી એ તેની મરજી ઉપર રહે છે. ઘણું કરીને જે વધારે પૈસા આપે તેની કન્યા લેવા તે કબુલ થાય છે. આમ થવાથી કુલીન અને અકુલીન અને બેઉ જણને પૈસા આપવા પડે છે. ઘણી વખત કુલીનને અકુલીન કરતાં વધારે રૂપીઆ ભરવા પડે છે, કેમકે તેનાથી તેર ગામ બહાર જવાતું નથી અને અકુલીનને તો ગાજરની તતુડી જેવું હોય છે જો વાગે તો વગાડે અને ન વાગે તો કરડી ખાય એટલે જો તેર ગામમાં ફાવ્યો તો ઠીક અને ન ફાવ્યો તો પછી તેર ગામથી ઉતરતા ગામમાં જે ઘર સારૂં હોય ત્યાં કન્યા પરણાવે છે. નાના ગામોને લીધે તેર ગામવાળાને વધારે પૈસા ભરવા પડે છે. એ બારિકી તેઓ સમજતા હોય એવું જણાતું નથી. નહીં તો તેઓ છેક તણાઇ મરે નહિ.

**પૈઠણ-પેરામણી**—અમુક વસ્તુ વેચવાની હોય છે ત્યારે વેચનાર તથા ખરીદ કરનાર તેની કીમત પ્રથમથી પરઠે છે. કીંમત નક્કી કરતાં વેચનાર જે વધારે દામ આપે છે તેને પોતાની વસ્તુ વેચે છે. જે વસ્તુની વધારે માગણી હોય છે તેની કીંમત સ્વાભાવિક રીતે ભારે હોય છે. એ પ્રમાણે ચરો-

તરના કુલીન પાટીદારોમાં પણ છે. ઉપર કહ્યા પ્રમાણે કુળવાનો પોતાની દીકરીઓ આંહો આંહે પરણાવે છે એટલે તેમના છોકરાની એક માગણી તે કરે છે, તથા નાના ગામોના મોટાઇની ઇચ્છા રાખનાર બીજાઓ કરતાં પૈસે ટકે સુખી હોય છે તે લોકો બીજી માગણી કરે છે; એટલે કુળવાન પાટીદારના છોકરાનો આંકડો ઠરાવતાં જે વધારે આપે છે તેની કન્યા તે લે છે. આ પ્રમાણે જે રકમ ઠરાવવા કે પરઠવામાં આવે છે તેને *પરઠણ પૈઠણ કે પહેરામણી કહે છે. પાટીદારના કુળનું માપ નથી તેમ તેમની પૈઠણની હદ નથી. એ તો એક બીજાને પાલવતું અપાય છે અને લેવાય છે. જેમ પૈઠણનો આંકડો ભારે હોય છે તેમ તેના અંગના બીજા ક્રીયાવર અને અભાઓ પણ પ્રમાણમાં વધારે હોય છે. જેવો રાજા તેવું લશ્કર વળી જેમ પૈઠણનો આંકડો વધારે તેમ તેના લેનારનું કુળ ચડતું, અને તેની સાથે તેના આપનારનું કુળ ઉતરતું! એટલે પેહેરામણી લેનાર ખરો કુળવાન અને આપનાર તાકપદો કણબી કહીએ તો ચાલે. આ વ્યાપાર કેવો આબરૂવાળો કે માનવંતો કહેવાય? બેઉ પક્ષની એથી કેવી શોભા દેખાય છે? વળી આ પ્રમાણે થએલા લગ્નથી ઉત્પન્ન થતાં ફરજન એથી પણ વધારે કુળવાળા ગણાય છે, [ કેમ કે તેને પરણાવતા તેના બાપના કરતાં વધારે પેહેરામણી માગવામાં આવે છે. ખરી રીતે જોતાં એ ફરજનનું કુળ કેટલેક અંશે ઘટે તેને બદલે તેની કીંમત વધતી થાય છે એ અવળી ગંગા વહેવા જેવું છે.

ગમે તેમ હો પણ એથી કુલિન લોકોને બે લાભ થાય છે, તેમને કન્યા મળે છે અને તે સાથે પુષ્કળ પૈસા પણ મળે છે. જો તેઓ કુલીન સ્થીતિ એક સરખી સાચવી રાખવા સારૂ સમાન કુળની કન્યા લે તો તેમને ઘણો પૈસો મળે નહિ. જ્યાં જોશો ત્યાં પૈસો સૌથી મોટામાં મોટી ચીજ છે. વિદૂર નીતિમાં એક પ્રશ્ન મુકયો છે કે "કુટુંબ વત્સલ અને મિત્ર કોણ? ઉત્તર "દ્રવ્ય." પૈસો એ સૌને વહાલી ચીજ છે. છેક ધાવણા

* બીજી નાતોમાં પણ પહેરામણી આપવાનો રીવાજ છે. તેમાં કેટલાક ગુંજાના વર કહેવાય છે, કેટલાક કંઠીના વર કહેવાય છે, સુરત જીલ્લાના અનાવળા બ્રાહ્મણોમાં જે પહેરામણી અપાય છે તેને વાંકડો કહે છે. એ અનાવળામાં દીકરીઓ પરણાવવાનું ખર્ચ ચરોતરના પાટીદારોના સરખું છે એમ કહીએ તો ચાલે, કેમ કે પાટીદારોનો પૈઠણનો આંકડો અને અનાવલાનો વાંકડો હદ વગરનો છે.

નિર્વિકારી બાળકને પણ તે બીજી ચીજો કરતાં વધારે પ્રીય લાગે છે, તો મોટાની તો વાતજ શી કરવી! ઘણા ધર્મ ગુરૂઓ, સાધુઓ, ગોરજી-ઓ અને મોટા મોટા હરિભગતો પણ પૈસામાં સ્વચ્છાયલા રહે છે, તો બિચારા પાટીદાર માત્ર કુલનું મહાત્મ ટકાવી રાખવાની ખાતર તે કેમ છોડે? મોટી મોટી ખુનરેજી લડાઈઓ, અને બાપાપ કે ભાઈ ભાન્ડુનાં ખુન, પણ જરને માટેજ થાય છે. કહેવત છે કે જર, જોર, અને જમીન એ દરેક જાતના કજીઆનું મુળ છે. આ નાનકડી કહેવતમાં પણ જર, જેવો નાનો સરખો શબ્દ એ કહેવતમાં પ્રમુખ સ્થળે બીરાજે છે તો તે માણસના અસ્થીર મનપર સાહેબી ભોગવે એમાં શી તાજુબી! પરંતુ વિચાર કરીએ તો પૈસો કાંઈ ચીજ નથી અને છે તો એ સૌથી શ્રેષ્ટજ છે. આ ભુલભુલામણીના ચકરે ચડાવનાર ચીજની ખાતર પાટીદાર ઘણી વાતો ભુલી ગયા છે. માત્ર પૈસાને લોભે તેમના બાપદાદાએ સંપાડેલી કુલ સંપતિમાં તેમણે વગળ કરવા માંડયું છે, અને પોતાના વંશજોના ભવિષ્યનો સ્વાર્થ બિલકુલ સાચવતા નથી. ડાહ્યા પુરૂષો એમ કહી ગયા છે કે સારા કુળની સ્ત્રી કુલની ઉન્નતિ કરનાર અથવા તેને તેજસ્વી રાખનાર છે માટે દરેક જણે સુકુળની કન્યા સાથે લગ્ન કરવું. કન્યા એજ કુળને તારનાર કે ડુબાવનાર છે. ઘરની શોભા ઘરની સ્ત્રીના હાથમાં છે. અને ઘરની શોભા રાખવાની આવશ્યકતા પણ જે કુલવાન બાઈ હોય છે તેજ સમજે છે. જેનું કુલ સારૂ હોતું નથી અને જેને ઉંચા કુળના માણસોનો સમાગમ હોતો નથી તે કુલની લજ્જા સાચવી શકતી નથી. કેમ કે તેનામાં તે ગુણ જન્મ કાળથીજ હોતો નથી. કેમ કે "સોબતે અસર અને તુખમેતાસીર" હલકા કુલની સ્ત્રીઓ કેટલીક વાર સારી નિવડે છે ખરી પણ તેવા દાખલા ઘણાજ થોડા હોય છે. ઘરમાં સુખ ઇચ્છતો હોય તેણે આપણા અનુભવી ઘરડાઓની નીચેની કહેવત ઉપર લક્ષ આપવું.

પહેલું સુખ તે જાતે નર્યા, બીજું સુખ સપુત દીકરા
ત્રીજું સુખ સુકૂલની નાર, ચોથું સુખ કોઠીએ જાર.

પેરામણી આપીને ઉંચ કુલમા કન્યા આપવા દીકરીના માબાપનો મોટો હેતુ રહેલો છે, તેની સાથે સારા કુલીન ઘરની કન્યા લેવામાં પણ વરના બાપનો પણ સ્વાર્થ હોય છે. દીકરીનો બાપ એમ વિચારે છે કે કુલીન ઘેર દીકરી પરણાવીશું અને તે પાછળ કદાપિ કાંઈ ખર્ચ કરવું

પડશે તે કરીશું તો દીકરી આખો જન્મારો સુખી થશે, વળી તે સુપાત્રોના સમાગમમાં રહેશે તો તેના માબાપનાં કુળને તેજસ્વી રાખી શકશે. વળી કુલીન જોડાનાં ફરજન્દ થશે તેપણ કુલીન થશે અને તેમનાં છોકરાંને ઉંચ કુલમાં વેળીશાળ મળશે વરનો બાપ વિચારે છે કે સારા ઘરની કન્યા લેવાથી ઘર શોભસે. ઘરમાં હલકા કુળની કન્યાઓની પેઠે કજીઓ કંકાશ થશે નહિ, એટલુંજ નહિ પણ વૃધ્ધાવસ્થામાં તે સાસુ સસરાની દીકરીની પેઠે ચાકરી કરશે. તેનાથી ઉત્પન્ન થતી પ્રજા સુપાત્ર નિવડશે અને ભવિષ્યમાં કુલને વિશેષ દીપાવશે. વેળીશાળ કરવામાં કુળ જોવામાં અને તેને માટે રૂપીઆ ખર્ચવામાં આ વાત મુખ્યત્વે સમાયલી હોય છે. પરંતુ ચરોતરના હાલના કુલીન ઘરો તપાસતાં તેમાંનુ કાંઈ જોવામાં આવતુ નથી. દીકરી પરણાવીને બિચારા માબાપ દેવાના દાસ થઈ જાય છે, તોપણ તેમને એ સુખનું સ્વપ્ન પણ આવતું નથી. દીકરી તરફનું સુખ જોવાને બદલે તેને અહોરાત્રી ભય રહે છે કે રખેને દીકરી ઉપર શોકય આવે તેજ પ્રમાણે દીકરીના બાપની આશાઓ પણ બધી ધુળ મળે છે ઘણું કરીને બધા કુલીન ઘરોમાં ઉપરની બધી આશાઓનો ભંગ થએલો જોવામાં આવે છે. કેમ કે કુલીન ઘરની કન્યા લેવાને બદલે પૈસાના લોભથી કુલવાન પાટીદારો ઘણી વખત હલકા કુલની કન્યાઓ લાવે છે. તેમ થવાથી કેટલાક ઘરોમાં કજીઓ કંકાશ અને કુસંપ દાખલ થાય છે. હલકા કુળની કન્યાઓ પોતાનો ધર્મ ભુલી જાય છે અને પરણીને ઘરમાં આવતી થાય છે ત્યારથી માત્ર સ્વાર્થ સંભાળવા મંડે છે. સ્વાર્થ એવી બુરી ચીજ છે કે તે સગા બાપનું માથું કપાવે. સાસુ, વહુ, નણંદ, દેરાણી, જેઠાણી, અને સસરા કે દીએર જેઠ સાથે તે પાટો ગોઠવા દેતી નથી. સાસુ સસરાની ઘડપણમાં ચાકરી કરવાનો વખત આવતો પહેલાં તો તે કયારનીએ તેમનાથી જુદી થઈ હોય છે. આવા બનાવ ચરોતરમાં ઘણું કરીને સેંકડે સાઠ સીત્તેર તો હશેજ. કેટલીક કુલીન માબાપની દીકરીઓ વડેજ ચરોતરનું કાંઈક મહાત્મ હજુ ટકી રહ્યું છે પણ તેવુ ઝાઝા દહાડા ચાલે એમ લાગતું નથી કેમ કે દિવસે દિવસે હવે ઘણી ઘણી કન્યાઓ ગામડાની આવવા લાગી છે. લોભ એ પાપનું મુળ છે. જેમ જેમ વગર વિચારે ધનનો લોભ વધતો જશે તેમ તેમ પાટીદારના કુળની પડતી આવશે અને પાટીદારનું પ્રતાપી નામ કેટલેક કાળે નાબુદ થઈ જશે.

પેહેરામણી અને કુળ એ પાટીદારના કટ્ટા શત્રુ છે એમ કહીએ તો ચાલે, કેમ કે દીકરીનાં માબાપ કુળને લોભે કુલિન પાટીદારનો નાની વયનો છોકરો માગે તેટલા દામ આપી લેવા ઈંતેજાર હોય છે. તેમ દીકરાનો બાપ ઘણા રૂપીઆ આપે તો તે પોતાનો છોકરો ગમે તેવા કુળની અને ગમે તેવડી ઉમરની કન્યા સાથે પરણાવી દેવા રાજી હોય છે. એક જાણે છે કે આવું કુલીન ઘર મળનાર નથી અને બીજો જાણે છે કે આટલા રૂપીઆની ભેખડ પાકવાનો લાગ ફરી ફરીને આવનાર નથી. એમ થવાથી છોકરાને તે ભણાવી શકતો નથી તેમ તેને ઘણા વખત સુધી કજોડાનું દુખ જોવું પડે છે. ઘણી વખત બાળ લગ્ન થવાથી બાળ છોડીઓ રાંડે છે. જ્યારે આવો બનાવ બને છે ત્યારે તો બિચારા દીકરીના બાપને વાડમાંથી કાઢીને માર્યા સરખુ થાય છે. એવે પ્રસગે તો તે જીવતો મુઆ જેવો ગણાય છે. એક બાજુએથી લેણદારો તગાજો કરે છે અને બીજી બાજુએ રાંડેલી દીકરીનું દુ:ખ ટાંકણીઓ ભોકે છે. આવા બનાવ ઘણા બને છે, છતાં પણ કુલનુ મિથ્યાભિમાન અણુ સમજુ લોકો છોડતા નથી.

પેરામણીના ચાલથી ઘણાં ઘર નિરૂધમી અને ભીખારી થઈ ગયા છે. જેને પહેરામણી મળે છે તે તેનાજ ઉપર ગુજરાન ચલાવે છે. પહેરામણીના પૈસા રહે છે કે બીજા અબાબ આવવાના શરૂ થાય છે. એક છોકરા તરફની આવક ઓછી થવા માંડે છે કે બીજાની શરૂ થાય છે. આવાં ઘર ઘણાં જોવામાં આવે છે. કુલીન લોકો ભવિષ્યનો વિચાર કરતાં નથી તેમને પહેરામણીના જે રૂપીઆ મળે છે તે વડે જો વેપાર કરે અથવા તેની જમીન લઈ તે ઉપર લક્ષ આપી તેની ઉપજ સુધારવા મહેનત કરે તો બેશક તેઓ પૈસાવાલા થાય પણ તેઓ ઘણા સંતોષી જણાય છે. વાણીઆ બ્રાહ્મણ જેઓ એમની પેઠે પહેરામણી લે છે તેઓ તે રકમ વ્યાજે મુકી પોતાના કુટુંબનો નિર્વાહ પોતાની જાત મહેનત ઉપર કરે છે પરતુ કુલીન પાટીદાર તેમ નહિ કરતાં તેમનો ઘણો ભાગ તેમના દીકરાના સાસરા ઉપર આધાર રાખે છે. આ આધાર રાખવાનુ તેમને પાલવે છે; કેમકે તેવા લોકોને ત્યાં ભાગ્યે દીકરી પરણાવવાની હોય છે. કેટલાક જુવાનીઆ હાલમાં ધીરે ધીરે ઉદ્યમે વળગવા લાગ્યા છે. કેટલાક નોકરીએ વળગ્યા છે અને કેટલાક શાળાઓમાં શિક્ષક

કરે છે. એ લોકો ઇશ્વર પ્રતાપે પોતાના પ્રયત્નમાં ફતેહ પામશે તો સૂર્યના પ્રકાશથી જેમ અંધારૂ નાશ પામે છે તેમ પાટીદારના કુલનું અભિમાન જરૂર જતું રહેશે. દુર્ભાગ્યે કદાપિ કેળવણીની વૃદ્ધિ થતી અટકશે તો પછી દરજીનો છોકરો જીવશે ત્યાં સુધી શીવશે એ તો નક્કીજ છે.

પેરામણીની લાલચ અને નિરૂધમીપણું ઘણો વખત અજ્ઞાન બાળકીઓના શત્રુ થઈ પડે છે. કેટલાક મુર્ખ માબાપો છોકરાના સસરા સાથે આપવા લેવાનો સહેજ વાંધો પડે છે, અથવા ગામડાનો અણસમજુ વેવાઈ બોલવા ચાલવાની કે સંસારી બીજી રીતભાતમાં ચુકે છે તો તેની દીકરી ઉપર તરત શોકય આવીને ઉભી રહે છે. કહેવત છે કે "પાડે પાડા લઢે અને ઝાડનો ખોડો નિકલે." એ વેવાઈની તકરારમાં છોકરાને બે હાથીનું ખર્ચ બાંધી આપવામાં આવે છે, અને છોડીને જન્મ પર્યંત દુઃખનું ઝાડ રોપી આપવામાં આવે છે. બિચારા છોકરાનો આખો જન્મારો એ બે હાથીના કજીઆ ટંટામાં અને તેમની તરફના ભયમાંને ભયમાં પુરો થાય છે. વળી એ બેઉ શોકયોનાં માબાપ પણ હમેશાં દુઃખમાં ડુબે છે. આ પ્રમાણે બે બૈરી છતાં કેટલીકવાર ત્રીજી પણ કરેછે! દીકરીનાં મુર્ખ માબાપ એક અથવા બે સ્ત્રી છતાં બીજી આપવા જાય છે એ ઘણું તાજુબી ભરેલું છે. ખરૂં જોતાં એ બધું પૈસો બચાવવાના ઇરાદાથી અને કુલની કીર્તિના લોભની ખાતર થતું થશે. દીકરાનો બાપ નાની સરખી રકમને માટે અથવા પોતાના સગા સાથેના સહસાજ કજીઆના કારણસર છોકરાનો આખો ભવ દુઃખ અને ભયમાં મુકે છે, એ પણ ખરેખરી અણસમજનો કે મિથ્યાભિમાનનો નમુનો છે.

કેટલીક વખત એક જણની દીકરી ઉપર શોકય આવે છે તો તે દીકરીનો બાપ જો પોતાના વેવઇના વર્ગનો હોય તો તેની દીકરી ઉપર શોકય આવે તેવી ધીરે ધીરે ખટપટ કરે છે. એટલે પેટ બળ્યો ગામ બાળે તેવું કરે છે. આ કેવો તમાસો?

હવે આપણે જોઇએ કે કુળવાન પાટીદારોમાં આટલા બધા અનર્થ થાય છે ત્યારે તેમને પેરામણી કેટલી મળે છે. ઘણા વખત ઉપર તો પેરામણી છેક નામની હતી, પણ જ્યારથી મોંઘવારી થઈ ત્યારથી પાટીદાર પાસે પૈસાની થોડી ઘણી છુટ થઇ તથા વાણીઆ બ્રાહ્મણને માણસના લોહીનો સ્વાદ લાગે તેમ પાટીદારની કાચું સોનું પાકે તેવી જમીન,

લખાવી લેવાનો સ્વાદ લાગ્યો. તેથી તેમણે નાણાંની ધીર ધાર વધારી; સારથી પાટીદારની પેરામણીનો આંકડો વધવા માંડયો. પ્રથમ તો માત્ર રૂ ૫૧) અને જે સૌથી શ્રેષ્ટ ગણાતો તેને રૂ ૧૫૧) મળતા. પણ હાલ તો છેક ગરીબ કે લેખાં વગરના કુલવાનને રૂ ૨૫૧) અને સૌથી સારામાં સારા ઘરવાલાને બેહજાર કે પચીસો સુધી મળે છે!! હજાર પંદરસો તો આજકાલ ઘણા સાધારણ થઈ પડયા છે. આ ત્રાસ જનક આંકડો હજુ પણ વધતો જશે એવો ભય રહે છે. જે માણસ આટલો મોટો આંકડો ભરે છે તેને તે પ્રમાણે બીજું ખર્ચ કરવું પડે છે, એટલે બધા આણાં પણ તે પ્રમાણે આપવા પડે છે. દીકરી વળાવતાં લુગડાં લત્તાં અને ઘરેણું ગાંઠું પણ તે પ્રમાણમાંજ કરવું પડે છે. એ બધાનું પરિણામ પછી શું નિપજે તેનો વાંચનારે વિચાર કરવો. આવું ખર્ચ જેણે એકવાર કર્યું અને પોતાની બધી પુંજી પરવારી તો પછી તેના ઘરમાં બીજી કન્યા ઉછેરવાનો કોઈ કાળે પણ સંભવ રહે છે? આટલું ભારે ખર્ચ કર્યા છતાં પણ તેની દીકરી હમેશ સુખમાં રહેશે એવો તેને ભરોંસો તો પડતોજ નથી. કુળના લોભી પછી રીઢા થઈ જાય છે અને કહે છે કે ખાંપણીયામાં માથું અને ધમકારાથી બીવું શા કામનું છે. ઈશ્વરને જેવું ગમશે તેવું થશે.

ખત્તા ખાએ તોપણ ખેલ ખેલે;<br>
મિથ્યાભિમાની મમતા ન મેલે,<br>
કાઢે કશા ઉતર કેરી કુંચી,<br>
પડયા મિઆ તોપણ ટાંગ ઉંચી;

કુલનું બંધારણ ઘણું વિચિત્ર છે. પાટીદારની નાતીમાં અમુક ઘર કુળવાન છે એમ મનાતું નથી. આગળ તેર ગામ કુળવાન કહેલાં છે, તેમાંના બધાએ કુળવાન ગણાય છે. એટલે તેમના માંહેનો દરેક જણ પોતાની દીકરી પરણાવતાં બીજાને પેરામણી ભરે છે, જ્યારે તેર ગામના અરસ પરસ પેહેરામણી ભરે ત્યારે તેમનામાં કયો ખરો કુળવાન કહેવાય! સોજીતરાનો પાટીદાર પોતાની દીકરી નડીઆદ પરણાવે ત્યારે તે રૂ ૩૦૧ પેરામણી આપે, અને નડીઆદવાલો એજ પાટીદાર પોતાની દીકરી સોજીતરા વાલા એના વેવાઈના સગાભાઈને ત્યાં પરણાવે ત્યારે તેને પણ રૂ ૩૦૧ આપે, ત્યારે આ બેમાંથી ચડીઆતો કોણ? અને કદાપી તે

સમાન કુળવાળા જણાતા હોય તો તેમણે પહેરામણી શા માટે આપવી લેવી? કુળવાન પાટીદારો તો ગોળ કુડાળે ચડે છે એટલે તેમના રસ્તાનો અંત હોય. એમ જણાતું નથી. આ રીત અવિચારી અને ગાડરીઆ પ્રવાહ જેવી છે. તેને એ લોકો ખોટી રીતે વલગી રહે છે. અને પહેરામણીના આંકડા વધારી રહી તેને લગતાં બીજાં ખર્ચ નાહક વધારી દે છે.

અજાણ્યા વાંચનારને એમ જણાશે કે પાટીદારોમાં માત્ર જેઓ કુળ-રહિત છે તેમને હદથી જાદે ખર્ચ છે પણ તેમ નથી. કુળવાનને પણ તેવુંજ ભયકર ખર્ચ છે. કુળ વગરનો તો કેટલીક વખત સબ્યા તો મીર નહિ તો ફકીર જેવું પણ કરી જાય. પણ કુળવાન પાટીદારથી તેમ થતું નથી. તેને તો પોતાના કુળની લાજ સાચવવા કોઈ રીતે દીકરીના લગ્ન સંબંધીતું બધું ખર્ચ પુરું કરવું પડે છે. આ કારણથી અકુલીન કરતાં કુલીન ઘણીવાર વધારે દુ:ખમાં આવી પડે છે. તેનાથી ખેતી કરવા જવાતુ નથી અને કેટલીક વખત તેને ધીરનાર ઝટ મળી આવતો નથી તેવે પ્રસંગે ઝેર ખાવાનો વખત આવે છે. કદાપિ કોઈ ધીરે છે તો તે પાછું વાળવાની શક્તિ નહિ હોવાથી પછી કાયદાને શરણ થવું પડે છે, એટલે તેને કદી લેતાં પાટણ પરવારે છે. આવા દાખલા જો કે ઘણા નથી તો પણ તેવા જોવા સાંભળવામા આવે છે અને દિન પ્રતિદિન વધતા જાય છે. આવી હરકતો વધવા માંડે છે ત્યારે તેમના કૂળમાં કે ઘરમાં બિચારી દીકરીઓ લાંબો આવરદા લઈ જન્મતીજ નથી.

———:o:———

## જેણે દીધી બેટી તેની ગરદન હેઠી.

આ નાનકડી કહેવત પાટીદારોમાં કેવી બળવાન થઈ પડી છે, તે કહી બતાવવું ઘણું કઠણ છે. આગળ કહ્યા પ્રમાણે દીકરીનો બાપ દીકરાના બાપની પૂરેપૂરી મરજી સાચવી શકતો નથી, અથવા તેનાથી પાટીદારીઆ રીત ભાત પ્રમાણે કાંઈ કારણસર ચાલી શકાતું નથી, તો અનેક પ્રકારના વાંધા ઉઠે છે, અને તેનું પરિણામ એ થાય છે કે વિચારી નિરપરાધી દીકરી ઉપર સહેજ શોકય આવીને ખડી થાય છે. છોડી સમજણી થઈ ન હોય, સાસરું શું તે સમજી ન હોય, સાસરીઆં પ્રત્યે પોતાના શા ધર્મ છે તે તેના જાણવામાં પણ ન હોય, તેવા વખતમાં તેના જેવડી શોકય તેના જોવામાં આવે છે. શોકયનાં પગલાં થતાં વાંત તેના ઉપર

અનેક પ્રકારના ફિટકાર થાય છે. એટલુંજ નહીં પણ તેનાં માબાપ જેણે એને પરણાવતાં અથવા એ કુળવાન વર શોધતાં સેંકડો રૂપીઆ ઉપર છીણી મૂકી હોય છે તે છેક નીરાશ થઇ જાય છે. ઘણીવાર ભુખડું કુળ-પોતાના ગુજરાનાર્થે તેની દીકરી ઉપર શોકય લાવવાની ધમકી આપે છે. ઘણાક કુળવાન પોતાના અબાપાદી લેણું લેવા પણ એજ ધમકી આપે. છે. એ મહાન શીક્ષાના ડરથી બિચારો દીકરીનો બાપ એ કુલીન વેવાઈની મરજી સાચવવા ત્યાં જ્યારે ને ત્યારે હાજર ને હાજર રહે છે. આ કેવી જબરી સત્તા! આટલી સત્તા તો અંગ્રેજ સરકારના ફોજદારી કાયદાની પણ જોવામાં આવતી નથી. કુળવાન ઘર શોધી આબરૂ મેળવનારને આવો વખત આવે છે ત્યારે તેને પૂરો પસ્તાવો થાય છે. કેટલાક બિકણ ગામડીઆ દીકરીનાં સાસરીઆની મરજી સાચવવા અથવા કુલીન વેવાઈ ભુખે મરતા હોય તેમની લાજ રાખવા પોતાને ઘેરથી દર વરસે દાણાંનાં ગાડાં ભરીને મોકલે છે. કેટલીક વખત અણધારી મોંઘવારી આવે છે ત્યારે એવા ગામડીઆને “ઘરનાં છોકરાં ઘંટી ચાટે અને ઉપાધ્યાને આટો” એ કહેવત પ્રમાણે થઇ પડે છે. વળી દીકરીનાં સાસરીઆનું તથા પોતાના ઘરનું ખર્ચ પુરૂં કરવાનો બોજો જેના ઉપર આવી પડે છે તે બિચારો દીકરી પરણાવતી વખતે કરેલું કરજ આપી શકતો નથી તેથી કેટલેક વખતે તેનાં છોકરાં વ્યાજમાં ડુબી મરે છે. ઘણાં ઘર એ પ્રમાણે પાયમાલ થઇ ગયાં છે. ને હજુ પણ થતાં જાય છે. અજ્ઞાન લોકો પોતાની સ્થીતિનો વિચાર કરતા નથી. અને વ્યાજના ઘોડા શું કરશે તેની તેમને ગતાગમ નહીં હોવાથી તેઓ છેક બે દરકાર રહે છે, અને જ્યારે તેમનાં છોકરાં દુર્બલ વ્યવસ્થામાં આવી પડે છે ત્યારે પેલા કહેવાતા કુળવાન ધણી ખરી વખત તેમનાથી અલગ રહે છે. આવા ઘણા બનાવ જોવામાં આવે છે, તો પણ પાટીદારો કુળનો લોભ છોડતાજ નથી.

કુળવાન વર શોધવામાં ગરીબ માણસો કેટલીક વખત પાયમાલ થાય છે તો પણ તેને તે પતંગીઆની પેઠે ફરી ફરીને કુળના કોડીઆમાં ઝપલાઈ પડે છે. કુળવાન પાટીદારોને તથા તેમને કન્યા આપનાર ગરીબ પાટીદારોને દીકરીનું લગ્ન થયા પછી અનેક પ્રકારનું ખર્ચ થાય છે, તેમાંનાં કેટલાંક મુખ્ય ખર્ચની આ ઠેકાણે વિગતવાર નોંધ કરવામાં આવી છે. એ ખર્ચ પૈકીનાં ઘણાં ખર્ચ કમી થઈ શકે તેવાં છે અને તે કમી કરવા કુળ-

થાન ગૃહસ્થો આગેવાની કરે તોજ બને તેવું છે. જેમાં કુલીન અકુલીન બેઉને નુકશાન છે તે બંધ કરવામાં મોટું ડહાપણ છે. ચરોતરમાં અને તેમની સાથે સંબંધ રાખનાર ભાગોમાં બધા મળીને લગભગ ચાર લાખ પાટીદારની વસ્તી છે. તેમાં તેર ગામના પાટીદારોના જેવો બધોએ રીવાજ રાખનાર ઓછામાં ઓછા દોઢ લાખ માણસ અથવા પચાસ હજાર ઘર છે. એ પચાસ હજાર ઘર એક માણસની જીંદગીમાં લગ્ન સંબંધી લગભગ ચાર અબજ રૂપીઆ ઉડાવી દે છે. અને આશરે સાડા ત્રણ અબજ રૂપીઆ મરણક્રીયામાં ખર્ચાય છે. હવે વિચાર કરો કે પાટીદાર જેવાં સાધારણ કમાઈના પચાસ હજાર ઘરમાંથી માત્ર પચાસ વરસમાં લગભગ આઠ અબજ રૂપીઆ નિકળી જાય તો તેના વ્યાજ દોકડા છોકરાંના છોકરાં ભર્યા કરે તો પરિણામે તેની શી દશા થાય? ઉપરનો આંકડો આ સાથેના પત્રકમાં આપેલો છે તે હાલના રીવાજ પ્રમાણે તો ઘણોજ કમતી છે. તો પણ ઉપર કહેલી આઠ અબજની ભયંકર રકમ થાય છે, તો જો ખરો આંકડો મળી શકે તો તે એટલો ભારે દેખાય કે તે વાંચતાં સાધારણ માણસને તો ગાંડછા આવે.

———:o:———

## ખેતી—(સાંધણ પાનું ૧૭૩)

**ખેતીવાડીની કરકસર**—ખેતીવાડીમાં ઘણી જાતની કરકસર કરવાની છે પરંતુ ખેતીવાડીમાં મુખ્ય ખેડ, ખાતર, અને પાણી એ ત્રણ વસ્તુઓ છે તેમાં પ્રથમ ખાતરની કસર વીશે શરૂ કરવું દુરસ્ત છે માટે ત્યાંથી શરૂઆત કરી છે.

**ખેતીવાડીમાં વપરાતું ખાતર**—ખેડુત લોકો ખાતરને ઘણુંજ કીમતી ગણે છે અને પોતાના નિરવાહનું જીવન માને છે. કેમકે ખેતીમાં એવી રીત છે કે ખેડ ખાતર ને પાણી આ ત્રણ વસ્તુ કાળજી પૂર્વક કરવામાં આવી હોય તો ધારણા મુજબ પાક ઉપન્ન થાય છે. આ ત્રણમાં ખાતર માટે એમ છે કે ખેડુત માત્ર પોતાના ઢોરનું છાણ મુત્ર અને તેને લગતો કચરો રાખોડી વગેરે ભેગુ કરી એક ઢગલો કરે છે. આ ઢગલાને ઉકરડો કહે છે. આ ભેગુ કરેલું ખાતર જેઠ માસમાં ગાડામાં ભરી ખેતરમાં લઈ જાય છે. જે ખેતરમાં તે ખાતર નાંખે છે તે ખેતરને ખાતર વાડો કહે છે. જે ખેડુતને ખાતર વાડો ખેતરની જમીન વધારે હોય છે તેનો પાક

વધારે ઉતરે છે, અને તે માતબર ખેડુત થાય છે. જેમ કે આપણા મુલકમાં આગલ વિદ્યાનો વધારો ન હોતો ને તેથી લોકો ઉદ્યોગમાં પાછા હતા. અને મજુર જેવો ધંધો કરતા હતા. હાલમાં સરકારની કૃપાથી વિદ્યા શીખવવામાં આવે છે, અને તેના સાધનથી દરેક જાતના લોકો દરેક ધંધામાં શક્તિવાન થયા છે. તેમજ ખાતરવાલા વધારે લાભ મેળવે. અને ખાતરવાલા ઘણા થાય તેમ ખેતીમાં માલ વધારે પાકી શકે અને જ્યારે માલ વધારે પાકે ત્યારે મુડી વધે. માટે ખાતરનો વધારો કરવો અને તેનો ગેર ઉપયોગ ન થાય એમ કરવું એ મુડી વધારવાની કોશીશ કરવા બરાબર છે, એમ ઠરે છે. આપણી ખાતર કરવાની રીત જે ચાલતી આવી છે તે શિવાય શેહેર સુધારાવાલાઓએ ખાતર થાય એવો ગામનો કચરો અને વીસ્ટા ભેગાં કરી ખાતર બનવવા માંડું છે. તેથી જે ખાતરમાં વધારો થયો છે તે સીવાય બીજી રીતે કેમ વધારો થાય તે વીચારવું અને વધારો કરવો એ ફાયદા ભરેલું ગણાશે. ખાતર બનાવવાના જે સાધન તે ઉપયોગમાં ન આવતાં હોય અને બગડતાં હોય, તે બગડવાથી જે મુડીનો નાશ થતો હોય તે બગડવા ન દેવાં એ પણ એક ખાતરમાં કરકસરથી વધારો કર્યો કહેવાય. ખાતર કરવાની ચીજો બગડતી હોય તે બગડતી અટકાવી એ ખાતરની કરકસર એમ જાણી તેમ કરવાની પ્રથમ જરૂરીયાત છે. ખાતરના ઉકરડા શી રીતે કરે છે તે વીચારવાનું છે. મોટા ખેડુતો પોતાની જગ્યામાં ઓકડું કરવાનો ખાડો ખોદે છે. અને તેમાં કચરો એકઠો કરે છે. ચોમાસામાં તે ખાડામાં વરસાદનું પાણી ભરાય છે. તે એકઠો કરેલો છાણ કચરો વગેરે કોહી કોહી ખાતર બને છે, એ ખાતર ઉત્તમ પ્રકારનું ખાતર કહેવાય છે. એવા ખાડામાં નખાતું ખાતર શીયાલામાં ને ઉનાલામાં ઉપરતું સુકાયલું હોય છે, ને તેમાં સુકા ઘાસનો ભાગ તેવી મોસમમાં નંખાય છે તે લોકો વીણી જઈ બાળે છે. અને ગેર સમજના લોકો જેમને પોતાનાં જાનવર છુટાં મુકવાની ટેવ હોય છે તેમનાં ભુખે મરતાં જાનવર ભુખ મરાથી તેમાંથી ઘાસનો સુકો ભાગ ખાઈ જાય છે. તે ખાતર બનાવવાના કામમાં નુકશાન કારક છે. એ સીવાય બીજો ઉકરડો એવો કરે છે કે ખાડો ખોદયા વગર જમીન ઉપર ઢગલો કરે છે. તેમાં ખાડાવાલા ઉકરડા કરતાં વધારે નુકશાન થાય છે. અને તેવા ઉકરડાનું ખાતર બીલકુલ સાર થતું નથી. એ વગર સાધારણ-

એને દેખીતું નુકશાન એ છે કે ગરીબ લોકો તેમાંથી સુકું ખાતર વીણી જઈ બાળવાના કામમાં વાપરે છે, તે તેમને મદદ કારક થઇ પડે છે તે વાત ખરી છે પરંતુ તેમાં ખાતર બનાવવાના કામમાં ખલલ થાય છે. બાળનાર લોકોને ઝાઝો નફો નથી પણ ખાતરવાલાને ઘણું નુકશાન છે. આ અટકાવવાની જરૂર હોય છે. ખાતરમાં જે જે ચીજો ખાતરને સારૂં બનાવવા રહેલી છે તે સીયાળા ઉનાળામાં રહા રસ્તે જતી રહે છે; તે અટકાવવા ઉકરડા ઢાંકેલી જગાઓમાં હોવાની જરૂર છે. માટે ઉકરડા ઉપર છાપરાં કે માંડવા કરવાની જરૂર છે. એવાં છાપરાં કે માંડવા કરવા એ પૈસાવાલા લોકોનુ કામ છે. પણ એ સીવાય ઉકરડા ઢાંકવાનો રસ્તો છે તે એ કે બને તેમ સગવડ રાખી ઉકરડામાંથી જતી હવા રોકવી એટલે છાંણુ વગેરે નાંખ્યું હોય તે ઉપર ખેતરની માટીને મળતી માટી ઢાંકવી અથવા તલાવના તળીયામાંથી નીકળેલી ખાતર જેવી માટી ઢાંકવી જેથી કરી હવા જતી બંધ થશે. અને હવા જતી બંધ થવાથી કોહાણ વધશે. વળી તે ઉપર પાછું છાંણુ પણ આવતું જશે. એથી નાખેલી માટી કોહોશે ને ખાતરમાં વધારો થશે. કારણ તે માટી પણ ખાતર થઈ જશે. આમ કરવાથી માત્ર અંગ મજુરી વધશે, પણ ખાતર સારૂ બનશે ને તેમાં ખાતરનો વધારો પણ થશે. ઉકરડા કરવામાં એટલુ યાદ રાખવું જોઇએ કે ઉકરડા હમેશા ભીનાશવાલા રહેવા જોઇએ, અને ખાતર લોચા પડતું થવું જોઇએ એવું ખાતર રોપાને અથવા અનાજના છોડને તુરત અસર કરે છે. સુકા ખાતરમાં રોપાને ગુણ કરનાર તત્વો થોડાં રહે છે ને તે નાંખ્યા પછી ધીમે ધીમે પલળી, પલળી, ઘણી મોડી અસર કરે છે, પણું ભીનાશવાળુ ખાતર અફીણ જેવુ તરત મળી જાય છે.

દરેક ઢોર રાખનાર માણસને પોતાનાં ઢોર બાંધવાની ખાસ જગા હોય છે. તેમાંથી છાંણ અને ઘાસનો કુચો દરરોજ ટોપલામાં ભરી ઉકરડે પોચાડે છે. અને ઘરમાં રાખોડીની છત હોય તો તેવડે કોરૂ કરે છે. કેટલાક તે જગામાં ખાડા કરે છે ને છાંણુ તથા મુત્ર તેમાં ભેગુ કરી રાખે છે. કેટલાક તેવી જગામાં હાંલ્લાં દાટે છે, ને તેમાં સઘળુ ભરાવા દે છે. ત્યાર પછી જો ઉકરડો નજીક હોય ને દુર ન હોય તો તેમાં લઈ જઇ નાખે છે પણ જો ઉકરડો નજીક ન હોય ને દુર હોય તો હાંલ્લામાં એકઠું થએલું ફળીયામાં ઢોળી નાખે છે. વળી ગામડાઓમાં એવું હોય

છે કે સ્ત્રીઓ એવી જગાઓમાં નાહાવા બેસે છે, ને તેથી તવા ખાડા અગર હાલ્લામાં પાણીનો વધારો થાય છે. એ પાણી અને ભેગું થએલું તમામ ઢોળી દેવાનો ચાલ હોય છે. ચોમાસામાં લીલુ ઘાસ થાય છે ત્યારે તે ખાઈ ઢોર મુત્ર વધારે કરે છે, ને સાથે વરસાદનું પાણી હોય છે તે બધું ઉસેટ્યી રસ્તાઓ ઉપર છાંટી કાઢે છે. એથી કરી સારા માણસોને તેવી જગાહોએ જતાં વીચાર કરવો પડે છે, કારણ હવા સારૂ ઢોર આંગણામાં બાંધેલા હોય છે, ભીનાશ હોય છે, ને ખરાબ થયેલો બદબદો ત્યાંના ખેલો હોય છે તે ખરાબ વાસ માર્યા વગર રહેતો નથી. કાદવ પણ ઘણો થાય છે જેથી જવા આવવા હરકત પડે છે. હવે એવી રીતે નાંખી દીધેલું તમામ ખાતર હોય છે, માટે એ નાંખી ન દેતાં તેનો ઉપાય કરવાની ઘણી જરૂર છે. કેમ કે એમાં છાંણ અને મુત્રનો ભાગ વીશેષ છે તે ખાતરના કામમાં ઘણા ઉપયોગનું બને છે તેને ગેર રસ્તે ન જવા દેવા તજવીજ રાખવી એ ખાતરમાં અતિ ઉપયોગી વધારો કરવા બરાબર છે. આ ચીજો નકામી ન જાય માટે ઢોરના આગળ કરેલા ખાડા અને ત્યાં ઢોરને બાંધવાની ઠરાવેલી જગાઓમાં ચાલતા આવેલા રીવાજમાં ફેરફાર કરવાની જરૂર છે. તેમાં શું શું ફેરફાર કરવા તે વીચારવાનુ છે. ચાલતા આવેલા રીવાજમાં ફેરફાર થાય તો જરૂર ખાતરના કામમાં ઘણો ફાયદો ને વધારો થાય. વળી તે ખાતર હાલ બને છે તે કરતાં જમીનમાં ઘણો ફાયદો કરે એવી નીચે આપેલી હકીકતથી ખાતરી થશે ચાલતા આવેલા રીવાજમાં ફેરફાર કરી જરા વધારે મેહેનત લેવાનો ઇલાજ કરીએ તો નફો થાય. તે એકે દરવરસે જેઠ માસમાં દરેક જણ પોતાનાં ઢોરો બાંધવાની જગા એવી રીતે રાખે કે ત્યાં ખેતરની જમીનને મળતી માટી ઢીચણુ પુરપુરે ને તે ઉપર પડતું છાંણ રાખ વગેરે સાથે જે ચીજો નાંખી દેવામાં આવે છે તે પણ ઉકરડામાં લઈ જાય, ને પુરેલી માટી બીજે જેઠ મહીને પાછી ખોદી લે. ને નવી માટી લાવી ત્યાં પુરે. આમ કરવાથી ઘણા ફાયદા થાય છે. પહેલો ફાયદો ઉકરડાનુ ખાતર લાયકની ચીજો પડવાથી વધારે ગુણવાળુ થશે. બીજો ફાયદો ખાતરમાં વધારો થશે.

ઘર આગલ બદબદો થતો અટકે અને જે ગંદી ચીજો રસ્તામાં નાંખી દેવામાં આવે છે ને તેથી દુર્ગંધ પેદા થાય છે તથા જીવ જતુ થાય છે તે પણ બંધ થાય. ઉપર જે માટી પુરવા તથા ખોદવા બતાવ્યું

છે, તેમાં જે માટી પુરી હોય છે તે બાર માસ સુધી ઢોરોના નીચે પચી પચીને તેમના મેલ તથા મુત્રના ગદગદાથી તૈયાર થઇ એવું તે ખાતર બનશે કે તે જે ખેતરમાં નાંખે તે ખેતરમાં એક અરીણના જેવું ગુણવાળુ દાખવશે. પુરેલી માટી નવી ને પોચી હેવાથી ઢોરને બેસવાનું તથા તે જગામાં હમેશ રહેવાનું સુખ શાંન્તીવાળુ બનશે. ડાંસ, મછર, જુવા કથીરા, વગેરે નાશકારક પ્રાણીયો પેદા થતાં અટકશે. જેથી કરી ઢોરને તેમજ ઘરમાં રહેનાર માણસોને તેવી જાતનાં જીવડાં હેરાન કરશે નહીં ને તનદુરસ્તીમાં મોટો લાભ થશે. વળી દર વરસે ખાતરમાં પણ પુરેલી માટીથી સારો વધારો થશે. હવે સોના કરતાં ઘડામણ વધારે એવો વીચાર કરનાર એમ સમજે છે કે એમાં ફાયદા કરતાં મેહેનત વધારે છે, પણ હીસાબ ગણી જોતાં વીચાર કરશે તો દરેક ખેડુતને માલમ પડશે કે તેમાં વધારે ફાયદો છે. તેમાં ફાયદા કરતાં મેહેનત વધારે છે એમ જાણે છે પણ તેમ બીલકુલ નથી. એ હીસાબ સમજવાથી સેહેજ માલમ પડશે કે મેહેનત કરતાં ફાયદો વધારે છે. આ કામમાં ઘેર બેઠાં મજુરી કરવાની છે તેથી ઘરનાં માણસ મદદ લાગે ને યોગ્ય કામ કરવા તેમને સરળ પણ પડે તેવો રસ્તો છે. આ એક ખાતર બનાવવાની કસર છે. કહેવત છે કે ઘરકા બનીયા ગોળન ખાઇએ પણ શેરડી ખાઇએ, એ શેરડીનો કુચો પડે તે કુચો બકરી ચરે અને તે બકરી લીંડી કરે અને તે લીંડી વડે ખીચડી ચઢે અને છેવટે ખાતર થાય. આ કહેવતની સમજુત એવી છે કે જે લોકો અંગ મજુરી કરતા નથી પણ મન મજુરી કરે છે તેને ગોળ ખાવાનો છે. પણ જે લોકો અંગ મજુરી કરે છે તેમને બનતી ચીજોનો ખરાબો પણ ઉપયોગમાં લેવાનો છે. શેરડી પીલનાર કોલુવાલા શેરડીના પડેલા કુચા બાળી ગોળ પકવે છે. પણ તેનું છેવટ ખાતર થાય છે માટે તેનો ઘટતો ઉપયોગ કરવામાં કસરનો વીચાર કરતા નથી. આ રીતે દરેક વસ્તુ જે ખાતર બનાવવામાં ઉપયોગી પણ ન કામી જાય છે તેનો સદ ઉપયોગ કરવામાં આવતો નથી તેથી કરી ખાતર પુષ્કળ પેદા થતું નથી. ખાતરની ખોટ ને ખોટ હમેશાં ચાલુ રહે છે. ખેતરમાં જ્યાં ખાતર નાંખવાનું છે ત્યાં પણ એવી રીતે ઘણી ચીજો બરબાદ જાય છે. એ બરબાદ જતી ચીજોનો વીચાર કરી ખેતરમાંજ તેનું ખાતર થાય એવી સગવડ કરવામાં આવતી હોય તો ખાતરમાં વધારો

થાય. જ્યાં ઘરનું ખાતર એકઠું કરેલું હોય છે ત્યાંથી ખેતરમાં લઈ જવાની મેહેનત પડે છે તે મેહેનતમાં પણ ઘણો બચાવ થાય. ખેતરમાં ખાતર શી રીતે થાય એમ સમજનારને એટલું કહેવાનું છે કે ખેતરમાં પેદા થતી ચીજો જેવી કે વાડોનાં મુળમાં પડતાં પાંદડાં તથા તેની સાથે કોહેલી માટી, વગેરે એક ખાડામાં દર વરસ થોડું થોડું ભેગું કરવામાં આવે અને તેમાં ખેતરની પેદાશ વાલી નકામી ચીજો પણ નાંખે તો ચોમાસામાં કોહી કોહી સારૂ ખાતર બને. (અપૂર્ણ.)

—:૦:—

## હીરો.

૧ હીરો કોયલા સાથે સંબંધ રાખે છે એ ખરેખર અજાએબ જેવું છે. દરેક વસ્તુની અંદરની રચના રશાયણ શાસ્ત્ર વડે જણાય છે. એ શાસ્ત્ર વડે આપણને માલમ પડે છે કે વાતાવરણ અને નાઈટ્રીક આસિડ બેઉ એકજ જાતનાં મૂળ તત્વથી બનેલાં છે ઘણીજ ઝેરી વનસ્પતિનું ઝેર અને આપણે હમેશા જે ખોરાક ખાઈએ છીએ તે બેઉનાં મૂળ તત્વ એકજ છે. વળી એ શાસ્ત્રની સત્તાથી શણના ચીથરાંની ખાંડ બનાવી દેવાય છે. એજ પ્રમાણે કાળો કોયલો જે સળગવાથી તેજ આપે છે તે અને હીરો જે સ્વાભાવિક પ્રકાશિત હોય છે તે બેઉનું મૂળ એકજ છે. કોયલામાંથી તારની સુંગધ આવે છે અને તેને જ્યારે સળગાવીએ છીએ ત્યારે ઘણી ધુમાડી નિકળે છે. એ ધુમાડી ઉપરથી સાબિત થાય છે કે તે કાળો, અસ્વચ્છ અને કદરૂપો હોય છે. હીરો બરફ કરતાં પણ વધારે સ્વચ્છ જણાય છે. તે તેજસ્વી, પારદર્શક અને ખુબ સૂરત હોવાની ખરી નિશાની છે. એ હીરા અને કોયલા વચ્ચે ખરેખરો કાંઈ તફાવત નથી. પણ તેમનો દેખાવ એજ આપણને તફાવત જણાય છે. કોયલા અને હીરા વચ્ચે આવી જાતનો સંબધ હોય એ કાંઈ ચમત્કારીક છે એમાં બિલકુલ શક નથી.

૨ આ સંબંધ યા સગાઈનું પરિણામ એ નિકળે છે કે એ બેઉ વસ્તુઓ એકજ મૂળતત્વની બનેલી છે. દરેક જાતના લાકડાંમાં કારબોન એ મુખ્ય મૂળતત્વ છે. એ કારબોન ઝાડપાલો અને પ્રાણીઓમાં જથાબંધ રહે છે. ચાર કોલ અથવા કોયલો જે લાકડામાંથી જથાબંધ ઉત્પન્ન થાય છે તે એક જાતનુ અશુદ્ધ કારબોન છે. અને હીરો એ શુદ્ધ કારબોન

છે, તેમાં જે માટી પુરી હોય છે તે બાર માસ સુધી ઢોરોના નીચે પચી પચીને તેમના મેલ તથા મુત્રના ગદગદાથી તૈયાર થઇ એવું તો ખાતર બનશે કે તે જે ખેતરમાં નાંખે તે ખેતરમાં એક અફીણના જેવું ગુણવાળુ દાખવશે. પુરેલી માટી નવી ને પોચી હોવાથી ઢોરને બેસવાનું તથા તે જગામાં હમેશ રહેવાનું સુખ શાન્તીવાળુ બનશે. ડાંસ, મચ્છર, જુવા કથીરા, વગેરે નાશકારક પ્રાણીયો પેદા થતાં અટકશે. જેથી કરી ઢોરને તેમજ ઘરમાં રહેનાર માણસોને તેવી જાતનાં જીવડાં હેરાન કરશે નહીં ને તનદુરસ્તીમાં મોટો લાભ થશે વળી દર વરસે ખાતરમાં પણ પુરેલી માટીથી સારો વધારો થશે. હવે સોના કરતાં ઘડામણ વધારે એવો વીચાર કરનાર એમ સમજે છે કે એમાં ફાયદા કરતાં મેહેનત વધારે છે, પણ હીસાબ ગણી જોતાં વીચાર કરશે તો દરેક ખેડુતને માલમ પડશે કે તેમાં વધારે ફાયદો છે. તેમાં ફાયદા કરતાં મેહેનત વધારે છે એમ જાણે છે પણ તેમ બીલકુલ નથી. એ હીસાબ સમજવાથી રોહેજ માલમ પડશે કે મેહેનત કરતાં ફાયદો વધારે છે. આ કામમાં ઘેર બેઠાં મજુરી કરવાની છે તેથી ઘરનાં માણસ મદદ લાગે ને યોગ્ય કામ કરવા તેમને સરળ પણ પડે તેવો રસ્તો છે. આ એક ખાતર બનાવવાની કસર છે. કહેવત છે કે ઘરકા બનીયા ગોળન ખાઇએ પણ શેરડી ખાઇએ, એ શેરડીનો કુચો પડે તે કુચો બકરી ચરે અને તે બકરી લીંડી કરે અને તે લીંડી વડે ખીચડી ચઢે અને છેવટે ખાતર થાય. આ કહેવતની સમજુત એવી છે કે જે લોકો અંગ મજુરી કરતા નથી પણ મન મજુરી કરે છે તેને ગોળ ખાવાનો છે. પણ જે લોકો અંગ મજુરી કરે છે તેમને બનતી ચીજોનો ખરાબો પણ ઉપયોગમાં લેવાનો છે. શેરડી પીલનાર કોલુવાલા શેરડીના પડેલા કુચા બાળી ગોળ પકવે છે. પણ તેનું છેવટ ખાતર થાય છે માટે તેનો ઘટતો ઉપયોગ કરવામાં કસરનો વીચાર કરતા નથી. આ રીતે દરેક વસ્તુ જે ખાતર બનાવવામાં ઉપયોગી પણ ન કામી જાય છે તેનો સદ ઉપયોગ કરવામાં આવતો નથી તેથી કરી ખાતર પુષ્કળ પેદા થતું નથી. ખાતરની ખોટ ને ખોટ હમેશાં ચાલુ રહે છે. ખેતરમાં જ્યાં ખાતર નાંખવાનું છે ત્યાં પણ એવી રીતે ઘણી ચીજો બરબાદ જાય છે. એ બરબાદ જતી ચીજોનો વીચાર કરી ખેતરમાંજ તેનું ખાતર થાય એવી સગવડ કરવામાં આવતી હોય તો ખાતરમાં વધારો

થાય. જ્યાં ઘરનું ખાતર એકઠું કરેલું હોય છે ત્યાંથી ખેતરમાં લઈ જવાની મેહેનત પડે છે તે મેહેનતમાં પણ ઘણો બચાવ થાય. ખેતરમાં ખાતર શી રીતે થાય એમ સમજનારને એટલુ કહેવાનું છે કે ખેતરમાં પેદા થતી ચીજો જેવી કે વાડોનાં મુળમાં પડતાં પાંદડાં તથા તેની સાથે કોહેલી માટી, વગેરે એક ખાડામાં દર વરસ થોડુ થોડુ ભેગુ કરવામાં આવે અને તેમાં ખેતરની પેદાશ વાલી નકામી ચીજો પણ નાંખે તો ચોમાસામાં કોહી કોહી સારૂ ખાતર બને. (અપૂર્ણ.)

---:0:---

## હીરો.

૧ હીરો કોયલા સાથે સંબંધ રાખે છે એ ખરેખર અજાએબ જેવું છે. દરેક વસ્તુની અંદરની રચના રશાયણ શાસ્ત્ર વડે જણાય છે. એ શાસ્ત્ર વડે આપણને માલમ પડે છે કે વાતાવરણ અને નાઈટ્રીક આસિડ બેઉ એકજ જાતનાં મૂળ તત્વથી બનેલાં છે ઘણીજ ઝેરી વનસ્પતિનું ઝેર અને આપણે હમેશા જે ખોરાક ખાઈએ છીએ તે બેઉનાં મૂળ તત્વ એકજ છે. વળી એ શાસ્ત્રની સત્તાથી શણુના ચીથરાંની ખાંડ બનાવી દેવાય છે. એજ પ્રમાણે કાળો કોયલો જે સળગવાથી તેજ આપે છે તે અને હીરો જે સ્વાભાવિક પ્રકાશિત હોય છે તે બેઉનું મૂળ એકજ છે. કોયલામાંથી તારની સુંગધ આવે છે અને તેને જ્યારે સળગાવીએ છીએ ત્યારે ઘણી ધુમાડી નિકળે છે. એ ધુમાડી ઉપરથી સાબિત થાય છે, કે તે કાળો, અસ્વચ્છ અને કદરૂપો હોય છે. હીરો બરફ કરતાં પણ વધારે સ્વચ્છ જણાય છે. તે તેજસ્વી, પારદર્શક અને ખુબ સૂરત હોવાની ખરી નિશાની છે. એ હીરા અને કોયલા વચ્ચે ખરેખરો કાંઈ તફાવત નથી. પણ તેમનો દેખાવ એજ આપણને તફાવત જણાય છે. કોયલા અને હીરા વચ્ચે આવી જાતનો સંબંધ હોય એ કાંઈ ચમત્કારી છે એમાં બિલકુલ શક નથી.

છે, તેમાં જે માટી પુરી હોય છે તે બાર માસ સુધી ઢોરોના નીચે પચી પચીને તેમના મેલ તથા મુત્રના ગદગદાથી તૈયાર થઇ એવું તે ખાત્તર બનશે કે તે જે ખેતરમાં નાંખે તે ખેતરમાં એક અફીણના જેવું ગુણવાળુ દાખવશે. પુરેલી માટી નવી ને પોચી હોવાથી ઢોરને બેસવાનું તથા તે જગામાં હમેશ રહેવાનું સુખ શાંન્તીવાળુ બનશે. ડાંસ, મછર, જુવા કથીરા, વગેરે નાશકારક પ્રાણીયો પેદા થતાં અટકશે. જેથી કરી ઢોરને તેમજ ઘરમાં રહેનાર માણસોને તેવી જાતનાં જીવડાં હેરાન કરશે નહીં ને તનદુરસ્તીમાં મોટો લાભ થશે વળી દર વરસે ખાતરમાં પણ પુરેલી માટીથી સારો વધારો થશે. હવે સોના કરતાં ઘડામણ વધારે એવો વીચાર કરનાર એમ સમજે છે કે એમાં ફાયદા કરતાં મેહેનત વધારે છે, પણ હીસાબ ગણી જોતાં વીચાર કરશે તો દરેક ખેડુતને માલમ પડશે કે તેમાં વધારે ફાયદો છે. તેમાં ફાયદા કરતાં મેહેનત વધારે છે એમ જાણે છે પણ તેમ બીલકુલ નથી. એ હીસાબ સમજવાથી સેહેજ માલમ પડશે કે મેહેનત કરતાં ફાયદો વધારે છે. આ કામમાં ઘેર બેઠાં મજુરી કરવાની છે તેથી ઘરનાં માણસ મદદ લાગે ને યોગ્ય કામ કરવા તેમને સરળ પણ પડે તેવો રસ્તો છે. આ એક ખાતર બનાવવાની કસર છે. કહેવત છે કે ઘરકા બનીયા ગોળન ખાઇએ પણ શેરડી ખાઇએ, એ શેરડીનો કુચો પડે તે કુચો બકરી ચરે અને તે બકરી લીંડી કરે અને તે લીંડી વડે-ખીચડી ચઢે અને છેવટે ખાતર થાય. આ કહેવતની સમજુત એવી છે કે જે લોકો અંગ મંજુરી કરતા નથી પણ મન મજુરી કરે છે તેને ગોળ ખાવાનો છે. પણ જે લોકો અંગ મજુરી કરે છે તેમને બનતી ચીજોનો ખરાબો પણ ઉપયોગમાં લેવાનો છે. શેરડી પીલનાર કોલુવાલા શેરડીના પડેલા કુચા બાળી ગોળ પકવે છે. પણ તેનું છેવટ ખાતર થાય છે માટે તેનો ઘટતો ઉપયોગ કરવામાં કસરનો વીચાર કરતા નથી. આ રીતે દરેક વસ્તુ જે ખાતર બનાવવામાં ઉપયોગી પણ ન કામી જાય છે તેનો સદ ઉપયોગ કરવામાં આવતો નથી તેથી કરી ખાતર પુષ્કળ પેદા થતું નથી. ખાતરની ખોટ ને ખોટ હમેશાં ચાલુ રહે છે. ખેતરમાં જ્યાં ખાતર નાંખવાનું છે ત્યાં પણ એવી રીતે ઘણી ચીજો બરબાદ જાય છે. એ બરબાદ જતી ચીજોનો વીચાર કરી ખેતરમાંજ તેનું ખાતર થાય એવી સગવડ કરવામાં આવતી હોય તો ખાતરમાં વધારો

થાય. જ્યાં ધરનું ખાતર એકઠું કરેલું હોય છે ત્યાંથી ખેતરમાં લઈ જવાની મેહેનત પડે છે તે મેહેનતમાં પણ ઘણો બચાવ થાય. ખેતરમાં ખાતર શી રીતે થાય એમ સમજનારને એટલું કહેવાનું છે કે ખેતરમાં પેદા થતી ચીજો જેવી કે વાડોનાં મુળમાં પડતાં પાંદડાં તથા તેની સાથે કોહેલી માટી, વગેરે એક ખાડામાં દર વરસ થોડુ થોડુ ભેગુ કરવામાં આવે અને તેમાં ખેતરની પેદાશ વાલી નકામી ચીજો પણ નાંખે તો ચોમાસામાં કોહી કોહી સારૂ ખાતર બને. (અપૂર્ણ.)

---:o:---

## હીરો.

૧ હીરો કોયલા સાથે સબંધ રાખે છે એ ખરેખર અજાએબ જેવું છે. દરેક વસ્તુની અંદરની રચના રશાયણ શાસ્ત્ર વડે જણાય છે. એ શાસ્ત્ર વડે આપણને માલમ પડે છે કે વાતાવરણ અને નાઈટ્રીક આસિડ બેઉ એકજ જાતનાં મૂળ તત્વથી બનેલાં છે ઘણીજ ઝેરી વનસ્પતિનું ઝેર અને આપણે હમેશા જે ખોરાક ખાઈએ છીએ તે બેઉનાં મૂળ તત્વ એકજ છે. વળી એ શાસ્ત્રની સત્તાથી શણના ચીથરાંની ખાંડ બનાવી દેવાય છે. એજ પ્રમાણે કાળો કોયલો જે સળગવાથી તેજ આપે છે તે અને હીરો જે સ્વાભાવિક પ્રકાશિત હોય છે તે બેઉનું મૂળ એકજ છે. કોયલામાંથી તારની સુંગધ આવે છે અને તેને જ્યારે સળગાવીએ છીએ ત્યારે ઘણી ધુમાડી નિકળે છે. એ ધુમાડી ઉપરથી સાબિત થાય કે તે કાળો, અસ્વચ્છ અને કદરૂપો હોય છે. હીરો બરફ કરતાં પણ વધારે સ્વચ્છ જણાય છે. તે તેજસ્વી, પારદર્શક અને ખુબ સૂરત વાની ખરી નિશાની છે. એ હીરા અને કોયલા વચે ખરેખરો કાંઈ ફાવત નથી. પણ તેમનો દેખાવ એજ આપણને તફાવત જણાય. કોયલા અને હીરા વચે આવી જાતનો સંબધ હોય એ કાંઈ ચમત્કાર છે એમાં બિલકુલ શક નથી.

૨ આ સંબંધ યા સગાઈનુ પરિણામ એ નિકળે છે કે એ બેઉ વસ્તુઓ એકજ મૂળતત્વની બનેલી છે. દરેક જાતના લાકડાંમાં કારબોન એ મુખ્ય મૂળતત્વ છે. એ કારબોન ઝાડપાલો અને પ્રાણીઓમાં જથાબંધ રહે છે. ચાર કોલ અથવા કોયલો જે લાકડામાંથી જથાબંધ ઉત્પન્ન થાય છે તે એક જાતનું અશુદ્ધ કારબોન છે. અને હીરો એ શુદ્ધ ટુંગાલનું

છે. રશાયણ શાસ્ત્રમાં અમુક વસ્તુ કઈ જાતના તત્વની બની છે તે આકાર અથવા દેખાવ ઉપરથી કહી શકાતી નથી. હીરો અને કોયલો એક સરખા રજકણથી બનેલા છે, તેમાં હીરા કરતાં કોયલામાં એ રજકણ જુદીજ રીતે ગોઠવેલા હોવા જોઈએ અને તેથીજ એક જાત પ્રકાશિત, પારદર્શક તે નીર્મલ હોય છે, અને બીજી કાળી, ઝાંખી, અને મેલી હોય છે.

૩ હિંદુસ્તાનના લોકોને હિરો પ્રાચીન કાળથી માલમ છે. બીજા દેશના લોકોને હીરાનું દર્શન હિંદુસ્તાનેજ કરાવેલુ છે. હીરો ઘણો કઠણ હોય છે માટે તેને ભાગતાં મેહેનત પડે છે. એક પ્લિની નામનો રોમનો વિદ્વાન કહે છે કે "હીરાના કડકા થઈ શકે નહી એટલે તે ભાગી શકાય નહી. જો તેને ભાગવો હોય તો તેને બકરાના (બકરીના નહી) લોહીમાં પલાળી મુકવો અને પછી ભાગવો. એના જે કડકા થાય છે તે રત્ન ઉપર કોરણી કરવામાં ઘણા કામ આવે છે, વળી એ વિશેષ કહે છે કે "હીરાથી ઝેર ઉતરે છે અને ગાંડછા મટે છે" આવી જાતના વિચાર આપણા લોકો પણ આપે છે પણ તેને આજના કેળવણી પામેલા લોકો એ વેહેમી લોકોના વેહેમનો નમુનો છે એમ કહી હશી કાઢે છે.

૪ હીરો અને કોયલો એક જાતનાં મૂળતત્વથી બનેલા છે એવું જાણવામાં આવતા પેહેલાં સર આઇસાકન્યુટને તે સુરજના સીધી લીટીએ કીરણ પડવાથી વાંકો વળતો તે ઉપરથી અનુમાન કરીને જણાવ્યું હતુ કે હીરામાં સલગી શકે તેવો પદાર્થ રહેલો છે. સન ૧૬૯૬ મી. બોઇલે એવું સાબિત કરી આપ્યું હતું કે ત્રાંબું ગરમ કરવાને જેટલો તાપ જોઇએ તેટલા તાપ વડે હીરાની વરાળ થઈ જાય છે. ટસ્કનીના ડયુક ત્રીજા કોસ્મો આગીયા કાચ વડે સુર્યના કીરણના જથાને એક બિંદુમાં લાવીને હીરાને બાળવાની કોસીસમાં પાર પડયો હતો. હીરામાં કારબોન છે એવું ફ્રાન્સના લાવોઇસીઅર નામના રશાયણ શાસ્ત્રીએ પ્રથમ સાબિત કરી આપ્યું હતું.

૫ પ્લીની કહે છે કે તેના વખતમાં એટલે ઈ૦ સ૦ ૭૯ ની સાલ સુધી હિંદુસ્તાનમાંથી હીરો યુરોપ ખંડમાં મોકલવામાં આવ્યો ન હોતો. એ ઉપરથી જણાય છે કે તે પેહેલાં યુરોપના લોકોને હીરો શી વસ્તુ છે. એ માલમ નહી હોય. તેના વખતમાં એટલે સન ૭૯ ની ઉપર હીરા વગેરે જવેરાત હિંદુ-

છે. બરબાદ જાય છે. ખાતર થાય એવી સગવડ કરવામાં

સ્તાનમાંથી જતાં. હીરાને ઓપવાનો હુન્નર સને ૧૪૭૬ માં શોધી કાઢ- વામાં આવ્યો. ત્યાર પેહેલાં તે તેની અસલ સ્થિતિમાં વપરાતો હતો. સુધારવાથી અને ઓપવાથી અથવા તેને પેલ પાડવાથી હીરો ઘણો શો- ભાયમાન અને ભપકાદાર થાય છે. એની કુદરતી અને કૃત્રીમ ખુબ સુ- રતી એકઠી મળવાથી હીરાની છેક કીંમત અસલના કરતાં વધતી ગઈ. એક ઉપયોગી ચીજ તરીકે તો તેની કીંમત કાઈજ નહીં અથવા ઓછી ગણાય પરંતુ તેની અનુપમ ખુબ સુરતીને લીધે તે અમુલ્ય થઇ પડયો છે.

૬ ફ્રાન્સમાં જે હીરો મીટ હીરાના નામથી ઓલખાય છે, તેની કીંમત જો સાધારણ રીતે ગણીએ તો ૧૪૧૦૫૮ પાઉંડ થાય છે. તે પ્રથમ ગોલ કાંડામાંના પાસ્તીલ શેહેરમાંથી જડયો હતો. અને તે મદ્રાસ- ના ગવનર મી૦ પીટે તેના મુગટમાં જડવાસારૂ ત્રીસ હજાર પાઊંડ આપીને ખરીદ કર્યો હતો સને ૧૭૧૭ માં તેણે ફ્રાન્સના રાજ પ્રતિનિધિને ૧૨૫૦૦૦ પાઊંડ લઇને વેચાતો આપ્યો પણ નેપોલીઅને તેને મુગટને બદલે તલવારની મુઠમાં જડાવ્યો હતો. આશ્રિયાના રાજા પાસે લીંબોઇ રંગનો ઘણી ભારે કીંમતનો એક હીરો છે. એ હીરો ફ્લોરન્સમાંથી એક દુકાનદાર પાસેથી થોડાક પૈસા આપીને ખરીદ કર્યો હતો. તે વખત તેને બીલોર કડકો છે એવું લોકો માનતા હતા.

૭ રૂશિઆના શેહેનશાહ પાસે એક હીરો છે તેની તવારીખ જાણુંવા જેવી છે. એ હીરો એકવાર હિંદુના દેવળમાં કોઇ મુરતીની આં- ખમાં જડેલો હતો. તે એક ફ્રેન્ચ સીપાઈએ જોયો તેથી તે લેવાને તેનું મન લલચાયું, તેણે તે હીરો લઈ લેવાની યુક્તિઓ શોધવા માંડી પણ તેમાં તે ફાવી શકયો નહીં એટલે આખરે એ મુરતીનો તે ભગત થયો. અને દરરોજ તે ત્યાં દર્શન કરવા સારૂ જવા લાગ્યો. કેટલીક મુદતે પ્રસંગ આવ્યાથી તેણે તે હીરો આંખમાંથી કાઢી લીધો અને તેની જગ્યાએ એક કાચ બેસાડયો. એ હીરો લઇને તે નાસી ગયો અને તેને સમજાય તેવી ભારેમાં ભારે કીંમતે વેચી નાખ્યો. પણ ખરૂં જોતા તેને જે કીમત મલી તે ઘણીજ ઓછી હતી. ઘણે હાથે ટીચાતો ટીચાતો આખરે તે હીરો રૂશિયાની રાણી કેથેરાઇનના હાથમાં આવ્યો તેણીએ તે ૯૦,૦૦૦ પાઊંડ આપીને ખરીદો, અને તેની સાથે તેના વેચનારને ચાર હજાર પાઊંડનું સાલીઆણું બાંધી આપ્યું. એક મોટા કદનો હીરો પોર્ટુગાલનાં

રાજવંશીઓની પાસે છે. એ હીરો ખરેખરો છે કે તે સફેદ પોખરાજ છે તેની ઘણાની ખાતરી થતી નથી. જો એ હીરો ખરોજ હોય તો તેની કીંમત ૨૦,૦૦,૦૦૦ પાઉંડની અટકળવામાં આવે છે.

૮ આખી દુનીયામાં કોહીનુર એ ઘણો પ્રખ્યાત અને કદાચ સૌથી વધારે કીંમતનો હીરો છે. ઘણાં રાજ્ય, ઘણું ધન, ઘણા માણસો અને લોહીની છોળોયે કોહીનુરની સાથે જેટલો સંબંધ રાખ્યો છે તેટલું ઉંધું ચતું અથવા તેટલો ફેરફાર બીજા કોઈ હીરાને લીધે થયેલો જણાતો નથી.

૯ એ કોહીનુર ગોળકાંડાની ખાણોમાંથી ઈ૦ સ૦ ૧૫૫૦ માં જડયો હતો. જે વખતમાં મોગલ રાજા શાહજાંએ દક્ષિણ ઉપર હલ્લો કર્યો તે વખતે દક્ષિણમાં કુતુબ શાહ ગોલકાંડામાં રાજ કરતો હતો. એ કુતુબ શાહનો મીર જુમલા નામે પ્રધાન હતો. એક વખત તે હિરાનોજ વેપાર કરતો હતો. ઘણા દહાડાના અનુભવથી તે ગોલકાંડાની ખાણોનો ખરો ભોમીઓ અને કીંમતી થઈ પડયો હતો. વળી શાહજહાં પણ એ હુન્નરમાં તેનાથી ઉતરે તેવો ન હોતો, એ પણ હીરા વગેરેનો પેહેલા વર્ગમાં પરિક્ષક હતો. એક વખત એવું બન્યું કે શાહજહાંને તેના બાપે ગાદી ઉપરથી ઉઠાડી મુકીને કેદ કર્યો હતો તેવામાં રાજના ખજાનાના એક માણેકની કીંમતને માટે વાંધો ઉઠયો. ત્યારે તે માણેકની કીંમત કરવા સારૂ તે શાહજહાં ઝવેરી પાસે તેના કેદ ખાનામાં કીંમત કરવા સારૂ મોકલવામાં આવ્યો હતો. શાહજહાંના વખતમાં કોહીનુર દીલ્લીમાં આવ્યો. ઔરંગઝેબના વખતમાં સં૦ ૧૬૬૫ માં એક ફ્રેન્ચ વેપારી દીલ્લીમાં આવી ચડયો હતો તેને એ પાદશાહે કોહીનુર બતાવ્યો હતો. એ ફ્રેન્ચ ઝવેરીએ તેને તપાસ્યો તથા તોળી જોયો હતો. સન ૧૭૩૯ માં દીલ્લી ઉપર ઈરાનના પાદશાહ નાદીરશાહે હલ્લા કરીને ૯,૦૦,૦૦,૦૦૦ પાઉંડનો ખજાનો લઈ ગયો, તેમાં કોહીનુર પણ તણાઈ ગયો. પણ નાદીરશાહને તેની રૈયતે મારી નાખ્યો એટલે મહમદશાહ જે તેની સાથે અફગાન લશ્કર સાથે રહે તો તેમને લઈને તે જતો રહ્યો, અને પોતે એક નવું રાજ સ્થાપ્યું એ મહમદશાહ પોતાને દુરાની કહેતો હતો. નાદીરશાહના રાજમાંથી જતી વખતે તે ઘણું ઝવેરાત લઈ નાઠો હતો તેમાં કોહીનુર તેના હાથમાં આવ્યો હતો. એ મહમદશાહે મોગલવંશના છેલ્લા પાદશાહને ગાદી ઉપર બેસાડવામાં પોતાની ઘણી સત્તા વાપરી.

ઓગણીશમી સદીની સરૂઆતમાં અહમદશાહનો ખજાનો જુવાનશાહના હવાલામાં આવ્યો જુવાનશાહને સને ૧૮૦૦ ના વરસમાં એના ભાઈ શાહસુજાએ કેદ કર્યો. અને પોતે તેની ગાદીએ બેઠો. શાહસુજાને રાજ ખજાનો તપાસતાં માલમ પડ્યું કે ઝવેરાતમાં કીંમતી કોહીનુર ખુટતો છે. આખરે ઘણી તપાસ કરતાં તેના જાણવામાં આવ્યુ કે તે જુમાશાહના કેદ ખાનાની એક ભીંતમાં ઘણી ચતુરાઇથી સંતાડેલો છે.

એ પછી આઠ વરસે મી. એલ્ફીનસ્ટન લોર્ડ મીન્ટોના હુકમથી એલચી તરીકે અફગાનીસ્તાનના રાજા પાસે ગયો ત્યારે પેશાવરમાં દરબારી મુલાકાત વખતે એ કોહીનુર તેના જોવામાં આવ્યો. બસેં વરસની લાંબી મુદતે આજે એ પ્રખ્યાત હીરો યુરોપીઅનની દ્રષ્ટીએ પડયો. એ વખતે શાહસુજાએ સુશોભિત લીલા રંગનો પોશાક પેહેરેલો હતો અને કીંમતી રત્નોનું પુષ્કળ ઘરેણું તથા હીરા જડીત કવચ પેહેરેલું અને એના જમણા હાથમાં બાજુબંધમાં કીંમતી કોહીનુર ચલકારા મારતો હતો.

ઇસ્ટ ઇન્ડીઆ કંપનીનો એલચી પાછો સીંધુ નદી ઉતરી રહ્યો ન હોતો એટલામાં શાહસુજાને કાબુલમાંથી કાઢી મુકયો તે વખતે એ કોહીનુર જેને અજવાલાનો પર્વત કહેતા હતા તેને તેણે સાથે લઇ લીધો એ નાશીને પંજાબના રાજા રણજીતસીંહને શરણે ગયો. રણજીતસીંહે તેને આશ્રો આંપ્યો. પણ તેની પાસે એ કોહીનુર જોયો તેથી તે છીનાવી લેવાને ઇરાદે બદ દાનત કરી. અનેક પ્રકારના છુપા પ્રયત્ન કરતાં છતાં જ્યારે તેનું કાંઇ વળ્યું નહીં ત્યારે રણજીતસીંહે ખુલ્લી માગણી કરી પણ એ દુરાની કુળના કુશળ રાજાએ તેનાથી થઇ શકે તેટલી હીકમત કામે લગાડીને ઘણી આનાકાની કરી પણ તેમાં તે ફાવી શકયો નહીં કેમ કે રણજીતસિંહે ઘણી સખતાઇ વાપરવા માંડી. અને સને ૧૮૧૩ ના જુન મહીનાની પેહેલી તારીખે એ બેઉ રાજાઓ કામને માટે મુકરર કરેલી જગાએ એકઠા મળ્યા. તેઓ એક ઓરડામાં ગયા અને જમીન ઉપર બેઠા. એકાંત જગાએ બેઉ જણ એકલા મળ્યા છતાં એક બીજા સાથે એક કલાક સુધી બીલકુલ બોલવું થયું નહીં. આખરે રણજીતસિંહને ધીરજ નહીં રહેવાથી તેણે પોતાના એક ચાકરને ચેતાવ્યો કે તું શાહને હવે સુચના કર તે વખતે દેશ નિકાલ થએલો એક શબ્દ પણ બોલ્યો નહીં પરંતુ તેણે પોતાનો ખવાસ તે વખતે હાજર હતો તેને નિશાની

ફરી તે ઉપરથી તે થોડી વારમાં એક વીંટો લઇ આવ્યો. તે તેણે બેહુ રાજાઓની વચ્ચે જાજમ ઉપર મુક્યો. આટલું થયા પછી વળી સૌ ચુપાચુપ થઇ ગયું. થોડીવારે રણજીતસિંહે કાંઇક નિશાની કરી તે ઉપરથી તે વીંટો ઉકેલ્યો તે વખતે પેલો અનુપમ તેજનો ભંડાર પ્રકાશી ઉઠયો.

પોતાના વંશજોના ઉપયોગ સારૂ રણજીતસિંહ એક કોહીનુર વારસામાં મુકી જાય તેવો વખત રહ્યો નહીં કેમ કે કેટલાક વરસ પછી તેને અંગ્રેજ સરકાર સાથે હથીઆર બાંધવાનો દિવસ આવ્યો. સને ૧૮૫૯ માં લાહોર આગલ અંગ્રેજો સાથે તેને લડાઇ થઇ તેમાં તે હાર્યો તેથી રાજ ખજાનો તેમને હાથ ગયો તેની જોડે અચલ કોહીનુર પોતાની જનેતાને છોડી પરદેશમાં પોતાની ખુશીથી મોહીત કરવા સારૂ પ્રવાસ કરવા નિકલી પડયો. ઈંગ્લાંડમાં ગયા પછી સને ૧૮૫૧ માં હાઇડ પાર્કના પ્રદર્શન વખતે તે લાખો માણસોની નજરે પડયો કેમ કે જેમ જેમ લોકો તેના વિશે સાંભળતા તેમ તેમ તેમનાં ટોળે ટોળાં પ્રદર્શન જોવા સારૂ આવતાં. આ વખતથી કોહીનુરની ખ્યાતી દેશો દેશ ફેલાઇ ગઇ. એ કોહીનુર હાલમાં મહારાણી સાહેબના મુગટમાં બીરાજે છે. પ્રથમના કરતાં હાલ તેમાં કેટલાક સુધારો કરેલો છે. હાલમાં તેના ઉપર પેલ પડાવેલાં છે તેથી તે વિશેષ શોભાયમાન થએલો છે. પોર્ટુગાલના રાજા પાસે જે હીરો છે તેના વિશે પુરેપુરી હકીકત જાણવામાં આવી નથી એટલે તેને શક પડતો ગણી બાજુપર મુકીએ તો કોહીનુર આખી પૃથ્વી ઉપર મોટામાં મોટો હીરો ગણી શકાય. શાહજહાં પાસે જ્યારે કોહીનુર આવ્યો ત્યારે તેના ઉપર પાંસા પાડેલા ન હોતા તેથી તે વખતે તે જેટલા કયારેટ વજનમાં હતો તેમાં પેલ પાડતી વખતે કારીગરની અજ્ઞાનતાને લીધે કહેલુંક નુકશાન લાગવાથી હાલ તે ઘટીને ૨૭૯ કયારેટ થઇ ગયો છે એ પેલ પાડનાર કારીગર હોરટેનસીયો બોરગીસ હતો અને તે વેનીસનો રહેવાસી હતો. કોહીનુરને સુધારવાને માટે તેને જે મજુરી મલવાની હતી તેને બદલે બાદશાહે ગુસ્સે થઇને તેના દશ હજાર રૂપીઆ દંડ કરવામાં આવ્યા હતા. કોહીનુરની બરાબર કીંમત કરી શકાતી નથી તોં પણ તેની ૨૦,૦૦,૦૦૦ પાઉન્ડ ધારવામાં આવે છે. એ કીંમત ઝવેરીઓ તોલને લક્ષમાં લઇને અટકળે છે. ઉપર જે પીટ નામના હીરા વિશે કહેલું છે તેનુ વજન ૧૩૭ કયારેટ થાય છે. રૂશીઆના શેહેનશાહના રાજમાં જે હીરો છે તેનું વજન ૨૦૦ ક્યારેટ છે.

## ઉલાળા વગરનો દરવાજો અથવા ખાળે ડુચ્યાને બારણાં ઉઘાડાં.

એક ખેડુતના વાડા અને ખેતરની વચમાં એક દરવાજો હતો. આ દરવાજાને ફક્ત એક ઉલાળાથીજ બંધ કરવામાં આવતો હતો. પણ કમ નશીબે તે ભાગી ગયો હતો. જ્યારે જ્યારે તે આવજા કરતો ત્યારે ઘણી કાળજીથી તે બારણાં બંધ કરતો. કેમ કે પવનના ઝપાટાથી બારણું ખુલી જાય નહીં અથવા ઉઘાડાં રહે તો પવનમાં આમ તેમ અફળાઈ ભાગી જાય નહીં. વાડામાં પોતાનાં કુકડાં રાખતો હતો, અને ખેતરમાં બકરાં મેઢાં ઈ૦ રાખતો. જો લગાર બારણું ખુલી જતું તો કુકડાં આમ તેમ નીકળી જતાં અને બકરાં મેઢાં વાડામાં આવી નાશભાગ કરતાં હતાં. આથી તેનાં છોકરાંઓને કુકડાં વાડામાં પુરવાને અને બકરાં મેઢાંને ખેતરમાં લઈ જવાને અતિશય મહેનત પડતી. ખેડુતની સ્ત્રી તેને ઘણીવાર ઉલાળો દુરસ્ત કરાવવાને કહેતી હતી. પરંતુ ખેડુત એક નવા ઉલાળાના ૬ પેન્સ (ચાર આના) ની ખાતર ના પાડતો કે "આલશે કરાવીશું" અને કહેતો કે છોકરાંઓને આમ તેમ દોડવાથી કસરત મળે છે.

એક દિવસે એક મસ્તાન ઘેટો છુટી ગયો, અને બારણાંને માથું મારી વાડામાંથી બહાર નીકળી જંગલમાં દોડી ગયો. ઘેટો ખોવાયો અને શોધને સારૂ કુતુહલ મચી રહ્યું. આ વખતે ખેડુત પોતાનો ઘોડો બાંધતો હતો, તે તેમનો તેમ મુકી પેલા ઘેટાની કેડે દોડયો. તેના સ્ત્રી જે લુગડાંને અસ્ત્રી કરતી હતી તે તેમને તેમ રહેવા દઈ તેના ધણીની પાછળ ધાઈ છોડી જે રસોઈ કરતી હતી તે ચુલા ઉપર કઢી એમને એમ ઉઘાડી મુકી માને બાપની પાછલ દોડી.

ખેડુતનો છોકરો અને તેનાં માણસો પણ શોધમાં નાઠાં જતાં વાડ ઓળગંતાં તેના એક ચાકરનો પગ સરી ગયો અને તે ધબ પડયો તેથી તેનું ઘુંટણ ભાગી ગયું. ખેડુત તથા બીજાં સર્વે પાછાં ફર્યાં ને પેલા ચાકરની સારવાર કરવા મંડયાં. ઘેટું ઘેટાની જગાએ રહ્યું. ચાકરને ઘેર આણ્યો. જ્યારે તે સઘળાં ઘેર આવ્યાં ત્યારે માલમ પડયું કે કઢી સઘળી ઉભરાઈ ગઈ હતી. અને ખાવાનું બીજું જે નીચે મુકેલું તે બધું બગડી ગયુ હતું. અને જે લુગડાં ઉપર અસ્ત્રી ઉની ને ઉની મુકી હતી તે બે પેહેરણ બળી ગયાં, અને તેની સાથે ચાદરમાં મોટો ડાઘ બેઠેલો હતો. ખેડુત

તેની ગૈરી અને છોડીને વઢવા લાગ્યો. પછી તે ઘોડાની સંભાળ સારૂ ગયો તો માલુમ પડયું કે ઘોડો છુટો હતો. અને તેથી તોફાન કરવાથી એક સુંદર અને કીંમતી વછેરાનો લાતો મારવાથી પગ ભાગ્યો હતો. ચાકરને પંદર દિવસ ઘરના રોટલા ખવરાવા પડયા. અને તે ઉપરાંત પંદર દિવસનો પગાર આપવો પડયો હતો.

એક ચાર છ આનાના ઉલાળા સારૂ ચાકરના ખોરાક તથા પગારનું ખર્ચ, એક સુંદર ઘોડાને દુઃખ, એક પુષ્ટ ઘેટો, પોતાના બે કીંમતી સર્ટ અને ખાવાનું તો ન ગણતાં આટલું તેને વેઠવું પડયું હતું. આપણા દેશી ભાઈઓને આ એક દાખલા રૂપ થઈ પડશે, અને આથી બોધ લઈ તે પ્રમાણે વર્તતાં અટકશે.

—:૦:—

## પાટીદાર અને સોક્રેટીસ.

"સોક્રેટીસનો સ્વભાવ એટલો ઠંડો હતો કે ગુસ્સે થયેલો તેને કદી કોઇએ જાણ્યો કે જોયો ન હતો. કાંઈ ખોટ કે નુકશાન કે દુઃખ કે અપમાન વગેરે કશાથી તે ચીડાતો નહીં. એ અચરજ થવા જોગ હતું. પરંતુ તેની સ્ત્રી મહા દુષ્ટ કર્કશા હતી. તેને સારૂ એવું કહે છે કે રોજ તેની સાથે તે કંકાસ કરતી ને ગાળો દેતી હતી. કોઈવાર જો રસ્તા ઉપર ફરવા નીકળ્યાં હોય તો ત્યાં પણ તેને વળગી પડીને મારવા જતી, અને તેનાં કપડાંના ઓરીઆ ઉતારી નાખતી, પણ અચકાતી કે શરમાતી નહીં. એક પ્રસંગે સોક્રેટીસપર તેની સ્ત્રી ઘણીજ ગુસ્સે થઈ. અને હાથ પગ અફાળી અફાળી તફડા કર્યા પછી અને સારી રીતે ગાળ પુષ્પથી નવરાવ્યા છતાં પણ સોક્રેટીસને ઠંડે પેટે હસતાંજ માત્ર જોયો. ત્યારે તેણી ઘણી ગુસ્સે થઈ અને તેના હાથમાં કંઈ ન આવ્યું ત્યારે એક ખરડેલા પ્યાલામાં ગંદુ પાણી આણી તે તેના શરીરપર ઢોળ્યું. ત્યારે સોક્રેટીશે શું કર્યું? તે આથી ખુબ હસ્યો. છેવટે બોલ્યો, કે તોફાની ગાજવીજ અને ગડગડાટ થાય ત્યારે અંતે વરસાદ પણ વરસવો જોઈએજ તો?!!"

હાય આપણા પાટીદાર બંધુએ ખરેખર સોક્રેટીસનાં ગુણનું અનુકરણ કરેલું જણાય છે. ઘણા તરફથી તેમને પોતાની ભુલો દેખાડવામાં આવે છે, ઘણાએ થતી અડચણ દૂર કરવા પ્રયત્ન કરવા સુચવે છે, ઘણા પોતે

આની આજ ભૂલમાં ખરાબ ખસ થયલા હોય તેમ જણાય છે તથાપિ ફૂટ, ખોટી મોટમ અને અહંકારથી પોતાની અસલી રસમ છોડતા નથી તે ઘણું વિચિત્ર છે.

—:o:—

## HON. ZAVERILAL UMIASHANKER YAGNIK.

## ઓનરેબલ મી. ઝવેરીલાલ ઊમીયાશંકર યાજ્ઞીકનો સ્વર્ગવાસ.

જે મહાન પુરૂષે પ્રજાના હિતાર્થે પોતાના અમૂલ્ય કાળનો અને તન મન અને ધનનો ભોગ આપ્યો. તે સ્વદેશ પ્રેમી આનરેબલ મીઃ ઝવેરીલાલ ઉમિયાશંકર યાજ્ઞિક સાઠ વર્ષની વયે તા. ૮ મે સને ૧૮૯૭ ના બપોરના પરલોકવાસી થયા છે. એમના આ અકાળ મૃત્યુથી આખા હિંદમાં, તેના કામને નામથી જાણીતા દેશી પરદેશી લોકમાં, તેમાં મુખ્યત્વે કરીને મુંબાઈ ઇલાકાની સઘળી પ્રજામાં ભારે શોક વર્તાયો છે. તેમની માતૃભુમિ નડીઆદ પોતાના એકના એક પુત્રના જવાથી ભારે શોકાતુર બની છે. આ નર રત્ન સ્વદેશાભિમાની અને રાજ્યનીતિનીજ્ઞ પુરૂષ હતા. સ્વભાવે નિરાભિમાની, શાંત અને ગંભીર હતા. તે સાથે સ્પષ્ટ વક્તા, નિસ્પ્રહી અને સદાચારી હતાઃ પરમાર્થ લાગણી અને લોકહિતાર્થે સ્વાર્થ ત્યાગ એ બે ઉત્તમ ગુણો તેમનામાં હતા. ગુજરાતી અને અંગ્રેજી ભાષાના વિદ્વાન લેખક હતા. લેખનકળાથી સ્વદેશી ભાષા અને પ્રજાની અત્યુત્તમ સેવા અનેકવાર બજાવી છે. તેમણે પોતાની વિદ્વતાનો લોકહિતાર્થ સારૂજ સદુપયોગ કરેલો છે. ગુજરાતના ખેડુતો ની હાલત સુધારવા માટે તથા તે અભણ પણ ઉદ્યોગી તેમજ ઉપયોગી પ્રજાને તેમના કાર્યમાં સહાય આપવા સરકાર તરફથી બેંકો (નાણાંની પેઢી) કહાડી કમતી દરે નાણું ધીરવા હિલચાલના પ્રસંગે તેમણે અસાધારણ શ્રમ કરેલો હતો. ખેડુત વર્ગ વિશે તેમને ઘણી સારી લાગણી હતીઃ આ છેલ્લા રીવીઝન વખતે કુવાના કર સંબંધી તેમણે અથાગ મેહેનત કરી હતી અને તેથી ખેડા જીલ્લાના ખેડુતોને લગભગ નવ લાખ રૂપિઆનો ફાયદો કર્યો હતો.

સને ૧૮૭૧ માં ખેડા જીલ્લાના લેન્ડ રેવેન્યુ તથા સેટલમેંટના સંબંધમાં એક અતિઉપયોગી ચોપાનીઉં બહાર પાડી જે જમીનની મહેસુલ

સંબંધી જે વિચિત્ર રીતે વસુલાત લેવાતી ને તેથી ખેડુતોને જે અડચણ પડતી હતી તેને માટે સરકારની દાદ માગી હતી. તેને સારૂ દેશ પરદેશ સારી લાગણી થઈ હતી. સર રોબર્ટ ફ્રીયર જે મુંબાઈના ગવરનર હતા, તેમણે મી. ઝવેરીલાલે જે આ રીતે દેશ સેવા બજાવી હતી તે સારૂ ઘણો ઉત્તમ વિચાર બતાવી પ્રશંસા કીધી હતી. વળી દેશીઓની વિરૂધ્ધ વર્તનાર લોર્ડ હેરીસ જેવા ગવનરે પણ આ મહાન્ પુરૂષ સંબંધી એવી ટીકા કરી હતી કે "જો કે તમારા વિચારથી હું ઘણીવાર જુદો પડયો છું, તથાપિ હું ઘણો સંતોષ પામું છું કે તમો કોઈ વખત (facts and figures) આંકડા અને ખરી બીના શિવાય મારી આગલ ઉભા રહ્યા નથી. ઈ૦ ઈ૦" આવી આંકડાઓની લઢાઈથી સરકારના અને સરકારી અમલદારોના ઘણીકવાર અણુમાનીતા થતા હતા. તેમની ઘણી ખરી ને હમેશની લઢાઈ ખેડુતો અને મેહસુલ સંબધી હતી. અને તે સારૂ એવું સખી લઢવું થતું કે સર જે. બી. પીલ જેવા અધિકારીને પણ કુવાના કેસના સંબંધમાં પાછા હઠવું પડયું હતું.

મી. ઝવેરીલાલનો અતિ મોટો ઉપકાર એ હતો કે જો કે તેઓ સરકાર તરફથી નિમવામાં આવતા હતા. તોપણ હમેશાં પ્રજા પક્ષે રહીનેજ લડતા હતા. પોતાના પ્રમાણીક પણાને લીધે ઘણા અંગ્રેજોએ મી. કર્ક પેટ્રીક નામના બારીસ્ટર ને પોતાનો મત નહીં આપતાં મી. ઝવેરીલાલને ઘણા ઉમંગથી પોતાનો મત આપ્યો.

મી. ઝવેરીલાલે કદીપણ રાવસાહેબ, ખાનસાહેબ, રાવબહાદુર કે સી. આઈ. ઈ. નો ખિતાબ મેળવવા આશા રાખી ન હતી, તેમ તેમની તેમને દરકાર પણ ન હતી.

આવા એક મહાન પુરૂષનું જીવન ચરિત્ર હાલની અને હવે પછી થતી પ્રજાના બોધની ખાતર ઉપયોગી ધારી અમે અત્રે આપીએ છીએ.

આનરેબલ મી. ઝવેરલાલ ઉમિયાશંકર યાજ્ઞિકનો સંવત ૧૮૯૩ ઈ૦ સ૦ ૧૮૩૭ માં અમદાવાદ જન્મ થયો હતો. એઓ જ્ઞાતે વડનગરા નાગર બ્રાહ્મણ હતા. તેમના પિતાજી એ વખતે એકટીંગ મામલતદાર હતા. પૂત્રનાં લક્ષણ પારણામાંથી તેમ આપણા આ ઝવેરીલાલ બાલ્યાવસ્થાથીજ ઝલક્યા. વિદ્યા પ્રત્યે પ્રિતી ધરાવતા. અમદાવાદમાં એજ્યુકેશનલ ઈન્સ્પેકટર મી. ગ્રેહામના હાથથી બેવડું ઈનામ તથા ("મેરીટ" નુ સર્ટીફીકેટ) ખાસી

પત્રક તેમણે મેળવ્યું હતું. ઈ૦ સ૦ ૧૮૫૩ માં તેમને મુંબાઈ મોકલવામાં આવ્યા, જ્યાં તેઓ કેન્ડીડેટ કલાસમાં દાખલ થયા. ઈ૦ સ૦ ૧૮૫૪ માં એટલે મુંબાઇ આવ્યાને બે ત્રણ મહિના પછી કોલેજમાં ગયા. અહીં તેમના આખા કોર્સમાં સારી નામના મેળવી હતી. વેસ્ટ સ્કોલરશીપ, સેકન્ડ નોરમળ સ્કોલરશીપ, તથા ફર્સ્ટ નોરમળ સ્કોલરશીપો મેળવી હતી. અને ૧૮૫૮ માં મી. ઇ. આઇ. હાવર્ડ તે વખતના કેળવણી ખાતાના વડાએ તેમને મી. ભંડારકર સાથે દક્ષણા ફેલો નીમ્યા હતા. સને ૧૮૬૦ માં કોલેજ છોડી રૂ ૧૦૦ ના પગારથી સેક્રેટરીયટમાં દાખલ થયા. પરંતુ સ્વતંત્ર થવાની ઇચ્છાથી અને પોતાના સંબંધીઓ અને મિત્રોની વેપારમાં ફતેહ જોઈ તેમને પણ વેપાર કરવાની ઇચ્છા થઈ આ વખતે અમેરીકન લડાઈ શરૂ થઈ હતી, તેથી લીવરપુરમાં રૂનો ભાવ પુષ્કળ વધ્યાં જતો હતો, અને તેથી મુંબાઇમાં રૂતું મોં માગ્યું મુલ ઉપજતું હતું. આ વખતે અનેક કંપનીઓ સ્થપાઇ હતી. મી. ઝવેરીલાલ પણ આ સટ્ટામાં પડયા. પૈસા થોડા સમયમાં ઠીક પેદા કર્યા. પરંતુ અમેરીકાની લડાઇ બંધ પડવાથી મુંબાઇને ઘણું ભોગવવું પડયું હતું. અને તેમાં આપણા આનર રત્નને પણ અતિશય વિટમ્બણા આવી પડી. આ સ્વતંત્ર કાર્યમાં પણ આ ઝવેર ઝાંખું થયું ન હતું. તે વખતે નીકળતાં ઇંગ્રેજી ગુજરાતી ચોપાનીયામાં હમેશ ઝલકયા કરતું હતું. સને ૧૮૬૮ માં એક પારસી મીત્રની સાથે 'નેટીવ ઓપીનીઅન' નામનું અંગ્રેજી ગુજરાતી પત્ર શરૂ કર્યું. સન ૧૮૭૦ માં "નોટસ ઓન ખેડા" અથવા ગુજરાતના એક ફળદ્રુપ જીલ્લા ખેડાને લગતી નોંધ એ નામે ચોપાનીઉં પ્રગટ કર્યું. તેમાં ખેતરમાંના કર ન લેવાની સરતે જે કુવાઓ બંધાયલા હતા, તે સંબંધમાં સરકારે ગેરવાજબી રીતે કર લેવાની જે રાજનીતિ ગ્રહણ કરી હતી તે વિરૂદ્ધતું લખાણ હતું. તે ઉપરથી સરકારે સને ૧૮૭૯ ના ૫ મા કાયદાની ક૦ ૧૦૬ નો થોડો ભાગ તથા ૧૦૭ મી કલમ આખી રદ કરી હતી. સંસ્કૃતનો તેમને અતિ શોખ હતો. તેમણે અંગ્રેજી ગુજરાતી શબ્દકોષ બનાવ્યો હતો. કવિકુળ કુરૂ શ્રી કાલીદાસકૃત શાકુન્તળ નાટકનું ભાષાંતર કર્યું હતું. જેનો ખેલ આજે પી મુંબાઇ ગુજરાતી નાટક કંપની કરે છે. અમે આશા રાખીએ છીએ, અને આ નાટક કંપનીને ભલામણ કરીએ છીએ કે આ નાટક હમેશાં ભજવો, અને મી. ઝવેરીલાલ

સંબંધી જે વિચિત્ર રીતે વસુલાત લેવાતી ને તેથી ખેડુતોને જે અડચણ પડતી હતી તેને માટે સરકારની દાદ માગી હતી. તેને સારૂ દેશ પરદેશ સારી લાગણી થઈ હતી. સર રેચર્ડ ટ્રીચર જે મુંબાઈના ગવરનર હતા, તેમણે મી. ઝવેરીલાલે જે આ રીતે દેશ સેવા બજાવી હતી તે સારૂ ઘણો ઉત્તમ વિચાર બતાવી પ્રશંસા કીધી હતી. વળી દેશીઓની વિરૂધ્ધ વર્તનાર લોર્ડ હેરીસ જેવા ગવનરે પણ આ મહાન્ પુરૂષ સંબંધી એવી ટીકા કરી હતી કે "જો કે તમારા વિચારથી હું ઘણીવાર જુદો પડયો છું; તથાપિ હું ઘણો સંતોષ પામું છું કે તમો કોઈ વખત (facts and figures) આંકડા અને ખરી બીના શિવાય મારી આગલ ઉભા રહ્યા નથી. ઈ૦ ઈ૦" આવી આંકડાઓની લઢાઈથી સરકારના અને સરકારી અમલદારોના ઘણીકવાર અણમાનીતા થતા હતા. તેમની ઘણી ખરી ને હમેશની લઢાઈ ખેડુતો અને મેહસુલ સંબંધી હતી. અને તે સારૂ એવું સખી લઢવું થતુ કે સર જે. બી. પીલ જેવા અધિકારીને પણ કુવાના કસના સંબધમાં પાછા હઠવું પડયું હતું.

મી. ઝવેરીલાલનો અતિ મોટો ઉપકાર એ હતો કે જો કે તેઓ સરકાર તરફથી નિમવામાં આવતા હતા. તોપણ હમેશાં પ્રજા પક્ષે રહીનેજ લડતા હતા. પોતાના પ્રમાણીક પણાને લીધે ઘણા અંગ્રેજોએ મી. ફર્ક પેટ્રીક નામના બારીસ્ટર ને પોતાનો મત નહીં આપતાં મી. ઝવેરીલાલને ઘણા ઉમંગથી પોતાનો મત આપ્યો.

મી. ઝવેરીલાલે કદીપણ રાવસાહેબ, ખાનસાહેબ, રાવબહાદુર કે સી. આઈ. ઈ. નો ખિતાબ મેળવવા આશા રાખી ન હતી, તેમ તેમની તેમને દરકાર પણ ન હતી.

આવા એક મહાન પુરૂષનું જીવન ચરિત્ર હાલની અને હવે પછી થતી પ્રજાના બોધની ખાતર ઉપયોગી ધારી અમે અત્રે આપીએ છીએ.

આનરેબલ મી. ઝવેરીલાલ ઉમિયાશંકર યાજ્ઞિકનો સંવત ૧૮૯૩ ઈ૦ સ૦ ૧૮૩૭ માં અમદાવાદ જન્મ થયો હતો. એઓ જ્ઞાતે વડનગરા નાગર બ્રાહ્મણ હતા. તેમના પિતાજી એ વખતે એકટીંગ મામલતદાર હતા. પૂત્રનાં લક્ષણ પારણામાંથી તેમ આપણા આ ઝવેરીલાલ બાલ્યાવસ્થાથીજ ઝલક્યા. વિદ્યા પ્રત્યે પ્રિતી ધરાવતા. અમદાવાદમાં એજ્યુકેશનલ ઈન્સ્પેકટર મી. ગ્રેહામના હાથથી બેવડું ઈનામ તથા ("મેરીટ" નુ સર્ટીફીકેટ) ખાત્રી

આ પ્રયત્ન તે સફળ કરો. તેમણે શ્રી મનુના માનવ ધર્મ શાસ્ત્રનું પણ ભાષાંતર કર્યું છે. તેમણે મુંબાઈની જીઓગ્રાફીકલ સોસાઇટીમાં "લસુંદ્રાના ગરમ પાણીના ઝરા" નો અને ઇસ્ટ ઈંડિયા એસોશીએસનમાં "ઈંડીઅન ખ્યુરોક્રસી"ના નીબંધ વાંચ્યા હતા. તેઓ જુની તેમજ પ્રેસિડન્સી એસોસીએશનના સભાસદ હતા. સન ૧૮૭૮ માં આ સ્વદેશી પ્રેમી નરે મ્યુનિસિપાલીટી સાથે એક કોરપોરેશનના સભાસદ તરીકે પોતાનો સંબંધ જોડયો. મહાત્મા લોર્ડ રીપનને બક્ષેલા સ્વરાજ્યના હક ઉપર તેમણે એક ઉપયોગી નિબંધ લખ્યો હતો. સંન ૧૮૮૮ માં લોર્ડ રેએ તેમને શેરીફ્નાજરનો માનવંતો હોદ્દો આપ્યો હતો. અને બે વર્ષ પછી તેઓ આપણી ધારાસભાના સભાદ તરીકે સરકાર તરફથી નીમાયા. યુનીવર્શીટી તરફથી તેઓ બે વખત ધારાસભાના સભાસદ તરીકે ચુંટાયા હતા. તે ઉપરાંત રોયલ એસીયાટીક સોસાઇટીના પહેલાજ દેશી સેક્રેટરી હતા. સ્ટુડન્ટસ લીટરરી એન્ડ સાયન્ટીફીક સોસાઈટીમા સભાસદ, સર જમસેદજી આર્ટ સ્કુલના ફંડના તેઓ ટ્રસ્ટી, નેટીવ લાયબ્રેરી અને ગોકુળદાસ તેજપાળ ચેરીટીની મેનેજીંગ કમીટીના મેમ્બર, અને યુનીવર્સીટીની બોર્ડ ઓફ એકાઉન્ટના મેમ્બર, અને મ્યુનિસીપાલ સ્કુલ બોર્ડના સભાસદ તરીકે કામ કરી દેશ સેવા બજાવી હતી.

તા૦ ૨૬ મી એપ્રીલ ૧૮૯૭ ને રોજે તો મ્યુનિસિપાલ કોરપોરેશનની મળેલી ખાસ મીટીંગમાં તેઓ હાજર થયા હતા. પરંતુ તા૦ ૧ લી મેના શનીવારે તેમને રીમીટંટ ફીવર–મુદતી તાવ વળગ્યો ને તે તેમનો જીવલેણ થઇ પડયો. અને એક અઠવાડીઆની માંદગી ભોગવી તા૦ ૮ મી મેના બપોરના આ રાજદ્વારી નરે–આ સ્વદેશ પ્રેમી પુરૂષે પોતાની પાછળ એક તરૂણ વિધવા અને એક યુવાન પુત્ર મુકી સ્વર્ગવાસ લીધો. એમના પુત્ર મી૦ માધવલાલ ઝવેરીલાલ યાજ્ઞિક સબ જડજનો માનવંતો ઓધ્ધો ધરાવે છે.

હે પરમકૃપાળુ પરમાત્મા! આ મહાન પુરૂષના આત્માને શાન્તિ આપજે અને તેમના પુત્રને તેમના પિતાની માફક પ્રકાશવાને ઉત્તમ ગુણો બક્ષજે.

તેમના મૃત્યુની ખબર દેશ પરદેશ તારથી, પત્રોથી થઇ ગઇ. તેમના માન ખાતર શુક્રવાર તા૦ ૧૪ મીને રોજ નડીઆદમાં બજાર બંધ રાખવામાં આવ્યું હતું. તેને પહેલે દિવસે આખા ગામ તરફથી એક સભા

મેળવવામાં આવી હતી. તે પ્રસંગે તેમના નામની યાદગીરી રાખવા સારૂ તેમનું પુતળું મુકવા કે તેમના નામનું એક વાગતું ઘડિઆળ અમદાવાદી ચૌટામાં મુકવા હિલચાલ થઈ હતી. તે સારૂ એક કમીટી નિમાઇ છે. સભામાં મી૦ ગોવરધનરામ માધવરામ ત્રિપાઠીએ મી૦ ઝવેરીલાલના ગુણ પ્રદર્શીત કર્યા હતા. અધ્યક્ષ મી૦ ગોપાળદાસે, વકીલ મેસર્સ ગોકળદાસ તથા છોટાલાલે શોકોદગાર કહ્યા હતા. કવિ ગણપતરામે તેમની યોગ્ય પ્રશંશા કરી હતી. અને મી૦ જેઠાભાઈ ગો૦ દેશાઇએ તેમના ગુણાનુબધ નિચેની કવિતા વાંચી સંભળાવી હતી. પરંતુ દીલગીરી માત્ર એટલીજ કે જે ખેડુત વર્ગ સારૂ તેમણે અનહદ મેહેનત લીધી છે, તેમના તરફથી તેમની યાદગીરી સારૂ હજુ કંઈ થયું નથી. આશા છે કે તેઓ પણ પોતાની આવા માનવંતા શુભેચ્છક તરફ થતી લાગણી દર્શાવવા, હવે પછીથી થતી પોતાની પ્રજાને આ મહાન પુરૂષનું ચિત્ર દર્શાવા યોગ્ય પગલાં ભરશે.

### સાર્દુલવિક્રીડિત વૃત.

નામાંકિત નરોથી નાની નગરી નડિયાદ પ્રખ્યાત થૈ
મોટાં નગ્ર વિષે જરા નગરમાં ગણતી ગણાતી ગૈ
છાજ્યુ ના નડિયાદને વિરવડો મુંબઇથી પંથે પળ્યો
જાણી નામ ઝવેરીલાલ જુગમાં દિનકર દિને આથમ્યો

### મનહર.

મુંબઇ ઇલાકામાંય રાજદ્વારી ખાતામાંય
હતો તેથી થયું કમી મ્હેસુલનું માગણુ,
શી રીતે કહોને કોઇ ખેડુતથી થાત પુરૂં
મ્હેસુલ વધેલું હતું દુપટને ચોધણુ.
પ્રજાનું અહીત તેમાં આપે ન પોતાનું મત્ત
હીતકારી કામે તાણે એકમત્તે આપણુ,
પરોપકારી કામે પોતે જીંદગી ગુજારી માટે
ચાલે અહોનીસ જેમ આખ્ખમાં પડી આણુ. 1
વિદેશમાં સ્વદેશીનું હીત વાચનાર વડો
દેવ જેવો દાનો દાદાભાઇ યાદ આવે છે;

હતો આ ઇલાકે એવો યાજ્ઞીક ઝવેરીલાલ
તેનો સ્વર્ગવાસ સૌને શોક ઉપજાવે છે.
થયો નથી થશે નહી થનાર તે થઇ ગયો
હૃદયમાં આવી એમ હીંમત હઠાવે છે,
આવા હીતચીંતક આ વર્ષમાં વિદાય થાય
તે તો આ દુકાળે મહા દુઃખ દરસાવે છે. ૨

દોહરો.

ખાણાંતર છે સર્વ જન દુનિયામાં નારાજ,
પણ એમાં નથી આપણો આખર કાંઇ ઇલાજ. ૧
માટે સર્વ સભા મળી ખેદ કરો સૌ દુર,
ઇશ્વરને ગમતું થયું જાણો દિલે જરૂર. ૨

—:o:—

## જ્ઞાતી અને જ્ઞાતીપુત્ર.

તારી આવી સ્થીતિ થવામાં મારા સઘળા બાંધવો કંઈ ખરે... દોષિત નથી, મારા જાણવા અને માનવા પ્રમાણે કેટલાએક તો એવા સારા છે કે જેઓ પોતાના ખરા અંતઃકરણથી તારૂં શુભ ઇચ્છે છે. તારા પર પડતા કલેશના અને કમકમાટના પંજાને જો કે તેઓ ન્યુન બળ હોવાથી અટકાવી શકતા નથી. પણ તેઓનું અંતઃકરણ તે અટકે તો ઠીક એવી સબળ ઇચ્છા રાખે છે.

તે તો વાત ખરી છે. પણ તેની સાથે કેટલાએક ખરા અંતઃકરણથી તારૂં શુભ ઇચ્છવાનો કેવળ ખોટો ડોળ કરનાર છે. તેઓનો બહારનો દેખાવ ઘણો નિર્મળ દેખાય છે, પણ અંદરખાનેથી તો તેઓ અત્યંત મલીનતા ધરાવે છે. એટલે જાહેર અહિત કરનારાઓ કરતાં આ છુપી રીતે અહિત કરનારાઓ તારી ખરી પાયમાલીનું મજબુત કારણ થઇ પડયા છે તેમના સ્વાર્થી અને ખરાબ વિચારનું એટલું જોર થાય છે કે તે હવામાં ઉડતા ચાલી એવી તો સદગુણો અને સુવિચારોની મરકી ચલાવે છે કે વિદ્યા, નિતી અને સુખ વગેરેનો એકાએક નાશ થવાનું કારણ થઇ પડે છે. તારાપર મરકીનો મારો શરૂ થાય છે. તારા અંગના ભુરચા ઉડી જાય છે. તે જોઇને મારૂં અંતઃકરણ અંદરખાનેથી પલોવાઇ જાય છે.

અને તે મારા નેત્રોની સામે ક્ષણેક્ષણે નવા નવા ભયંકર શસ્ત્રો ધરી મારૂં કાળજું કાપવા તૈયાર થઇ દર્શન દેતા જાય છે. હવે હું શું કરૂં તારાં શરીરનો વર્ણ બદલાતો જાય છે. આ અસહ્ય તાપ મારાથી ખમી શકાતો નથી. આ વિપત્તીની વેદના મને મુઝાવીને મરણતોલ કરે છે. આ દાવાનળ મારા મનરૂપ મૃગને ચારે તરફથી ઘેરી દગ્ધ કરવા લાગ્યો છે. અરે જ્ઞાતી તારા પુત્રો જાણી જોઈ આ દુઃકસહ અવસ્થા માથે વહોરતા જાય છે ને હિત અહિતનો વિચાર કરવા વગર જ્ઞાતી ભાઇઓનું અપમાન થાય ને દુર્બળ તથા અકુલીન અવસ્થા આવી પડે એવી રીતી કાયમ તથા દૃઢ કરતા જાય છે. એટલુંજ નહીં પણ નાશકારક દબાણો ને બંધનનાં વખાણ કરી તેના રસ્તા ખુલ્લા કરતા જાય છે. આથી જે સારા છે ને તારૂં હિત અને ચઢતી ઇચ્છે છે, તેમના અંતઃકરણને એ દુષ્ટ રીવાજો વખતો વખત ભડકાવી ભયભીત કરે છે. આ પ્રચંડ દુખદાયક બંધનરૂપી પવન તારા પુત્રોના આનંદરૂપ ઉત્તમ વૃક્ષને જડમુળથી ઉખેડી નાખે છે. અને કલ્પાંતના સુર્યનાં કિરણો તેમના જીવનનું શોષણ કરી લે છે. ઇશ્વર ઇચ્છા પ્રબળ છે. તેની કૃપા વગર આવા સંકટના ખાડામાંથી તું તેમજ તારા પુત્રો કદી નીકળવા પામનાર નથી. માત્ર સુવીચારોની અગત્ય છે. સારૂ અને નરસુ એનો વિવેકપૂર્વક વિચાર કરવાનો છે. વિદ્યા અને પ્રયત્નની ખોટને લીધે આવી સ્થીતિ છે.

સુવિચાર—પૈસા એકત્ર કરી કે કરજે કાઢી આપણી સંતતીનાં માંગલીક લગ્ન પ્રસંગે શ્રેષ્ઠ ધામધુમ કરવી, ભભકાબંધ જાન કાઢવી, આતસબાજી વછોડવી, અને છેવટમાં જ્ઞાતી ભોજનાદી ખરચ કરી જ્ઞાતીમાં આબરૂને પાત્ર થવું આ સિવાય હું નથી ધારતો કે દ્રવ્યનો સારો ઉપયોગ થતો હોય! સંતતીનાં લગ્ન પ્રસંગે આ પ્રમાણે નિર્થક દ્રવ્ય ઉડાવી દેવા કરતાં તેમનાજ વિદ્યાભ્યાસ કે નૈતીક કેળવણી સંપાદન કરાવવા એજ દ્રવ્યનો ઉપયોગ થાય તો તેમને હમેશના સુખનો લાભ થાય છે. આથી એમ કહેવાની મતલબ નથી કે લગ્ન પ્રસંગે કંઈ કરવુંજ નહીં, પોતાની શક્તીનો વિચાર કરી કરવું. સર્વને વિદીતજ હશે કે આપણા માહેના ઘણા લોક પોતાની સંતતીની કેળવણી માટે તેમને જોઇતાં સાધનો જેવાં કે પથ્થરપાટી, ચોપડી, કાગળ, કે કલમ વગેરે અપાવવા માટે ફુટી બદામ પણ ખરચનાં આચકો ખાય છે. કોઇ કોઇ માગી તાગીને પણ ચલા-

ની લે છે. જેથી પરીણામ એ આવે છે કે એવાં માબાપનાં છોકરાં ભ-વીષ્યમાં અભણ અને મુર્ખ રહી સદાને માટે નિર્ધન અવસ્થામાં પોતાનો કાળ ગુજારે છે. કેટલાંક માબાપ પોતાનાં છોકરાંને નિશાળ શરખી દેખા-ડતાં નથી ને કેવળ મુર્ખ રાખે છે, એટલે સુધી કે તેઓ કકો શું તે પણ જીવન પયત જાણતાં નથી. એવાં છોકરાં જ્યારે ઉમરે થાય છે ત્યારે ઘર ચલાવવાનો બોજો તેમના ઉપર આવી પડે છે. તે વખતે વેપાર રોજગા કરવા બીલકુલ શકતીવાન હોતાં નથી. એટલુંજ નહીં પણ લેણદેણ કર-વામાં ઘણું દુખ વેઠે છે ને ભારે નુકશાન ખમે છે. લેણદાર લોકો તેમનો મહાકષ્ટે પેદા કરેલો પૈસો ખેંચી જાય છે. કારણ હીસાબમાં કે નામામાં શુ લખાય છે તેની તેમને ખબર નથી. વળી કોઇ વખત લેણદાર તેમની માલ મીલકત કે ઘર ખેતર સાનમાં લખી લે છે તેની તેમને ખબર પણ હોતી નથી. તથાપી પોતાની અજ્ઞાન અવસ્થાને લીધે તે બધું તેમને કબુલ રાખવું પડે છે. આવી સંતતીવાળાં માબાપો લગ્ન પ્રસંગે ખરચ કરી મોટાઇ માને છે. એટલુંજ નહી પણ તેમને ઘરેણાં પણ પેહેરાવવા ખરચ કરે છે. છેવટ કોઈ પણ રીતે માન મેળવવા પ્રયત્ન કરશે. પણ જે ખરા સુખનું મુળ વિદ્યા છે તેને તો ઉંચે મુકી ખરચ કર્યા જાય છે. એ પ્ર-માણે જેટલી કાળજી એવાં ખરચ કરવા પાછળ રાખવામાં આવે છે, તે-ટલી કાળજી વિદ્યાભ્યાસ તરફ રાખવામાં આવે તો હું નથી ધારતો કે આપણી જ્ઞાતીની આવી અધમ સ્થીતી આ પ્રમાણે લાંબો કાળ ટકી રહે.

કેટલાક સાર અસારનો વિચાર કર્યા વગર જુનાને વળગી રહેનાર માણસો કહે છે કે તમે આજકાલના શું સમજો. વિદ્યા સંપાદન કરાવી શું કરવું છે, ભણેલા ઘણા ભટકે છે, ભણવાથી નોકરી ક્યાં સામી કરી છે, અમારે તો અમારો ધંધો જે ખેતી વગેરે છે તે આવડે એટલે બસ છે, આમ બોલનારે ઘણો વિચાર કરવાનો છે. તે એજ કે હાલ આગળ કરતાં ખેતીમાં, વેપારમાં નોકરીમાં આપણી જ્ઞાતી ગઢતી સ્થીતિમાં આવતા લાગી છે, તેનું ખરૂં મુળ તપાસીએ તો વિદ્યા છે. વિદ્યાએજ એ મોટો ફે-રફાર આપણને દેખાડયો છે.

જ્ઞાતી પ્રત્યે જ્ઞાતી પુત્રોએ શુભ ઇચ્છવું એજ તેમનો પરમ ધર્મ છે. પ્રાચીન શાસ્ત્રકારો કહે છે કે જ્ઞાતીએ માણસ માત્રને મોટું પવીત્ર તીર્થ છે, અને જ્ઞાતીના લાભનાં કામ કરવાં એ સર્વોતમ પુન્ય અને દા-

નનો ધર્મ છે. ન્નાતીનું તેમજ પોતાના કુટુંબનું અહિત ઇચ્છનારા કોટી કલ્પ સુધી અધોગતી પામે છે. આમ શાસ્ત્રના વાક્ય છે ત્યારે તેનો વીચાર કર્યા વગર આપણા ન્નાતીબંધુઓ તેથી ઉલટાજ વરતવા લાગ્યા છે. એક જાણે છે હું મોટો થાઉ બીજો જાણે છે હું મોટો થાઉં, એવી ચડસાચડસીપર આવી ગયા છે. ન્નાતીમાં એક બીજાથી મોટા થવાની ઇચ્છાથી સંતોષ પામતા નથી પણ પોતાના સગા ભાઇઓમાં પણ એવી જાતનો વિચાર જોવામાં આવે છે. અને છેવટ એકજ ઘરમાં સાથે રહેનાર કુટુંબમાં પણ એવી જાતનો ચડસ ઘણી વખત આપણા જોવામાં આવે છે. અરે આ ચડસાચડસીજ ન્નાતીને પાયમાલ કરી દુખી દુખી કરનાર છે. એવા વીચારથીજ માણસો પોતાની ગુંજાસ કરતાં વધારે ખરચ કરે છે. એવા વિચારથીજ એકબીજાના શત્રુ થઇ બેઠા છે. ને એવા વિચારથીજ એકબીજાનું અહિત ઇચ્છી બીજાને પોતાનાથી ઉતરતી સ્થીતિમાં રાખવાના ઉપાય કામે લગાડવામાં આવે છે. આનું પરીણામ એ આવે છે કે જેમ વીંછણના બચ્ચાં પોતાનીજ માને ખાય છે, તેમ પોતે દરેક જણ પ્રથમ પોતાના કુટુંબનેજ દુખના ખાડામાં મુકે છે. કારણ ચડસને લીધે ભારે ખરચ કરવો પડે છે ને પોતાની સ્થીતિનો વિચાર રહેતો નથી. એટલુંજ નહીં પણ ઉપર જણાવેલા શાસ્ત્રાધારનો પણ વિચાર રહેતો નથી. ને એવી રીતે મીથ્યા અભિમાનથી ખરચ કરવાથી તથા શાસ્ત્રને માથેં પગ મુકવાથી ઇશ્વિર શું શિક્ષા કરશે તેનો મગજમાં વીચાર થતો નથી. વિદ્યા અને ન્નાનની ગેરહાજરીને લીધે એવો ચડસ રાખવામાં આવેછે. ન્નાતીબંધુનો તીરસ્કાર કરવામાં તથા બીજાને પોતાનાથી હલકા ગણવામાં માણસને સોથી વધારે દોષ લાગે છે એવો શાસ્ત્રાધાર છે તે સમજાતું નથી. ઉલટે રસ્તે મોટી પદવી મેળવવા પ્રયત્ન થયાંજ જાય છે. પણ એવી રીતે ધારેલો લોભ પાર પડતો નથી, પણ કર્યું તે ભોગવવુ પડે છે.

આડે રસ્તે ખરચ કરવાથી તથા ગજા ઉપરાંત ખરચ કરવાથી પોતાની ધન સબંધી હાલત નબળી થતી જાય છે. અને તેથી કીર્તિ કુળનો નાશ થાય છે. તથા ઘર સબધી વહીવટ હલકા પ્રકારનો થતો જાય છે. એ રીતે ધારેલી ઇચ્છા બર આવતી નથી પણ ઉલટો વ્યવહાર થાય છે. વિદ્યાભ્યાસ કરવા કે પાછલી પ્રજાને કરાવવા સાધન રહેતું નથી. વિદ્યા વિના માણસનું જીવતર નકામું છે, તેને માટે પ્રાચીન શાસ્ત્રકારો કહે છે

કે વિદ્યા વગરના મનુષ્યો પશુતુલ્ય ગણાય છે. કારણ કે વિદ્યા વગર પુરૂષાર્થથી ભ્રષ્ટ થવાય છે. અને પુરૂષાર્થથી ભ્રષ્ટ થવાથી મનુષ્યના જન્મની મહત્તા રહેતી નથી. વિદ્યામા કલ્પતરૂ સમાન ગુણ હોવાથી આપણી સર્વ ઇચ્છાઓ પૂર્ણ કરે છે.

મહાનરૂપી વાલ્મીક એક સ્થળે એ સબંધી લખે છે કે માણસોને પોતાના શરીરમાં રહેનારી મુર્ખતા જેવો ખેદ કરાવે છે તેવો ખેદ કરાવનારૂ આ આખી પૃથ્વીમાં નથી આધિ, નથી વ્યાધી, નથી વિઘ્ન કે નથી આપતિ. દુઃખથી પણ જેનો પાર ન આવે એવી એવી જે આપત્તીઓ અને જે જે તુચ્છ યોનીઓ આવે છે, તે સર્વ ખેરમાંથી જેમ કાંટા નીકળે છે તેમ પોતાના મુર્ખપણામાંથી નીકળે છે. હાથમાં રામપાત્ર લઇ શેરીએ શેરીએ ભટકવુ ભલું પણ મુર્ખ રહીને જીવવુ ખોટું. ઘોર અને અંધારાં કોતરોમાં આંધળા કીડા થઇ રહેવું સારૂં, પણ મુર્ખપણું અતિ દુઃખદાયક અને એથીએ ખોટું છે. આમ છે તો ખોટાં વખાણથી ફુલાઇ જવા કરતાં હમેશનું સુખ આપનાર જ્ઞાન, અને સંપ તથા જ્ઞાતી સેવા તેને દ્રઢ કરવા પ્રયત્ન કરવો ને ખરચ કરવો, એવો વિચાર રાખવા આ લખનાર ઇસારો કરે છે.

——:o:——

## જ્ઞાતિ સમાચાર.

એવું સાંભળવામાં આવ્યું છે કે કારેલી, નોંઘણા, નોંબાર, હણખી, વગેરે બાર ગામોનો જથો બંધાયો છે. આ બાર ગામો બધાવાથી કરખડી, ગજેરા, વગેરે ગામોને ગેરલાભ છે ખરો, પણ જ્ઞાતીના ઉત્કર્ષ માટે તેમણે સંતોષ અને આનંદ માનવો જોઇએ.

કરખડીના રહીશ પટેલ, મહીજીભાઇ સામળદાસ સંવત ૧૯૫૭ ના કારતક વદ ૨ ને રવીવારે સ્વર્ગવાસી થયા. તે ત્યાંની લેવા સમાજના આગેવાન હતા. ને તેની ઉન્નતી માટે સારો પ્રયાસ કરતા હતા. એવા જ્ઞાતિ હિતના કામમા શ્રમ લેનારની ખોટ પડવાથી ખેદ થયા વિના રહેતો નથી. સમાજ તેમને માટે ભારે શોક દર્શાવે છે. તેમના માટે તે સમાજ તરફથી મળેલી કવિતા.

**મનહર.**

વિધાતા તું કમળના નાળમાં ગુથાયો કે શું,
મધુ કૈટભની ધાકે ધાક તારા ઉધડયા;

અંધનના આળમાંથી દેવે તને ટાળ્યો કે શું,
બળીતું બંધન આરે વામન ગળે પડયા;
શોના જેવી શાવીત્રીનુ હરણ કર્યું કે શું ત્યા,
શીશ બીજાં છેદવાને શંકર કોપે ચડયા;
ભીડ શી પડી તને તે જીમાં જીવ ઘાલ્યો ભુંડા
સમાજનો તાજ લેતાં હાથ તારા ન ખડયા;
સમાજનો તાજ વિધિ હરીને, કર્યા રખડતા અમને ફરીને.
દયા દયા શંકરની ન આવી, સમાજને કાજ લગાર ભાવી.

જણાવવાને આનંદ ઉપજે છે જે આણંદમાં એક સભા સ્થાપના થઇ છે. તા૦ ૯–૫–૯૭ ને રોજ સ્થાપના થઇ તે વખત તથા તા૦ ૧૬–૫–૯૭ ને રોજ બીજી બેઠક વખતે સારાં ભાષણ થયાં હતાં. રા. રા. જુગલરામ બી. એ, એ એક સારૂ અસરકારક ભાષણ આપ્યું હતું. ત્યાર બાદ બીજાં સુધારાના લાભનાં ભાષણો થયાં હતાં. એટલું થયા પછી તે તારીખનો દિવસ સભાની શરૂઆતનો જણાવી તથા સભાનું નામ હાલ ગુજરાતી સભા ઠરાવી સભા વીસર્જન થઈ હતી.

વેહલાળ રગનાથદાસ રીડીંગ રૂમ તા૦ ૪–૨–૯૭ આ લાઇબ્રેરીમાં તા૦ ૧–૨–૯૭ ને રોજ મે૦ કલેકટર સાહેબ મી૦રો બર્ટસન સાહેબ બાહાદુરે પધારી રૂ ૧૦) આ લાઇબ્રેરીના ઉતેજન અર્થે આપ્યા છે. લાઇબ્રેરીની વ્યવસ્થા જોઈ તેમણે પોતાનો સંતોષ બતાવ્યો. તે સિવાય પટેલ કીશોરભાઈ દયાભાઇએ રૂ ૧૮–૪–૦ નાં, રા. પ્રાણુલાલ વલવભાઇએ રૂ ૪–૬–૦ નાં, માસ્તર ફુલચંદ કકલભાઇએ રૂ ૨૧–૧૨ નાં, અમીન પુરૂષોતમભાઇ જીવાભાઈ દેહગામનાએ રૂ ૨–૧–૦ નાં, પટેલ નાથાભાઇ શંકરભાઇ બીન ઇચ્છાભાઇએ રૂ ૫–૧૩–૦ નાં, પુસ્તકો ભેટ આપ્યાં છે. કણભાના પટેલ બેચરભાઇ વસ્તાભાઇએ રૂ ૨–૦–૦, પટેલ ગોકળભાઈ દયાભાઇએ રૂ ૨–૦–૦, પટેલ મુળજીભાઇ ઇશ્વિરભાઇએ રૂ ૧–૦–૦, પટેલ ખુશાલભાઇ આદરભાઇએ રૂ ૨–૦–૦, પટેલ શંકરભાઇ જગુભાઇએ રૂ ૧–૦–૦ બક્ષીસ આપ્યા છે. રા. રા. ભુલાભાઇ પ્રાગજીભાઈ લેઉઆ વિજયના અધિપતી ગઇ સાલથી અને રા. પ્રાણુલાલ વલવદાસ આ સાલથી આ લાઇબ્રરીના મેમ્બરમાં દાખલ થયા છે, અને આભારો છે.

લી૦ કાશીભાઇ નથુભાઇ શે૦ રૂ૦ રી૦ રૂમ, વહેલાળ.

રા૦ ઝવેરભાઇ નારણભાઈ દેસઈ મહુધાના હાલ ગાયકવાડી રાજ્યમાં મેડીકલ સર્વીસમાં નીમાયા છે, અને નવસારીમાં સ્પેસીયલ પ્લેગ ડયુટીપર છે. મેડીકલ લાઇનમાં ડાકતર તરીકેની ઉંચી કેળવણીનો અભ્યાસ કરનાર એ ગૃહસ્થ આપણી કોમમાં પેહલાજ છે. એમના વગર એ લાઇનનો અભ્યાસ કરનાર અમારા જાણવા કે સાંભળવામાં નથી.

કુહા ગામમાં રા. શંકરલાલ જેઠાભાઇએ બારમાના ખરચ અટકાવી તેને બદલે ફંડ ઉભું કર્યું છે. તે ફંડમાંથી પાટીદારોના છોકરાઓને અંગ્રેજી કેળવણીનો લાભ મળવાના હેતુથી અંગ્રેજી સ્કુલ તથા બોરડીંગ ઉઘાડી છે. જો કે હાલ ફંડ સારૂં ન હોવાથી તેમને પોતાને ખરચે ચલાવવાની જરૂર પડે છે, પણ આગળ જતાં સારૂ ફંડ થવાની ખાત્રી થાય છે. અભ્યાસ કરનાર છોકરાઓને રહેવાનું, ખાવા પીવાનું, તથા શીક્ષણનું કામ સંતોષકારક ચાલે છે ને સારી સંભાળ લેવાય છે. મે માસમાં અમે એ સ્કુલની ખાસ વીઝીટ કરી હતી. તે વખત છોકરાની સંખ્યા ૩૫ હતી, પણ ગરમીની મોસમને લીધે હાજર સંખ્યા ૨૭ ની હતી. માસ્તર ઉત્સાહી છે ને ફી તથા ખરચ માત્ર નામનું લેવામાં આવે છે, માટે સંખ્યા એકદમ વધશે. પાટીદારોમાં ઠામ ઠામ આવી રીતે થાય તો બેશક છોકરા કેળવણીનો લાભ લઇ આપણી જ્ઞાતી સુધરી સારો ફાયદો મેળવે તથા સુખી થાય.

———:૦:———

## જાણવાજોગ.

બ્યુબોનીક પ્લેગ પીલ્સ ડાકતર પેસ્તનજી નવરોજી જી, જી, એમ. સી, ની બનાવેલી "ધી સ્પેસીફીક પ્રોફીલેક્ટીક પીલ્સ ખાસ બ્યુબોનીક ફીવરને માટે તૈયાર કરવામાં આવી છે, એ ગોળીઓ વાપરવાથી એકાએક એ રોગના ઉપર ચમત્કારીક અસર થાય છે. ને ઘણાના જીવ બચે છે. ઘણાક પ્લેગમાં સપડાયલા માણસોને એ ગોળીઓએ સારા કર્યા છે. બનાવનાર ડાકતર ઘણા વરસના અનુભવી છે અને તે અનુભવ ઉપારથી દવાઓની મેળવણી કરી એવી તૈયાર કરી છે કે તે દરરોજ બતાવ્યા પ્રમાણે વાપર્યાથી એ રોગ થતો અટકે છે. શરીરને તાકાતવાન રાખી શરીરમાં થતી ખોટી અસર ને અટકાવે છે, ને આગળ પર પ્લેગના સ-

# વિષયાનુક્રમ.

(૧) સ્ત્રી કેળવણીની આવશ્યકતાઃ—

સ્ત્રી સાથી તથા ધણીઆણી તરીકે

સ્ત્રી માતા તરીકે

સ્ત્રી ઘરના પ્રધાન તરીકે

(૨) વનિતા વિશ્રામની સ્થાપના.

(૩) વનિતા વિશ્રામ સંસ્થાના હેતુઓ.

(૪) વર્તમાન સ્થિતિઃ—

**વનિતા આશ્રમ**–સેવિકાઓની ઉમ્મર, જ્ઞાતિ, ગામ વિગેરેનું લીસ્ટ સેવિકા તરીકે દાખલ થનાર માટે શી વિગેરેના નિયમો, સમયપત્રક, શિષ્યવૃત્તિ (સ્કૉલરશીપ), વિગેરે બાબત.

**વનિતા વિદ્યાલયઃ**–વિદ્યાલય ખોલવાનો હેતુ, વિદ્યાર્થીઓનું સમય પત્રક તથા અભ્યાસક્રમ, શિષ્યવૃત્તિ ( સ્કૉલરશીપ ), પરિક્ષા, તથા વેકેશન ( લાંબી રજા ).

**વનિતા કાર્યશાળાઃ**–આ ખાતામા હુન્નરઉદ્યોગના અપાતા શિક્ષણ સંબંધી ખુલાસો આપવામાં આવ્યો છે.

**વનિતા ભંડારઃ**—ઉપલી કાર્યશાળામાં તૈયાર થયેલો માલ તથા કાપડ આ ભંડારમાં રાખી વેચવામાં આવે છે.

**વનિતા પુસ્તકાલયઃ**–ન્યુસપેપરોના અધિપતિઓ, માસિકના વ્યવસ્થાપકો તથા ગ્રંથકર્તાઓને સૂચના.

**વનિતામંડળ તથા હિન્દુ સ્ત્રીમંડળઃ**–ક્યારે મંડળ એકઠું મળે છે તથા એમાં અપાતાં ભાષણો બાબત.

બાળ મંડળ:—વનિતા વિદ્યાલયની બાળાઓ આ મંડળમાં ભાગ લે છે.

વનિતા વિજ્ઞાન માસિક:—એનું લવાજમ અને ગ્રાહકોમાં ફેલાવો, બન્ધુઓ તથા ભગિનીઓની ફરજ સબંધી સુચના વિગેરે.

(૫) દાખલ થનારે તથા તેના વાલીએ ભરી મોકલવાના ફૉર્મના નમુના

(૬) સેવિકાઓએ પાળવાના નિયમો.

(૭) આ સંસ્થાના વિઝિટરોના થોડા અભિપ્રાય.

(૮) ભેટ તથા સહાય:—

કેવા કેવા પ્રકારની ભેટ સ્વિકારાય છે તથા કયે કયે ખાતે જમા થાય છે તે બાબત ખુલાસો. મોટી રકમ આપનાર તથા મદદ કરનારના નામો તથા તેઓનો આભાર, સુરતી બન્ધુઓ અને ભગિનીઓ, દેશના ભાઇઓ વર્તમાનપત્ર તથા માસિકના અધિપતિઓ, સમાજ—મંડળ કૉનફરન્સના આગેવાનોને નમ્ર વિનંતિ અને તેપર આપવું જોઇતું લક્ષ—જાફરઅલીમીલમાં રૂા. ૮૦૦૦ની ડીપોઝીટ સંબંધી તેના લાગતાવળગતાઓને વિજ્ઞપ્તિ.

(૯) વનિતા વિશ્રામની વ્યવસ્થા ( અને ટ્રસ્ટડીડ ).

(૧૦) વર્તમાન તથા ભવિષ્યની જરૂરીયાતો.

(૧૧) સંવત ૧૯૬૬નો આવકજાવકનો હિસાબ.

(૧૨) સંવત ૧૯૬૬ના સાલનું સરવાયું.



વનિતા-વિશ્રામના વ્યવસ્થાપકો, સુરત.

# સ્ત્રી કેળવણીની આવશ્યકતા.

કેવી રીતે જીવન ગાળવું આ એક મુખ્ય સવાલ છે. ફક્ત ભૌતિક સમજ મુજબ નહિ પણ બોહોળામાં બોહોળી વિશાળ સમજ મુજબ જીવન ગાળવું સઘળા કાર્યોમાં અને સઘળા પ્રસંગોમાં શુદ્ધ વર્તન એજ સામાન્ય સવાલ છે અને તેમાં દરેક ખાસ મુખ્ય સવાલોનો સમાવેશ થઇ જાય છે. શરીરને કેવી રીતે કેળવવું, આપણાં કામકાજ કેવી રીતે કરવાં, છોકરાઓને કેવી રીતે ઉછેરવાં, મનને કેવી રીતે કેળવવું, શહેરી તરીકે કેવી રીતે વર્તવું, કુદરતે જે સુખના ઝરાઓ આપ્યા છે તેને કેવી રીતે ઉપયોગમાં આણવા, આપણી સઘળી શક્તિ આપણા તેમજ બીજાઓના ભલા માટે કેવી રીતે વાપરવી–એટલે કે ટુકમાં સંપૂર્ણ રીતે કેમ જીવન ગાળવું એ અગત્યનો સવાલ છે અને એવું જીવન ગાળવા આપણને તૈયાર કરવા એ કેળવણીનું કામ છે.

દેશની પડતીનાં કારણ ઘણાં છે અને એમાનું એક કારણ અબળાઓની કેળવણીની શોચનીય સ્થિતિ છે અને જ્યાંસુધી સ્ત્રી વર્ગ અજ્ઞાન અને અંધકારમાં રહેશે ત્યાંસુધી દેશોન્નતિ થનાર નથી.

પુત્ર હો કે પુત્રી હો, નિર્ધન હો કે ધનવાન હો, પરંતુ વિદ્યાની આવશ્યકતા સર્વને સરખીજ છે. વિદ્યા એ તરૂણાવસ્થામાં પોષણ, વૃદ્ધાવસ્થામાં મોજ, સંપત્તિમાં શણગાર ને વિપત્તિમાં દિલાસારૂપ છે. તે, દિવસે કે રાત્રીએ, મુસાફરીમાં કે એકાન્તમાં, આપણને છોડી જતી નથી, અને એને કોઇ ચોરી જતું નથી.

દુનિયામાં સ્ત્રી અને પુરુષ બન્નેની સરખી જરૂર છે. સ્ત્રી કે પુરુષ એકલાથી સંસાર નીભી શકે નહિ અને એ બેમાના હરકોઇને અભાવે સંસાર સુખી ગણાય નહિ માટે જેટલી જરૂર પુરૂષની છે તેટલીજ જરૂર સ્ત્રીની પણ છે, અને જેટલી કાળજી પુત્રને કેળવણી આપવાની તથા તન્દુરસ્ત રાખવી જરૂરની છે તેટલીજ જરૂર પુત્રીની પાછળ કાળજી રાખવાની છે. કારણ કે, તે જગતની માતા છે. સ્ત્રી

વિના ગૃહ નથી. ગૃહ વિના પ્રજા નથી અને પ્રજા વિના રાજય નથી એટલે કે શરૂઆત સ્ત્રીથીજ થાય છે. પ્રાચીન સમયમાં પુરુષ અને સ્ત્રીની કેળવણીમાં આટલો બધો ફેર નહિ હતો સ્ત્રીઓને ગૃહલક્ષ્મિ, ગૃહદેવી, અર્ધાંગના, પ્રજાની માતા, ધર્મ પત્નિ અને એક મિત્ર અને સલાહકાર ગણવામાં આવતી, જેથી દેશની સ્થિતિ ઘણીજ સારી હતી અને સંસાર સુખમય અને આનંદમય લાગતો હતો.

સ્ત્રીઓ કે જે પ્રજાનું ભવિષ્ય પોતાના હાથમાં ધારણ કરે છે અને જેના વડે સંતતિ કેળવાય છે તે સ્ત્રીઓને હિન્દની પ્રજાકીય જીંદગીનું પ્રકટીકરણ કરવામાં વિસારી મુકવી એના જેવું દુર્ભાગ્ય એકે નથી. પુરુષોના ઉદ્યોગ સંબંધી દરેક કામમાં સ્ત્રીઓની અવશ્ય જરૂર પડે છે, સબબ સ્ત્રીઓને કેળવણીથી વિમુખ રાખવી એ પ્રજાની ઉન્નતિ ઉપર અંકુશ મુકવા જેવું છે.

સ્ત્રીને કુદરતે જે શાકત બક્ષી છે તે શકિત ખીલવવાને પુરતો લાગ, માર્ગ અને છુટ મળવી જોઇએ અને સામાજીક સંસ્થા તરીકે આ ખીલવણીને હરકત થાય નહિ; નષ્ટ અને પાયમાલ થઇ જાય નહિ પરંતુ પ્રજાકીય વૃદ્ધિને બળ આપતી જાય છે એ જોવાનું કામ કેળવણી પામેલાઓનું છે.

સ્ત્રીનું શરીર અને આત્મા બન્ને માતૃત્વને માટે બનેલા છે અને તેણીને એ વિના ખરૂં ચેહેન પડતું નથી તેટલા માટે સઘળા દેશોમાં સઘળા યુગોમાં તેણીને માતા તરીકે, દેવી તરીકે, માનવામાં આવે છે, અને પુજવામાં આવે છે. તેણીની શરીરની રચના તથા બંધારણ ઉચ્ચમાં ઉચ્ચ અગત્યની ફરજ બતાવી આપે છે. માતા એક રત્નની ખાણ છે. એક જમાનાને બીજા જમાના સાથે સાંધે છે અને સંગ્રહ કરેલો અનુભવ વારસામાં આપે છે પ્રજાનું અને વ્યકિતનું ભવિષ્ય તેણીના ઉપર આધાર રાખે છે. કેળવણી પામેલી માતાની અગત્યતા વિષે સ્કૉટ રસલ નીચેના શબ્દોમાં વર્ણન કરે છેઃ—

"જે સઘળી કેળવણીથી લક્ષણ બંધાય છે તે સઘળી કેળવણી માતાના શિક્ષણ ઉપર, ઘરકેળવણી ઉપર, અને કુટુંબના શિક્ષણ (રીતભાત) ઉપર આધાર રાખે છે. નિશાળની કેળવણીથી સ્ત્રી પુરુષોના ગુણોમાં કાંઇક ફેરફાર થાય ખરો, પરંતુ માતાના શિક્ષણને તે

કેળવણી પહોંચી શકતી નથી; અથવા તેની બરોબરી કરી શકતી નથી અને ન્હાનપણુમાં પડેલી છાપ નિર્મૂળ કદી થતી નથી, તો જ્યારે માતાના શિક્ષણથી ભવિષ્યના વર્તનનો પાયો રચાય છે–શુભ લાગણીના બી વવાય છે–નિયમના મૂળ નંખાય છે–જીંદગીનું ભવિષ્ય બંધાય છે–હેતુઓ નક્કી થાય છે–આદતો સુધરે છે–ભુલો થતી અટકે છે–મૂર્ખતા જતી રહે છે–બુદ્ધિ વિકાસ પામે છે–આગ્રહ વધે છે–અને જ્યારે ડહાપણવાળી માતા પોતાના છોકરાંઓને કેટલી કેટલી મહેનત, કેટલાં દુઃખો, કેટલાં કેટલાં પશ્ચાતાપમાંથી બચાવે છે, અને કેટલાક હકો આપી શકે છે ને તેઓનાં મિત્રોના, તેઓના ઘરના, અને દેશના આભૂષણ રૂપ બનાવે છે ત્યારે એવી કેળવણી તરફ પ્રજાના આગેવાનોએ શામાટે દુર્લક્ષ રાખવું જોઇએ?

કુદરત એક મહાન્ ગ્રંથ છે. છોકરાં માટે એક પુસ્તક છે અને એની ખુબીની છોકરાંને બરાબર સમજ પાડનાર તેની માતા છે પણ ક્યારે કે જો તે પ્રથમથીજ કેળવાયલી હોય તો.

માતાને કામ કરવાનું ક્ષેત્ર ભારે વિસ્તીર્ણ છે. માતાનું શિક્ષણ–ઘર કેળવણી અને કુટુંબ કવાયત, રીતભાત આ સઘળું શિખવવાને માતા શકિતવાન હોવી જોઇએ. છોકરાંની કેળવણી પારણામાં (ઝોળીમાં) શરૂ થાય છે, એટલુંજ નહિ પણ એક પ્રખ્યાત ગ્રન્થકારને એક માતાએ પોતાનો પુત્ર ત્રણ વર્ષનો થયો ત્યારે તેને પ્રશ્ન કીધો કે મારા પુત્રની કેળવણી હું ક્યારે શરૂ કરૂં? ત્યારે તેણે ઉત્તર આપ્યો કે તમે એનાં **સાડાત્રણ** વર્ષ નકામાં ગુમાવ્યાં. પુત્રની કેળવણી તો જ્યારે તેને માતાના ગર્ભાશયમાં જીવત્વ પ્રાપ્ત થાય છે ત્યારથીજ શરૂ થાય છે. મન તથા તન એ બન્નેની કેળવણી માટે નિશાળની જીંદગીના સઘળા વરસોના જેટલાંજ નિશાળમાં દાખલ થતાં પહેલાંના વરસો અગત્યનાં છે.

છોકરાંના મગજની અણખીલેલી સ્થિતિને લીધે માણસની બાલ્યાવસ્થાની મુદત લાંબી થાય છે. આ વખત દરમ્યાન બાળક પોતાના મગજની ત્રીજી પાયરીએ પહોંચે છે માણસની ભવિષ્યની બુધ્ધિ ઘરની કેળવણી, ચલણ વલણ ઉપર આધાર રાખે છે. છોકરૂં પોતાની આસપાસ જે જુવે છે, તે પ્રમાણે વર્તે છે, જેઓની સાથે તે રહે છે

તેઓની ટેવ, તરેહ, મનોવિકાર અને મનોભાવના દરરોજ તેનામાં દાખલ થતાં જાય છે. જે તે કંઇ જુવે છે અને સાંભળે છે તેની સારી અથવા માઠી અસર તેનામાં પ્રવેશ કરે છે.

બાલ્યાવસ્થા એ ઘણો ઉત્તમ કાળ છે માટે જે પ્રજા પોતાના બાળકોની બાલ્યાવસ્થાનો વખત, તન અને મનની યોગ્ય ખીલવણીમાં ગાળે તે પ્રજા થોડા જમાનાના અરસામાં ઉન્નતિએ પહોંચશે.

સ્ત્રી પોતાના ધણીના સુખદુઃખમાં સાથી અને ભાગ લેનાર છે એટલુંજ નહિ પરંતુ તેના ધણીના વિચારો, ઉમેદો, બુધ્ધિ ખિલવવા તરફના પ્રયત્નો અને અભ્યાસ, સંસારી સુધારા અને રાજકીય સુધારાવધારા એ સઘળામાં ભાગીદાર અને સોબતની છે. પોતાના ધણીને ખુશ રાખવાનું તે રમકડું નથી, પરંતુ તેણી તો ધણીનું ભવિષ્ય બનાવનાર અને ભાગી છે. સંસારમાં પુરુષો કમાઇ લાવે છે, મેળવે છે, કરી બતાવે છે અને બહાર પડે છે ત્યારે સ્ત્રીઓ સાચવી રાખે છે, કેળવે છે, ભાગવાવે છે અને કુટુંબને સુખી રાખે છે, માટે પુત્રિ, પત્નિ કે વિધવા એ સર્વ સ્થિતિમાં એનું રક્ષણ કરવું અને સન્માન આપવું તથા તેમના કર્તવ્યોમાં યોગ્ય સ્વતંત્રતા આપવી.

મનુ સ્મૃતિમાં કહ્યું છે કે, " પત્નિ સુરક્ષીત થવાથી સંતાનની, ચારિત્રની, કુટુંબની, પોતાની અને ધર્મની રક્ષા થાય છે. મહાભારતમાં પણ કહ્યું છે કે " ભાર્યા એ પુરુષનું અર્ધાંગ છે; ભાર્યા એ પુરુષનો સર્વોત્તમ મિત્ર છે; ધર્મ, અર્થ ને કામની પરિપૂર્ણતા માટે આ સંસાર તરવા માટે મુખ્ય સાધન સ્ત્રી છે. "

કુટુંબના એક સરદાર તરીકે, કુટુંબમાં સુખ, કરકસર અને સુધારા વધારા દાખલ કરનાર તે છે–કુટુંબના માણસોની શારીરિક, માનસિક અને નૈતિક ખીલવણી તે કરે છે. તેણી કુટુંબમાં ઉત્સાહ, જ્ઞાન, પ્રેમ અને મધુરતા લાવે છે માટે તેણીની કેળવણી, આ સઘળા ગુણો તેણીમાં લાવે એવી હોવી જોઇએ.

આપણા શાસ્ત્રમાં પતિવ્રતા સ્ત્રીના છ ગુણ કહ્યા છેઃ–

कार्येषुमंत्री करणेषुदासी, भोज्येषुमाता शयनेषुरंभा
धर्मानुकूला क्षमयाधरित्री, षाडगुण्येमतद्धि पतिव्रतानाम्

સંસારમાં વ્યાવહારિક કામોમાં પ્રધાન તુલ્ય સલાહકાર, ઘરના કામકાજમાં દાસી તરીકે કામ કરનાર, માતાની માફક ભોજન કરાવનાર, શયનમાં રંભા તુલ્ય સુખ આપનાર, ધર્મ કાર્યમાં અનુકૂળ અને સહનશીલતામાં પૃથ્વી તુલ્ય ગુણવાળી, આ છ ગુણ પતિવ્રતા સ્ત્રીઓમાં હોય છે.

વળી કહ્યું છે કેઃ— पत्नी मनोरमाद्देहि मनोवृत्तानुसारिणी ।
तारिणी दूर्ग संसार सागरस्य कुलोद्भवाम्. ॥

પત્નિ " મનોરમા " ન હોય મનની વૃત્તિ સમજનારી ન હોય અગાધ સંસાર સાગર તરાવી જનાર હોડી ન હોય ત્યાં સુધી સંસાર દુઃખીઓજ છે.

ઉપર કહેલા ગુણો તેઓનામાં લાવવા પ્રયાસ થવો જોઇએ. આપણા દેશમાં સ્ત્રીઓ હાલમાં ફક્ત મુખેથી ગૃહદેવીઓ કહેવાય છે તથા મનાય છે પણ તે દૈવી ગુણ જોવામાં આવતો નથી. પરંતુ જ્યારે યોગ્ય કેળવણી અપાશે ત્યારે ગુલામડી મનાતી આપણી સ્ત્રીઓ ગૃહદેવીઓ થશે અને પ્રત્યેક ગૃહ, મંદિરરૂપ બની જશે, અને આ મંદિરમાંથી ગવાતાં કીર્તનો, પ્રભુ પ્રેમના સ્તોત્રો અને શાન્તિપાઠો જગત્નો ઉધ્ધાર કરશે.

સ્ત્રીઓને કંઇ માત્ર ભકતાણી કે વહેમી કરવાની નથી તેમજ બીજી બાજુથી તેમને ( ફેશનેબલ ) લેડીઓ કરવાની નથી એવી ફેશનેબલ લેડીઓ જે પુરુષો હોંસથી કરે છે તેઓને પણ ઘણી વખતે તે બોજારૂપ થઇ પડે છે, માટે આપણેતો ઉપયોગી શાસ્ત્રકળાનું જ્ઞાન આપી ખરી માતા અને ગૃહિણી કરવાની છે. **અને આ વનિતાવિશ્રામ સંસ્થાનો મુખ્ય ઉદ્દેશ એજ છે.**

વાસ્તવિક ધાર્મિક કેળવણી વિના અર્વાચીન પ્રજાની દિવસે દિવસે પડતી થતી જાય છે એ અનુભવ સર્વને પ્રત્યક્ષજ છે. કારણ કે તન, અને મનની દુર્બળ સ્થિતિ એ સર્વ દુઃખની જનેતા છે. પશ્ચિમ દેશના સંસર્ગને લીધે પ્રજાનું વલણ જુદા પ્રકારનું થઇ ગયું છે. તે દેશના ઉદ્યોગી રીત રીવાજોનું અનુકરણ કરવામાં આવતું હોય તો આ સંસ્કારી પ્રજાને કેટલો લાભ થાય એનું અનુમાન પણ થઇ શકતું નથી, પણ અધોવાડી પ્રાણીઓ ઉચ્ચવાડી થતાં નથી, તેમ હાલની પ્રજા

તેમના સદ્દગુણ વગેરેનું અનુકરણ ન કરતાં માત્ર ઉપરની ફેશનો તથા ખોરાકીનુંજ અનુકરણ કરે છે, અને તેનું પરિણામ કેવું ખરાબ આવ્યું છે, તે સર્વને અનુભવસિદ્ધ છે.

આ આદિ અનેક કારણોને લીધે હિંદુ પ્રજાની બહુ નિર્બળ સ્થિતિ થઇ ગઇ છે. પુરુષ અને સ્ત્રી. મનોબળ વગરના છેક કંગાલ જેવા દેખાય છે, અને જ્યાં ત્યાં એકલો મોહજ નજરે પડે છે. મોહ-વશ વર્તનાર પ્રાણીની કેવી દુર્દશા થાય છે એ જોવાનું વિવેકીને હવે દુર્લભ નથી, કારણ કે જ્યાં ત્યાં અજ્ઞાનને લીધે સંસારમાં કેવળ મોહ જ પ્રસરી રહ્યો છે.

જગતમાં જન્મ લેનાર પ્રાણીને કર્મ સંકેતાનુસાર સુખ અને દુઃખ અવશ્ય આવવાનુંજ. એમાંથી હાલના કહેવાતા સુધારાવાળા અથવા તો ધાર્મિક વિચારવાળા કોઇપણ બચી શકતા નથી. ધાર્મિક વિચારવાળા તો ધર્મ ને કર્મના સિદ્ધાંતને જાનનારા હોય છે, એટલે તે તો પ્રારબ્ધને પ્રબળ માની તે પ્રમાણે દિવસો નિર્ગમન કરે છે અને સુધારાવાળા તો તેમ નથી માનતા, પણ પરિણામે દુઃખના ભોકતા થયા વિના તેમનો પણ છુટકો થતો નથી. હવે ઉપર પ્રમાણે વિચાર કરતાં પરિણામ એ આવે છે કે, જો આખરે પ્રારબ્ધને આધીન થવુંજ પડે છે, તો પછી પ્રથમ તે સંબંધી કંઇ વિચાર કરી પગલાં ભર્યાં હોય તો ઘણે કાળે પણ સારૂં પરિણામ આવવાનો સંભવ રહે ખરો, ને જો સ્ત્રીઓમાંજ એ લાગણી પૂર્વવત્ જાગ્રત થાય તો સુફળો જોવાનો સમય સત્વર આવે. માતા તરીકેની ફરજ અદા કરવા સ્ત્રીને યોગ્ય કેળવણી આપવા માટે દરેક પધ્ધતિમાં અમુક વિષયો દાખલ કરવાજ જોઇએ. માતા એ કુટુંબની શિક્ષક, વૈદ્ય અને પુરોહિત થવી જોઇએ.

સ્ત્રી, પ્રજાના લાલનપાલન ઉપર જેવી કાળજી રાખે છે, તેવીજ કાળજી જો પ્રજાનું ભવિષ્ય બાંધવામાં ( રચવામાં ) રાખતી હોય તો પ્રજાની અવનતિ થવા સમય આવે નહિ. સ્ત્રીઓએ પ્રજાકીય સવાલોને વિસારી દેવા ઘટતા નથી એવા સવાલોની તેના હાથથી શરૂઆત થવી જોઇએ, અને તેને ઉત્તેજન મળવું જોઇએ. આવી આશાઓ ફળીભુત થાય એવી સ્ત્રીઓની કેળવણી હોવી જોઇએ.

હિંદીઓનો વિચારવંત ભાગ કે જેઓએ હાલની વિદ્યાનો અનહદ લાભ લીધો છે તેઓએ આ હિંદની સ્ત્રીઓને માટે, વિદ્યાનો લાભ સહેલાઇથી લઇશકે એવા ઉપાયો યોજવા જોઇએ. ભારતવાસીઓને નાત, જાત અને ધર્મના તફાવત વિના સઘળાને કેળવણી આપવાની સરકારની ઉદાર રાજનીતિએ સ્ત્રી કેળવણીની રચનાની શરૂઆત કરી છે અને તેને ઉત્તેજન આપવાને તથા તેમાં વધારો કરવાને તવંગર હિંદવાસીઓ દોરાયા છે, પરંતુ આવી રીતે દાખલ કરેલી કેળવણીની આ પધ્ધતિ, પુરુષોને અપાતી કેળવણીને અનુસરતી હોવાથી આપણા લોકોને પસંદ પડતી થઈ નથી, સબબ હાલના જમાનાને સઘળી રીતે બંધબેસ્તી કેળવણી હિંદુસ્તાનની સ્ત્રીઓને આપવાની કેળવાયલા વર્ગની ઉત્કંઠાથી કેળવણીની કોઇ યોગ્ય પધ્ધતિ ઘડી કાઢવાને માટે કોઇ કોઇ ઠેકાણે પ્રયોગો કરવામાં આવ્યા.

પુત્રિને યોગ્ય “ પત્નિ ” કે “ માતા ” બનાવવી એ માતાનું કામ છે અને પતિ ધારેતો પત્નિ “ માતા ” થાય તે પહેલાંજ એના મગજમાં ઉચ્ચ સંસ્કાર લાવી શકે એમ છે, ઘણા યુવાનો એમ માને છે કે “ એ ફરજ એકલાં માબાપની છે, અમે એને શી રીતે જીવન મિત્ર બનાવી શકીએ ? આપણને એ સુખ મળ્યું નથી અને મળવાનું નથી ” એમ બોલી નીરાશ થઇ પત્નિને કેળવણી આપવા તરફ બેદરકાર રહે છે પણ તેવાઓને પણ નિરાશ થવાનું કંઇ કારણ નથી. પુત્રિ, પુત્રવધુ કે પત્નિને કન્યાશાળામાં ન મોકલાય અને ત્યાં ધાર્યા ફળ ન આવતાં હોય તો આ **વનિતાવિશ્રામની** સંસ્થા તેવાંઓને દાખલ કરવા તૈયાર છે.

આ વનિતાવિશ્રામ માટેનો વિદ્યાભ્યાસક્રમ, સ્ત્રી કેળવણી માટેની અભિલાષા સંતુષ્ટ થાય એવી રીતે ઉપર જણાવી ગયા તેવા પ્રયોગોને આધારે ગોઠવવામાં આવ્યો છે. કેળવણીની પદ્ધતિ ગોઠવવામાં, સ્ત્રી ગુણ ખિલવવાને, માતા, ધણીઆણી, તથા પુત્રિ તરીકે પવિત્ર ફરજો અદા કરવાને, અને ગૃહિણીની ઘરના મંત્રીની ફરજો બજાવવા સ્ત્રીઓ લાયક થાય એ તરફજ આ વનિતાવિશ્રામ પોતાનું લક્ષ રાખે છે,

સ્ત્રીઓને સેવિકા બનાવી તેમના દ્વારા અન્ય બહેનોના સરળ અને ઉન્નત બનાવવા પ્રયાસ થાય છે, કેળવણીતો

એટલે સ્ત્રીઓનીજ. સ્ત્રીઓ જે ભવિષ્યની પ્રજાની માતા રૂપ છે તેઓજ સેવાનું કામ બજાવી શકે એમ છે અને તેમનેજ માટે **વનિતા વિશ્રામ** છે.

આજકાલ કલિયુગના પ્રભાવે જયાં ત્યાં લઘુ વયની બાળાઓને વૈધવ્ય પ્રાપ્ત થએલું જોવામાં આવે તો તેવી બાળાઓને સન્માર્ગે ચઢાવવી એ તેમના વડીલોનો મુખ્ય ધર્મ છે. બાળકીઓ કમનસીબે મહાન્ દુઃખની ભોગવનારી તો થયેલીજ હોય છે પણ તેમાં તેમના સબંધી વર્ગો પણ તેવી અબળાના હિતનો વિચાર કરતાં જોવામાં આવતા નથી એ કેટલું શોચનીય છે ? તેઓના જીવન છેક નિરૂદ્યમી અથવા તો માત્ર એક નોકરના જેવા ત્રાસદાયક જશ વગરના વૈતરાં કરવામાં તથા ભાઇ ભોજાઇના મન સાચવવામાં ઓશિઆળી જીંદગી ગુજારે છે અને તેના સંબંધીઓ પોતાનો સ્વાર્થ સાધ્યાંજ કરે છે તો તેઓના વાલીઓને નમ્ર વિનંતિ કરવામાં આવે છે કે તેવાના તન, મનને યોગ્ય કેળવણી આપી પોતાની મેળે નિર્વાહ કરી શકે તેવા હુન્નરો, શિખવી, ઉદ્યમે લગાડવા તથા તેઓના જીવન કલ્યાણમય અને કર્તવ્ય પરાયણ કરાવવા આ આશ્રમમાં મોકલો. કોઇ કોઇતો વિધવાઓને સધવા જેવાંજ વસ્ત્રાલંકાર પહેરાવીને તેને દરેક વાતની છુટ આપે છે અને તેને તેના હિતના કંઇપણ સાધન તરફ દોરતા નથી અને કેટલાક તો માત્ર બધે દર્શન નિમિત્તે ફર્યાંજ કરે છે. આ બધું જોતાં એકે પ્રવૃતિ વિધવાના હિતની હોતી નથી; ખરૂં જોતાં જે માર્ગે તેઓનું કલ્યાણ થાય એવે માર્ગે તેઓના વાલીએ દોરવવી જોઇએ. માતા, સાસુ અથવા જે વડીલોના આશ્રય તળે એવી બિચારી કમનસીબ વિધવાઓ પડી હોય તેમને ખાસ વિનંતી કરવામાં આવે છે કે એવી દુઃખી બાળાઓના બળતાં હૃદયને ઠારવા તમે સર્વ વાતે તમારા ઘરના કામનો સ્વાર્થ છોડી, સહાય થાઓ અને એની અવસ્થા પ્રતિજ લક્ષ કરો, અને આ સંસ્થાનો લાભ લેવા મોકલો.

આ સ્ત્રી કેળવણીનો વિષય ઘણીવાર ભાષણો, ન્યુસપેપરો તથા પુસ્તકો દ્વારા ચર્ચાયલો હોવાથી વાચકને વધુ કંટાળો નહિ આપતાં આ સંસ્થાની સ્થાપના શી રીતે થઇ અને કયારે થઇ વિગેરે બાબતોથી જાણકાર કરીએ.



વનિતા વિશ્રામ સુરત.

# વનિતા વિશ્રામ.

## વિચારનો આરંભ.

માણસને અન્યની સ્થિતિ કેવી હશે તે જાણવાની તક પોતાનો જાતિ અનુભવ છે. ધાર્મિક અને શાસ્ત્રીય જ્ઞાન વિના મનુષ્યના અંતરની સ્થિતિ કેવી હોય છે તે જ્યારે તે મનુષ્યને જ્ઞાન થાયછે ત્યારેજ ખબર પડે છે. બાહ્ય વિદ્યા, કલા આદિમાં અનેક પ્રકારે નિપુણતા મેળવી હોય છે, તથાપિ ધર્મજ્ઞાન વિના શાંતિસુખની પ્રાપ્તિ થતી નથી. બાહ્યનું જ્ઞાન બાહ્યનું સુખ આપે છે ને અંતરનું જ્ઞાન અંતરનું સુખ આપે છે.

વૈધવ્ય દશાને પામવા પછી સ્વાભાવિક રીતે સર્વ વસ્તુપર વૈરાગ્ય આવે છે તે પ્રમાણે થતાં સંસારથી જુદી દશાની શોધ કરવાની જરૂર પડી. જેને જે વસ્તુ મેળવવાની તીવ્ર ઇચ્છા થાય છે તેને તે વસ્તુ પરમાત્મા મેળવી આપે છે તેમ અમને પણ ધર્મજ્ઞાન જાણવાનાં યથાર્થ સાધનો તેમણે મેળવી આપ્યાં.

જ્યારે મારા ભાઇ પ્રો૦ ગજ્જર વડોદરામાં કલાભવનની યોજના શાસ્ત્રીય ધોરણે રચીને તે સંસ્થા ચલાવતા હતા, તે વખતે ચાલતી શિક્ષણ પધ્ધતિ સંતોષકારક માલુમ નહિ પડવાથી કલાભવનમાં નવો અભ્યાસક્રમ ગોઠવીને છોકરાઓને વધારે ઉપયોગીશાળાના બાળવર્ગને કિન્ડરગાર્ટનના ધોરણે શિખવવાના કામનો આરંભ મારી પાસે કરાવ્યો હતો, તે વખતે સ્ત્રિઓને શિક્ષણ આપવા વિચાર થયો હતો.

ત્યાર પછી કેટલોક સમય જતાં અને વિવિધ પ્રકારનો અનુભવ થતાં વૃત્તિમાં જુદા પ્રકારનાં સ્ફુરણો થવા માંડયાં, એવા પ્રસંગમાં મને યથાયોગ્ય સંગતિ મળવાથી મારા હૃદયનો ખુલાસો થયો. એ સંગનો ઉત્તરોત્તર વધારો થતાં મારા ભગિની-બાઇજીગૌરીના તથા મારા હૃદયના વિચારોની ઐકતા થઇ અને અનાથ અબળાઓ પ્રતિની લાગણી પ્રકટ થઇ; તન્નિમિત્તે કર્તવ્ય કરવું એવો દ્રઢ નિશ્ચય થયો.

આશય ઇષ્ટ ઉપાસના ખાનપાન પહેરાન,<br>
ઇએ એકજ હોયતો મૈત્રી કરવી જાન.

એ નિયમે બધી વાતે એકત્ર વિચાર થવાથી વધારે વધારે પ્રીતિ બંધાઇ. સ્ત્રીઓની અજ્ઞાનાવસ્થા ને હૃદય લાગણીના અભાવે વિધવા સ્ત્રીઓની સ્થિતિ બહુ દુઃખદ લાગવાથી તેવી બહેનોને આત્મજ્ઞાન મળે અને ધર્મની યથાર્થ પધ્ધતિ સમજે એવી કંઇ વ્યવસ્થા કરવા વૃત્તિ થઇ. એક વખત તે કાર્યને માટે ગોઠવણ કરી પણ તે વાત ગર્ભમાંજ રહી. ત્યારપછી સંવત ૧૯૫૯માં અઠવાડીઆમાં બે વખત બુધવાર અને રવિવારે બપોરે બે કલાક નાગરફળીઆમાં આવેલા લક્ષ્મીનારાયણના મંદિરમાં સ્ત્રીવર્ગ એકઠાં થઇ કીર્તન અને સદ્ગ્રંથ વાંચવાનું રાખ્યું તથાપિ શહેરમાં પ્લેગાદિનો ઉપદ્રવ થવાથી સર્વ છુટાં પડી ગયાં અને એ કાર્યપણ પડી ભાંગ્યું ત્યારે રા૦ બા૦ દોલતરાયજી જેઓ બાજીગૌરી બહેનના પિતા થાય છે તેઓની સાથે અમે ડુમસ રહેતા હતા ત્યાં પુનઃ એ વાતનો આરંભ થયો અને ત્રણે જણ મળીને નક્કી કર્યું કે એવા આશ્રમની સ્થાપના કરવી અને ત્યાં અમો બે જણે રહેવું.

અનાથ અબળાઓના દુઃખ શમનાર્થે યોગ્ય શિક્ષણ તો ધર્મ અને નીતિજ છે. તેનું યથાર્થ આંતર બાહ્ય જ્ઞાન થતાં સુખશાંતિમાં જીવન ગાળી શકાય છે એ અનુભવસિદ્ધ છે. તેવું જ્ઞાન તેમને આપી પોતાની તથા અન્યની ફરજો અદા કરી સુખસંપાદન કરાવવું એ ઉદ્દેશ રાખવા વિચાર થયો.

હવે આ વિચાર વૃદ્ધિંગત થતા પુનઃ સ્ફુરણ થયું કે જો બાળકીઓને પ્રથમથીજ યોગ્ય કેળવણી આપવામાં આવી હોય તો ભવિષ્યમાં થનારી માતાઓથી અનેક લાભો થઇ તેમની પ્રજામાં સત્સંસ્કારની સ્થાપના થાય માટે આ સંસ્થા સર્વે સ્ત્રીઓને ઉપયોગી થાય એવી વ્યવસ્થા રાખવા વિચાર થયો.

આવા કાર્યમાં દ્રવ્યની સહાયતા વધારે જોઇએ છે તો તેનું કેમ કરવું એ પ્રશ્ન ઉભો થયો. પરમાત્મા હજાર હાથનો ધણી છે તો તે એકેક હાથે એકેક હજાર રૂપિયા આપશે તો રૂપિયા સહેજે દશલાખ થઇ જશે એવી વાતો થતી હતી તેજ સમયે રા.'બા, દોલતરાયજીએ મુંબઇ બેકની પાસ બુક જેમાં ધર્માદાના સૌ. મહિમ્નગૌરીના એક હજાર રૂપિયા હતાં તે આપી કહ્યું કે એ લઇ એક હાથ ઓછો કરો તેજ વખતે બીજા સદ્ગૃહસ્થે પણ રૂપિયા આપવા કહેલું પણ તેનાથી અપાયા નહિ ને થોડા દિવસમાં તેમના આયુષ્યની અવધિ આવી એટલે તે રહી ગયા.

આવી રીતે અબળા ધનથી અબળાની ઉન્નતિનો પાયો સંવત ૧૯૬૩ના વૈશાખ અક્ષય ૩ ને રોજ સુરત નાગર ફળીઆમાં નંખાયો અને તે સંસ્થાને **વનિતા વિશ્રામ** નામ આપવામાં આવ્યું.

## વનિતા વિશ્રામના હેતુઓ

(૧) આ સંસ્થાનો મૂળ આશય વિધવાઓને સાધુ જીવન પળાવી ધર્મનીતિ સંબંધી જ્ઞાન આપી નિરૂદ્યમી જીવન અટકાવી, કર્તવ્યપરાયણ કરી તેઓની માનસિક, આધ્યાત્મિક, સ્થિતિને સુધારી તેઓનું જીવન સ્વતઃ શાંતિવાળું, ગૌરવવાળું, તથા આત્મનિષ્ઠાવાળું, કુટુંબમાં સહાયક, સુખપ્રદ, અને સમાજને ઉપયોગી થાય એવું બનાવી સાર્થક કરવાનો છે.

(૨) સધવા તેમજ કન્યાને ધર્મનીતિ તથા વ્યાવહારિક કેળવણી આપી તેને સ્ત્રી તરીકે શિક્ષણ આપીને તેમને માતા તથા ગૃહિણીના કર્તવ્યનિષ્ટ કરવાં એ બીજો હેતુ છે.

મતલબ કે સૌને સૌના આશ્રમ પ્રમાણે આ સંસ્થામાં કેળવણી અપાય છે અને વખતો વખત જેમ જેમ સવડ બની આવે છે તેમ તેમ તેમાં યોગ્ય સુધારો વધારો તથા ફેરફાર કરવામાં આવે છે.

આ હેતુઓ પાર પાડવા શાળા શિક્ષણ, ઊત્તરશિક્ષણ, ખાસ ઔદ્યોગિક શિક્ષણ, નર્સ તરીકેનું વૈદકજ્ઞાન, ભાષણ, ચર્ચા, સામાયિક પત્રો, નિબંધ, પુસ્તકાલય, કાર્યાલય, મુદ્રાલય અને તેવાંજ બીજાં સાધનો અનુકૂળતાએ યોજવાં ( આ સાધનોમાંના કેટલાંકની આ સંસ્થા તરફથી શરૂઆત થઇ ચુકી છે જે આશ્રમની વર્તમાન સ્થિતિ વાંચવાથી વિદિત થશે.)

# વનિતા વિશ્રામની વર્તમાન સ્થિતિ.

**વનિતાવિશ્રામ:**—આ સંસ્થાનો હાલમાં વિધવા, સધવા તેમજ કન્યા મળી ૪૭ સેવિકાઓ લાભ લે છે. જેઓની ઉમ્મર, જ્ઞાતિ, ગામ વિગેરેનું લીસ્ટ નીચે પ્રમાણે છેઃ-

## વિધવાઓનું લીસ્ટ.

| સંખ્યા | ઉમ્મર | જ્ઞાતિ | ગામ તથા જીલ્લો |
|---|---|---|---|
| ૧ | ૨૦ | ચોર્યાશી મેવાડા બ્રાહ્મણ | મુ૦ સુરત જી૦ સુરત |
| †૨ | ૧૫ | દેશાઇ ( અનાવલા ) | ,, ,, |
| ૩ | ૧૬ | મોઢ બ્રાહ્મણ | મુ૦ કપડવંજ જી૦ ખેડા |
| †૪ | ૨૦ | વૈશ્ય સુતાર | ,, ઉમરેઠ ,, ,, |
| ૫ | ૨૫ | નાગર ગૃહસ્થ | ,, વડોદરા |
| ૬ | ૧૩ | મોઢ બ્રાહ્મણ | ,, વાડાસીનોર |
| ૭ | ૨૦ | ,, ,, | ,, કપડવંજ ,, ,, |
| ૮ | ૧૬ | વૈશ્ય સુતાર | ,, ઉમરેઠ ,, ,, |
| †૯ | ૧૮ | ભાટ ( ચારણ ) | ,, પાણેથા ,, ,, |
| ૧૦ | ૩૦ | ,, ,, | ,, પાણેથા ,, ,, |
| ૧૧ | ૨૨ | ઔદીચ બ્રાહ્મણ | ,, પલાણા જી૦ ખેડા |
| ૧૨ | ૨૦ | સોની | ,, ,, ,, |
| ૧૩ | ૨૬ | બ્રાહ્મણ | ,, સુરત જી૦ સુરત |
| ૧૪ | ૩૧ | મોઢ બ્રાહ્મણ | ,, કપડવંજ જી૦ ખેડા |
| ૧૫ | ૧૬ | વાણીઆ | ,, ચીખલી જી૦ સુરત |
| ૧૬ | ૧૮ | મોઢ બ્રાહ્મણ | ,, કપડવંજ જી૦ ખેડા |
| ૧૭ | ૧૭ | સોની | ,, સુરત જી૦ સુરત |
| ૧૮ | ૨૦ | મોઢ બ્રાહ્મણ | ,, વાડાસીનોર |
| ૧૯ | ૧૫ | શ્રાવક | ,, ઇડર |
| ૨૦ | ૨૫ | ,, | ,, રાજકોટ—કાઠીઆવાડ |
| *૨૧ | ૧૫ | દેશાઇ ( અનાવલા ) | ,, વલસાડ જી૦ સુરત |
| ૨૨ | ૨૫ | વૈશ્ય સુતાર | ,, ઉમરેઠ જી૦ ખેડા |
| ૨૩ | ૧૪ | મોતાળા બ્રાહ્મણ | ,, મોતા જી૦ સુરત |
| ૨૪ | ૨૫ | અનાવીલ ( દેશાઇ ) | ,, ખરસાડ ,, ,, |
| ૨૫ | ૩૦ | વાલમ બ્રાહ્મણ | ,, બદલપુર તા૦ કપડવંજ |
| ૨૬ | ૨૫ | નાગર ગૃહસ્થ | ,, પાટણ, ગુજરાત |

* ફી ભરી રહેનાર સેવિકા ( પેઇંગ બોર્ડર )
† સ્કોલરશીપ મેળવનાર સેવિકા.

## સધવાઓનું લીસ્ટ.

| સંખ્યા | ઉમ્મર | જ્ઞાતિ | ગામ તથા જીલ્લો |
|---|---|---|---|
| ૧ | ૧૪ | અનાવીલ દેશાઇ | એરૂ જી૦ સુરત |
| ૨ | ૧૨ | ભાટીઆ | નગરઠઠ્ઠા ( સીંધ ) |
| ૩ | ૧૫ | બ્રાહ્મણ | મહુધા જી૦ ખેડા |
| ૪ | ૧૯ | ,, | ગોધરા જી૦ પંચમહાલ |
| ૫ | ૧૩ | ,, | ઉમરેઠ જી૦ ખેડા |
| ૬ | ૩૦ | અનાવીલ દેશાઇ | વેશમા જી૦ સુરત |

### કન્યાનું લીસ્ટ

| | | | |
|---|---|---|---|
| ૧ | ૧૧ | વૈશ્ય સુતાર | ઉમરેઠ જી૦ ખેડા |
| ૨ | ૧૬ | બ્રાહ્મણ | સુરત |
| ૩ | ૮ | અનાવીલ દેશાઇ | ચીખલી જી૦ સુરત |
| ૪ | ૮ | ,, ,, | વેશમા જી૦ સુરત |
| ૫ | ૧૨ | ,, ,, | દહેગામ ,, ,, |
| ૬ | ૭ | ,, ,, | ,, ,, |
| ૭ | ૧૨ | વાલમ બ્રાહ્મણ | વસો જી૦ ખેડા |
| ૮ | ૧૨ | અનાવીલ દેશાઇ | કલકત્તા |
| ૯ | ૯ | ,, ,, | સીસોદરા જી૦ સુરત |
| ૧૦ | ૯ | નાગર બ્રાહ્મણ | સુરત ,, |
| *૧૧ | ૭ | કણબી | ઇટાલવા ,, |
| ૧૨ | ૧૧ | નાગર બ્રાહ્મણ | સુરત ,, |
| ૧૩ | ૯ | અનાવીલ દેશાઇ | વલસાડ ,, |
| ૧૪ | ૯ | ,, ,, | એથાણ ,, |
| ૧૫ | ૧૫ | ,, ,, | કતારગામ ,, |

* સુરતના ડીસટ્રીકટ જડજ સાહેબ તરફથી સોંપવામાં આવેલી છોકરીઓ.

# વનિતા આશ્રમમાં સેવિકા તરીકે દાખલ થનાર માટેના નિયમો.

આ સંસ્થામાં જે વિધવા, સધવા તથા કન્યાને અન્ય સ્થળે રહેવાની અનુકૂળતા ન હોય અથવા અનુકૂળતા હોવા છતાં આશ્રમના વસતીગૃહ ( બોર્ડીંગ ) તથા શિક્ષણ આદિનો લાભ લેવા માંગતાં હોય તેવાને માટે ખાવા પીવા રહેવાની યોગ્ય ગોઠવણ, સ્વચ્છ હવા, ઉજાસવાળા મોટા કુશાદે રા. કલાણભાઇ ગજ્જરના પોતાના પોતે વગર ભાડે આપેલા મકાનમાં કરવામાં આવી છે. ફી વિગેરેના નિયમો નીચે મુજબ છે:—

अ. વિધવા પાસે ખાવાપીવા, રહેવા, પહેરવા, ઓઢવા તથા પુસ્તકો, વાસણ ઇત્યાદિની કોઇપણ પ્રકારની ફી લેવામાં આવતી નથી.

ब. જે વિધવા પોતાને ખર્ચે રહી વિદ્યાભ્યાસનો લાભ લેવા ઇચ્છા ધરાવતી હોય તેને માટે તથા સધવા તેમજ કન્યાને માટે માસિક ફી નીચે મુજબની ઠરાવી છે.–

(૧) પંદર વર્ષથી નાની ઉમ્મરનાઓ માટે માસિક રૂ૦ ૫ અંકે પાંચ.

(૨) પંદરથી ઉપરની વયનાઓ માટે માસિક રૂ૦ ૭ અંકે સાત.

(૩) માસિક ફીના રૂપિયા ત્રણ માસના સામટા અગાઉથી લેવામાં આવે છે.

(૪) ઉપર લખેલી માસિક ફીમાં ફકત વસ્તી ( બોર્ડીંગ ) તથા લૉજીંગ એટલે કે ખાવા પીવા તથા રહેવાનોજ સમાસ થાય છે.

क. પાંચ વર્ષથી નાની બાળાને દાખલ કરવામાં આવશે નહિ શિવાય કે તેની સાથે કોઇ તેનું સગું પુખ્ત ઉમ્મરનું આશ્રમમાં નિવાસ કરતું હોય અથવા સાથે દાખલ થઇ શકશે.

ઙ. આ નિયમોમાં હરકોઇ વખતે ફેરફાર કરવાનો હક તથા કુલ અખત્યાર વ્યવસ્થાપકોને છે.

ટ. કોને દાખલ કરવાં ઇઆ નહિ કરવાં એ વ્યવસ્થાપકોના અધિકારની વાત છે.

ફ. માટે પોતાને ખરચે રહેવા ઇચ્છનાર વિધવા, સધવા કે કન્યાએ પોતાની સાથે સાદાઇભરેલું બીછાનું—સાદડી, શેત્રંજી, બે પીછોડી તથા ઓઢવા પાથરવાને ગોદડું, રજાઇ—વાસણ એક થાળી, એક વાડકો અને લોટો પવાલું તથા પોતાને ખપ પુરતાં જરૂર જોગાં કપડાં-લુગડાં એક ટ્રન્કમાં (પેટીમાં) લાવવાં. પુસ્તકો વિગેરે પરચુરણ વસ્તુ ખરીદવા પોતાની સાથે રૂ.૦ પથી ૧૦ સુધી લાવવા અને તે રૂપિયા વ્યવસ્થાપકોને સ્વાધીન કરવા. આશ્રમ છોડતી વખતે જો કાંઇ સિલક બાકી હશે તો તે તેને પાછી આપવામાં આવશે.

ગ. જે સેવિકા દાખલ થયા પછી પણ વ્યવસ્થાપકોને અભ્યાસ, રીતભાત વિવેક, સભ્યતા, આજ્ઞા, વિગેરે બાબતોથી યોગ્ય સતોષ નહિ આપે તેવાને હરકોઇ વખતે રૂખસદ આપવાનો અધિકાર વ્યવસ્થાપકોને છે.

## સાધારણ નિયમ તથા નિત્યક્રમ.

નાની વયની બાળાઓને મોટી ઉમ્મરની છોકરીઓ કે જેઓ તેની તનદુરસ્તી લુગડાંલત્તાં, નવડાવવુ ધોવડાવવું, ચાંલ્લોચોટલો વિગેરે બાબતની માવજત તથા દેખરેખ રાખી શકે તેવીઓના તાબામાં સોંપવામાં આવે છે, દરેક સેવિકાએ સહવારના પાંચ (સ્ટા૦ ટા૦) કલાકે ઉઠયા પછી સ્નાન પૂજાવિધિ વિગેરે પોતપોતાના આશ્રમ તથા અધિકાર પ્રમાણે એક કલાક સુધીમાં કરવુ પડે છે, ત્યારબાદ વનિતા વિદ્યાલયમાં પોતાના પાઠો વિગેરે તૈયાર કરવાના હોય તે કરવામાં દોઢથી બે કલાક ગાળે છે અને કેટલીક સેવિકાઓ તેઓના નિયમ પ્રમાણે ભોજન સામગ્રી વિગેરે ગૃહવ્યવસ્થાના કામમાં રોકાય છે તેથી તેઓને યોગ્ય શિક્ષણ મળે છે.

ભોજન સાદું આપવામાં આવે છે. દાળ, ભાત, રોટલા, રોટલી તથા શાકભાજી, દુધ વિગેરે–મરચાં, કાંદા, લસણુ એ પદાર્થોનો બીલકુલ ઉપયોગ કરવામાં આવતો નથી. વારતહેવારને દિવસે સારૂં ભોજન આપવામાં આવે છે.

પછી સર્વે સેવિકાઓ પોતાનું ભોજન લીધા બાદ બરાબર સાડાઅગીઆર વાગે વિદ્યાલયમાં જોડાય છે. વિદ્યાલયમાંથી પાંચ વાગે મુકત થયા પછી છોકરીઓને ૦ાા કલાક આશ્રમમાંજ ફરવાહરવા, રમવાની છુટ મળે છે, અને કેટલીક મોટી છોકરીઓ સાંજનું વાળું તૈયાર કરવામાં રોકાય છે. સઘળી સેવિકાઓ વાળુ કર્યા પછી સર્વે પોતપોતાના શાળામાં આપવાના પાઠો બે કલાક સુધી તૈયાર કરે છે. પછી રાતના નવ કલાકે જપ–મનન, ઈશ્વર–સ્તવન, ભજન વિગેરે સઘળાં એક હૉલમાં એકત્ર થઈ કરે છે જે પછી સૌસૌની નિર્માણુ કરેલી જગ્યાએ શયન લે છે.

**નોંધ**—કોઇ કોઇ વખતે સ્વાભાવિક રીતે પત્રદ્વારાથી આશ્રમથી અજ્ઞાત ભગિનીઓ તથા બન્ધુઓ અનેક તરેહના સવાલો પુછે છે તો તેઓની જાણને ખાતર અત્રે જણાવવાની ખાસ જરૂર છે કે આ સઘળો સમય એટલે કે આખો દિવસ અને રાત આ સંસ્થાના વ્યવસ્થાપકો ગંગાસ્વરૂપ શિવગૌરીબહેન કલ્યાણભાઇ ગજ્જર તથા ગંગાસ્વરૂપ બાજીગૌરીબહેન દોલતરાય મુનશી જાતે સઘળાં કાર્યોપર દેખરેખ તથા સંભાળ રાખે છે; એટલુજ નહિ પણ પોતાનું ખાવાપીવાનું તથા રહેવાનું પણ સેવિકાઓની સાથેજ રાખેલું છે અને પોતાના જ્ઞાન તથા સત્સંગનો લાભ સઘળી સેવિકાઓને એકસરખો આપે છે.

વનિતા વિદ્યાલયમાં જેટલી લાંબી રજા (વેકેશન) પડે છે; તેટલીજ આશ્રમની સેવિકાઓને મળે છે. એ દરમ્યાન જે સેવિકાઓને ખરે અગત્યને કામે પોતાને ઘેર જઇ આવવું હશે તો જવાશે. (સેવિકાઓએ પાળવાના નિયમો વાંચો). આ વેકેશન દરમ્યાન આશ્રમ બંધ રહેતું નથી, કારણ સઘળી સેવિકાઓ કંઇ પોતાને ઘેર જતી નથી.

**શિષ્યવૃત્તિ**—આશ્રમમાંની ચાર વિધવા સેવિકાઓને નીચે પ્રમાણેની શિષ્યવૃત્તિ મળે છે:-(૧) નર્સનું કામ શિખવા રૂ૦ ૧૦ અંકે દસ માસિક સુરત સીટી મ્યુનીસીપાલીટી તરફથી મળે છે, અને જે પોતાનો અભ્યાસ અત્રેની મોરારભાઇ વિજભુખણદાશ (સ્ત્રી છોકરાંઓની હૉસ્પીટાલમાં ડૉ• રૂખમાબાઇના હાથ નીચે હાલ નર્સ તરીકેનું શિક્ષણ લે છે અને એક કલાક આશ્રમના વિદ્યાલયમાં અંગ્રેજી શિક્ષણ લે છે. (૨) રૂ૦ ૭ અંકે સાતની બીજી શિષ્યવૃત્તિ હિંદુસ્થાનની સ્ત્રીઓની કેળવણીના ઉત્તેજનાર્થે શ્રીમતી ડૉ. રૂખમાબાઇ પાસે જે ફંડ છે તેમાંથી અનાવિલ જ્ઞાતિની કે જે હાલ આશ્રમના ટ્રેઇનીંગ ક્લાસમાં અભ્યાસ કરે છે તથા ભરત, ગુંથણ, શીવણ, મોજાં વગેરેનું કામ ઘણી સારીરીતે જાણે છે તેને આપવામાં આવી છે. (૩)રૂ. ૫ અંકે પાંચની જે છઠ્ઠા ધોરણનો હાલ અભ્યાસ કરે છે તેને ધી સુરત નેશનલ ઇન્ડીઅન એસોસીએશન તરફથી અપાવવામાં આવી છે. (૪) રૂ. ૧ અંકે એક આશ્રમ તરફથી અપાય છે.

આશ્રમમાંની બે કન્યાઓ કે જેઓના વાલીપણા સંબંધી કોર્ટમાં દાવો ચાલતો હતો તેમાં અત્રેની ડિસ્ટ્રીકટ કોર્ટ તરફથી એ છોકરીઓને તેના સંબંધીઓને નહિ સોંપતાં આ સંસ્થાના વ્યવસ્થાપકોના તેઓની જાતના વાલી તરીકે નિમવામાં આવ્યા છે તેઓ દરેકની માસિક ફી રૂ. ૬ અંકે છ મળે છે એમાંની એક ૧૬ વર્ષની વયની બ્રાહ્મણ જ્ઞાતે આજે ચાર વર્ષ થયાં આવેલી છે અને બીજી સાત વર્ષની કણબીની છોકરી છે.

---

નોંધ:—**આ ઉપર લખેલો દાખલો બહારગામના માણસોને સદરહુ સંસ્થાને માટે પુરતો ભરોસો સંપાદન કરવા યોગ્ય લાગશે.**

# વનિતા વિદ્યાલય.

**વનિતા વિદ્યાલય:**—આ વિદ્યાલય ખાસ કરીને કન્યાઓ કે જેઓ ભવિષ્યની પ્રજાની માતા થનારી છે તેઓનામાં નાનપણથી સારા સંસ્કાર તથા સુછાપ પડે ને જે છેવટ સુધી કાયમ રહે એટલા માટે આશ્રમના મકાનમાં રાખવામાં આવ્યું છે. આ વિદ્યાલયમાં ખાસ સ્ત્રીઓદ્ધારાજ શિક્ષણ આપવાનો હેતુ છે પરંતુ યોગ્ય સ્ત્રી શિક્ષકોને અભાવે એ શાળામાંજ કેળવાયલી સ્ત્રી શિક્ષકો તૈયાર થાય ત્યાંસુધી કેળવણીખાતાના અનુભવવાળા રીટાયર્ડ પેન્શનરો શિક્ષક તરીકે રાખવા વિચાર છે. આ શાળામાં આશ્રમના વસતીગૃહમાં રહેનારી સ્ત્રીઓ મળીને એકંદરે ૪૭ વિદ્યાર્થીઓની સંખ્યા છે, જેમાં કેળવણીની ફી બીલકુલ રાખવામાં આવી નથી. સાધારણ કન્યાશાળાઓની માફક આ વિદ્યાલયમાં શિક્ષણ પધ્ધતિ રાખવામાં આવી નથી. શહેરની મોટી ઉમ્મરની બહેનો પણ આમાં અપાતી કેળવણીનો લાભ લેવા આવે છે. કેળવણીનો પાયો પહેલેથી એટલે કે એકડેએકથી મજબુત રચવાના હેતુથી પ્રાથમિક કેળવણીથી અભ્યાસ શરૂ કરાવવામાં આવે છે. હાલ તુરત તો સરકારી ગુજરાતી કન્યાશાળાઓમાં જે પુસ્તકો વપરાય છે તેજ ચલાવવામાં આવે છે, પરંતુ અવકાશ મળે ધોરણ પ્રમાણે વાંચવાલાયક ચોપડીઓ તૈયાર કરવાનો વિચાર ચાલે છે. કેટલાક અંગ્રેજી પુસ્તકોનુ એડપ્ટેશન કરવામાં આવ્યું છે ને થોડાક વખતમાં છપાઇ તૈયાર થશે. શાળાનો ટાઇમ ( મોટી ઉમ્મરની છોકરીઓ પોતાના ગૃહકાર્યમાંથી પરવારી હાજરી આપી શકે ) એટલા માટે ૧૧ાાથી રાખવામાં આવ્યો છે. ૧૧ાા થી ૧૨ સુધી પ્રાર્થના ( સ્તુતી ) સઘળાં એકઠાં મળી એક હોલમાં કરે છે, ત્યારબાદ બરાબર બાર વાગે પોતપોતાના વર્ગમાં દાખલ થાય છે. બે વાગે અરધો કલાક રજા મળે છે, અને અઢીવાગે પાછા કલાસમાં જોડાય છે. સાંજના પાંચ વાગે સર્વે એકત્ર થઇ પ્રાર્થના કરી છુટા થાય છે. બાળપોથીથી તે સાત ધોરણ સુધીનો અભ્યાસ કરાવાય છે જેમાં અન્યશાળાઓ કરતાં નીચે મુજબનો અભ્યાસક્રમ જુદો પડે છે. એક ટ્રેનીંગ કલાસ હમણા એવા હેતુથી કાઢવામાં આવ્યો છે કે આશ્રમની વિધવાઓ આ કલાસમાં યોગ્ય શિક્ષણ લઇ પાછળથી શિક્ષક તરીકે આશ્રમને મદદગાર થઇ પડે.—

**ઇતિહાસ**—આ વિષયમાં સતીમંડળ-સદ્‌ગુણી સ્ત્રીઓના જીવન વૃતાંત વિગેરે ધોરણ પ્રમાણે ચલાવવામાં તથા વાંચી સંભળાવવામાં આવે છે.

**આરોગ્યવિદ્યા**—Sanitary Primer ગુજરાતી ભાષાન્તરપરથી તથા પ્રસંગોપાત ભાષણદ્વારા આ વિષય ચર્ચાવવામાં આવે છે.

**ગૃહવ્યવસ્થા**—ગૃહને લગતુ તમામ કામકાજ આશ્રમની સેવિકાઓ પાસે કરાવવામાં આવે છે તથા વનિતા વિદ્યાલયની બાળાઓ પાસે પણ વખતો વખત કામ લેવામાં આવેછે.

**ધર્મનીતિ**—ભામિનીભૂષણ, રામચંદ્ર, શ્રીકૃષ્ણચરિત્ર, મહાભારત, રામરક્ષા.

**સંસ્કૃત**—સંસ્કૃત માર્ગોપદેશિકા પ્રથમ ભાગ તથા બીજો ભાગ, ભગવદ્‌ગીતા, હિતોપદેશ, શબ્દરૂપાવલી, સ્ત્રોત્રપાઠ વિગેરે.

**અંગ્રેજી**—First Step in English by the Direct Method, Pathmala Part I. Long man's first Primer.

**ચિત્ર**—છાપેલાં કાર્ડોપરથી ચિત્રકામ કરાવવામાં આવે છે.

**સંગીત**—બોધમાળા પુસ્તક કે જે આશ્રમના એક વ્યવસ્થાપકે તૈયાર કર્યું છે તેમાંથી ગરબીઓ શ્લોકો તથા ભજનો તથા ગરબા ગવાડવામાં આવે છે.

આ શાળાની કેળવણી ઉપરાંત બીજી મુખ્ય બાબતો જેવી કેઃ—સારી રીતભાત, વિવેક, વિનય, સભ્યતા, ભગિનીભાવ, નમ્રતા, સાદાઇ, સ્વચ્છતા, સુઘડતાઇ, નિયમિતપણે કામ કરવાની ટેવ, ઉદારતા, પરોપકાર વૃત્તિ, કરકસર વિગેરે ગ્રહણ કરવા યોગ્ય અમૂલ્ય સદ્‌ગુણો તરફ ખાસ ધ્યાન આપી સૌ સૌના ગજા પ્રમાણે પ્રસંગોપાત વર્ગમાં તેમજ ભાષણ દ્વારા જ્ઞાન આપવામાં આવે છે.

**શિષ્યવૃત્તિ**—સ્કોલરશીપ આ વિદ્યાલયમાં બે વિધવા શિક્ષિકાઓને નર્સનું કામ શીખવા માટે ગુજરાતી અંગ્રેજીનો યોગ્ય અભ્યાસ કરી તૈયાર થવા માટે ડિસ્ટ્રીકટ લોકલ બોર્ડ તરફથી દરેકને માસિક રૂા. ૮) ની શિષ્યવૃત્તિ મળે છે.

**પરીક્ષા**—વર્ષમાં બે વખત એટલે કે છ છ મહીને પરીક્ષા લેવામાં આવે છે અને લાયક વિદ્યાર્થીને ઉપલા ધોરણમાં પણ ચઢાવવામાં આવે છે કે જેથી મોટી ઉમ્મરની છોકરીઓના શિક્ષણમાં ઘણાં વરસ જાય નહિ.

**( લાંબી રજા )**—ઉન્હાળાના ગરમ દિવસોમાં રજા એક માસની આપવામાં આવે છે.

## વનિતા કાર્યશાળા.

**વનિતા કાર્યશાળાઃ**—ઉપલા વિદ્યાલયને અંગે ભરત, ગુંથણ, શીવણ, કોર ચીતરવાનું કામ, સંચાથી મોજાં બનાવવાનું કામ વિગેરે નાના હુન્નરો જેથી પોતાનો નિર્વાહ થઇ શકે તેવા હુન્નરો માટે કાર્યશાળા સ્થાપી છે. જેમાં હાલ વિદ્યાલયમાં અભ્યાસ કરતી બ્હેનો વર્ગવાર હમેશાં નીમેલે સમયે દિવસમાં એકવાર એક કલાક હાજરી આપે છે. આ ખાતું સૌ૦ મગનબેન, સૌ૦ મણીબહેન તથા ગં૦ સ્વ૦ રતન બહેન જેઓ પોતાનો અમુલ્ય વખતનો ભોગ આપી શિખવે છે તેઓનું એ કામ ઘણુંજ આભારી છે. આ કાર્યશાળામાં બહારનું કામ તૈયાર કરી આપવામાં આવે છે અને જેનો દર સાધારણ શીવનાર દરજીઓ કરતાં ઓછો પડે છે, એટલુંજ નહિ પણ કપડું ઓછું થવાનો સંભવ બીલકુલ રહેતો નથી માટે શહેરના તેમજ દેશના સખી ગૃહસ્થોએ પોતાના ઓરડરો મોકલી ઉત્તેજન આપવું ઘટે છે.

## વનિતા ભંડાર.

**વનિતા ભંડાર**—આ ખાતું હમણાંજ કાર્યશાળાની સાથે સાથે રાખવામાં આવ્યું છે. જેમાં સ્ત્રીઓને પહેરવાના લુગડાં, ચારસા, છીંટો તથા થોડું ઉપયોગી કાપડ રાખ્યું છે તેમજ કાર્યશાળામાં છોકરીઓના હાથથી તૈયાર કરવામાં આવેલો માલ પણ મુકયો છે. આ શાળાની મુલાકાત લેનારા કેટલાક વીઝીટરો આ ભંડારમાંથી ખરીદ કરી ઉત્તેજન આપે છે. આશા છે કે આ ખાતું થોડા સમયમાં સજ્જન ભગિનીઓ તથા બંધુઓની સહાયથી ઘણી પ્રગતિ કરશે.

## વનિતા પુસ્તકાલય.

**વનિતા પુસ્તકાલય**—જાહેર કરવાને ઘણી ખુશી ઉપજે છે કે આ સંસ્થાને અંગે એક પુસ્તકાલય મુંબઇના ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળના પ્રમુખ સૌ૦ જમનાબહેન નગીનદાસ

સમ્રાઇને હાથે ૧૯૬૫ના ભાદરવા સુદમાં ખોલવામાં આવ્યું છે જેનો લાભ સુરત શહેરની કેળવાયલી સ્ત્રીઓને લેવાનું સુગમ પડે એવા વિચારથી આ આશ્રમના મકાનમાંજ પુસ્તકાલય રાખ્યું છે. આ સર્વેને જાણીતું નહિ હોવાથી ઘણીજ થોડી બહેનો આ પુસ્તકાલયનો લાભ લે છે પરંતુ આશ્રમે સુરતી પ્રજાની ખાસ કરી સુરતની તેમ ભગિનીઓની ખોટ આ કાર્ય બજાવી પુરી પાડી છે.

**સૂચના**—ન્યુસપેપરોના અધિપતિઓ તથા માસિકના વ્યવસ્થાપકો તથા ગ્રંથકર્તાઓ આ પુસ્તકાલય માટે સ્ત્રી કેળવણીને ઉત્તેજન આપવાની ખાતર પોતાના પેપરો, માસિક, તથા પુસ્તકો મોકલશે તો તે આભાર સહિત સ્વીકારવામાં આવશે અને એ કાર્યથી તેઓએ પોતાની ભગિનીઓ તરફની પોતાની યોગ્ય ફરજ બજાવેલી કેહેવાશે. આ દ્વારા જે ઉત્તેજન મળશે તે પણ એક પરોપકાર ગણાશે. આશા રાખવામાં આવે છે કે આ સંબંધી પત્ર લખી તેઓને તસ્દી આપવામાં આવે તે પહેલાં આ અમારી નમ્ર સૂચનાપર તેઓ સાહેબો ખાસ લક્ષ આપશેજ.

## વનિતા મંડળ તથા હિંદુ સ્ત્રી મંડળ.

**વનિતા મંડળ તથા હિંદુ સ્ત્રી મંડળ**—આ સંસ્થા તરફથી દરેક સુદ તથા વદ ૩ "હિંદુ સ્ત્રી મંડળ" તથા "વનિતા મંડળ"ની મીટીંગો મેળવાય છે જેમાં સ્ત્રી ઉપયોગી વ્યાખ્યાનો (ભાષણો) અપાય છે. આ **વનિતા વિશ્રામની** સંસ્થાથી આપણી સુરતી બહેનોને ફક્ત મેળાવડામાંજ એકઠા થવાનો ફાયદો થયો છે એટલુંજ નથી પરંતુ ત્યાં જઇ સ્ત્રી ઉપયોગી વ્યાખ્યાનો, ભજન કીર્તન વિગેરે શ્રવણ કરવાનો તથા પોતાના વિચારો પ્રદર્શીત કરવાનો અમુલ્ય લાભ મળ્યો છે. સુરત શહેરમાં ચાર પાંચ વર્ષ પહેલાં કોઇપણ " સ્ત્રી મંડળ " અસ્તીમાં નહોતું અને તે આ આશ્રમ થકી થયું માટે આ સંસ્થાએ સુરતની ભગિનીઓની એક વધુ સ્ત્રી ઉપયોગી સેવા બજાવેલી ગણાશે.

**બાળમંડળ**—આશ્રમની તેમજ વિદ્યાલયની નાની બાળાઓએ આ મંડળ સ્થાપ્યું છે અને તે દર રવિવારે એકઠાં થાય છે, અને નિબંધો વાંચે છે અગરતો ભજન ને ગરબાં ગાય છે.

# વનિતા વિજ્ઞાન.

**વનિતા વિજ્ઞાન માસિક**—જે ભગિનીઓ "વનિતા મંડળ" "હિંદુ સ્ત્રી મંડળ" તથા આશ્રમના શિક્ષણનો લાભ લેવા હાજરી આપી શકતી નથી તેઓને આ માસિકદ્વારા ઘેર બેઠાં સ્ત્રી ઉપયોગી વિષયો વાંચવાના મળે કે જેથી તેઓના મન કેળવાય અને વિચારો સુધરે એવા હેતુથી આ માસિક દરેક મહિનાની સુદ ૩ પ્રકટ થાય છે. સ્ત્રીઓ તરફથી પ્રકટ થતું અને સ્ત્રીઓને હાથે લખાતું ગુજરાતીમાં આ પહેલ વહેલુંજ માસિક છે. બે વર્ષ થયાં આ માસિક ચાલુ છે જેના આજે લગભગ ૭૫૦ ગ્રાહકો છે અને નવાં ગ્રાહકો થતાં જાય છે જે ટુંક વખતના બહોળા ફેલાવા ઉપરથી માલમ પડે છે કે આ માસિક લોકપ્રિય થયું છે-( વાંચનારના મનમાં કદાચિત્ ૭૫૦ ગ્રાહકોમાં વહેંચાતું માસિક બહોળો ફેલાવો પામેલું ન ગણાય પરંતુ અત્રે જણાવવું જોઇએ છે કે ગુજરાતી સ્ત્રીઓની કેળવણીના પ્રમાણમાં આ બહોળો ફેલાવો પામેલું માસિક ગણી શકાય. ) એનું **લવાજમ** માત્ર વર્ષનો રૂ૦ ૧) અંકે એક (પોસ્ટેજ સાથે) રાખવામાં આવ્યું છે એમાંથી કંઇ પેદાશ કરવાનો આશય નથી અને તેમ છતાં જો ખર્ચ કરતાં આવક વધારે થશે તો સુજ્ઞ ગ્રાહકોને જણાવવાની રજા લઇએ છીએ કે એ પૈસા આ આશ્રમમાં કેળવણી ખાતે ધર્મમાંજ વપરાશે એમ ખાત્રીથી માનવું.

બીજું આ સ્થળે એ લખવું જરૂરનું છે કે બે વર્ષમાં ફકત આ માસિકમાં એકંદરે સાત આઠ લેખકોજ બહાર પડયા છે અને તેમાં પણ વળી આ સંસ્થાના વ્યવસ્થાપકોનાંજ ઘણે ભાગે લેખો છે. દિલગીરીની વાત છે કે કેળવણી પામેલી તથા ટ્રેઇન્ડ થએલી બહેનો પોતે લીધેલી કેળવણીનો લાભ પોતાની અન્ય ભગિનીઓને આ માસિકદ્વારા આપવા બહાર પડતી નથી. આ માસિકમાં પુરુષોના લખાણ સ્વીકારવામાં આવતા નથી.

---

**નોંધ**—આ માસિક ગાયકવાડી રાજ્ય તરફથી કડી પ્રાંતની સરકારી ગુજરાતી કન્યાશાળાઓ માટે તથા લાઇબ્રેરી માટે મંજુર થયું છે અને એજ પ્રમાણે બીજાં દેશી રાજ્યોની કન્યાશાળાઓ તથા લાઇબ્રેરીઓ માટે રાજ્યના આગેવાન કેળવણી ખાતાના મુખ્ય અધિકારીઓ આ કામમાં બનતી સહાય આપશે તો તેઓનો આ સંસ્થા પ્રત્યે મોટો ઉપકાર થશે.

# શ્રી વનિતા વિશ્રામ સુરત.

## દાખલ થવાના ફૉર્મના નમુના

### (૧ વિધવાને માટે)

શ્રી સુરત વનિતા વિશ્રામના વ્યવસ્થાપકો જોગ.—

હું નીચે સહી કરનારની નમ્રતાપૂર્વક વિનંતિ કે હું વનિતા વિશ્રામમાં દાખલ થઇને ઓછામાંઓછાં ૫ વર્ષ સુધી રહી વિદ્યાભ્યાસ કરવાનું કબુલ કરૂં છું, તેમજ જેટલાં વર્ષ હું ઉપલા આશ્રમમાં રહી અભ્યાસ કરીશ તેટલાંજ વર્ષ પાછળથી તમો વ્યવસ્થાપકો, શિક્ષિકા, ઉપદેશિકા, ગૃહવ્યવસ્થા વિગેરે જે કંઇ આશ્રમને અંગનું કામ સોંપશો તે કરવા બંધાઉં છું. મેં વનિતા વિશ્રામના નિયમો વાંચી વંચાવી જોયા છે, અને તે મને સર્વ રીતે અનુકૂળ છે માટે આથી મારૂં નામ વનિતા વિશ્રામમા દાખલ કરવા મહેરબાની કરશો.

મિતિ તા૦

લિ૦ આજ્ઞાનુસારિણી સેવિકા

વિધવાનુ નામ (સહી)
ઉમ્મર (જન્મ દિવસ)
જ્ઞાતિ
જન્મભૂમિ
પિતાનું નામ તથા ધંધો ઠેકાણું
પતિનું નામ તથા ગામ
જે રક્ષક હોઇ વાલી તરીકે પોષણ કરતુ હોય તેનું નામ ઠેકાણું
શું શું અભ્યાસ કર્યો છે
બાળવિધવા છે કે કંઇ સંતતિ છે? હયાત કેટલાં વિગેરે
પોતાને ખર્ચે રહેવું છે કે આશ્રમને
હાલ રહેવાનું પુરેપુરૂં સરનામું

---

૧ વિધવા—એકથી વધારે નાના બાળકવાળી વિધવાને બાળકો સાથે હાલ આશ્રમમાં રાખી શકાય એવી જોગવાઇ નથી માટે તેવી વિધવાએ અરજ કરવી નહિ.

૨ ઓછામાંઓછાં પાંચ વર્ષ સુધી અભ્યાસ કરવો પડશે.

૩ પોતાને ખર્ચે રહેનારને વિદ્યાભ્યાસ કર્યા પછી આશ્રમની સેવા બજાવવા વધારે રહેવું ઇચ્છા નહિ તે તેની પોતાની મરજી ઉપર

## સગીર વિધવાના વાલીએ ભરવાનું ફૉર્મ.

શ્રી સુરત વનિતા વિશ્રામના વ્યવસ્થાપકો જોગ--

ઉપરની અરજ કરનાર મારી થાય છે અને એનો કાયદાપૂર્વક વાલી હું છું જે કંઇ મજકુર અરજીમાં એણે જણાવ્યું છે તે મારા જાણવા પ્રમાણે ખરૂં છે. મેં એ સંસ્થાના નિયમો વાંચી વંચાવી જોયા છે માટે જ્યાં સુધી એ સગીર છે ત્યાં સુધી એને આશ્રમમાં ઉપર લખેલી મુદત સુધી રહેવા તથા અભ્યાસ કરાવવા અને એ સંસ્થાની ઉન્નતિમાં યથાશકિત મદદ કરવા હું મારો બનતો પ્રયત્ન કરીશ.

મિતિ તા૦

વાલીની સહી________________

પુરૂં સીરનામું________________

---

## સગીર સધવાના વાલીએ ભરવાનું ફૉર્મ

ઉપરની અરજ કરનાર મારી થાય છે અને એનો કાયદા પુર્વક વાલી હું છું જે કંઇ મજકુર એણે અરજીમાં લખ્યું છે તે મારા જાણવા પ્રમાણે ખરૂં છે. આ સંસ્થાના નિયમોથી હું વાકેફ થયો છું માટે જ્યાં સુધી એ સગીર હોઇ ગૃહિણીની ફરજોની જોખમદારી બરાબર સમજતી થાય નહિ ત્યાંસુધી મારે એને. વનિતા વિશ્રામમાં રહેવા દેવી તથા અભ્યાસ કરવા દેવો.

મિતિ તા૦

વાલીની સહી________________

પુરૂં સરનામું________________

# વનિતા વિશ્રામ-સુરત.

## કન્યાના વાલીએ ભરવાનું ફોર્મ

શ્રી સુરત વનિતા વિશ્રામના વ્યવસ્થાપકો જોગ:—

હું નીચે સહી કરનારની વિજ્ઞપ્તિ કે મારી

નામે ઉમર જ્ઞાતિ

અભ્યાસ રહેવાનું ઠેકાણું ને

વનિતા વિશ્રામમાં રહેવા તથા અભ્યાસ કરવા મુકવી છે. મેં આ આશ્રમના નિયમો વાંચી વંચાવી સાંભળ્યા છે અને તે મને સર્વ વાતે કબુલ છે. જ્યાં સુધી એ છોકરી ઓછામાં ઓછી ચૌદ (૧૪) વર્ષની એટલે કે પરણવાને લાયક ઉમ્મરની થાય નહિ ત્યાં સુધી સદરહુ સંસ્થામાં રાખીને એનો વિદ્યાભ્યાસ હું જારી રખાવીશ. લાયક ઉમ્મરની થયા શિવાય એના લગ્ન નાની વયમાં નહિ કરવા હું પોતે આથી બંધાઉં છું.

મતિ તારીખ

લિ૦

(વાલીની સહી) ____________________

પુરું સરનામું ____________________

# વનિતા વિશ્રામ, સુરત.

## ( સધવા માટે )

શ્રી સુરત વનિતા વિશ્રામના વ્યવસ્થાપકો જોગઃ-

હું નીચે સહી કરનારની સવિનય વિનતિ કે હું વનિતા વિશ્રામમાં દાખલ થઇને જ્યાં સુધી હું ગૃહિણીની ફરજો બરાબર સમજું નહિ ત્યાં સુધી રહી વિદ્યાભ્યાસનો લાભ લેવા કબુલ કરૂં છું. તે દરમ્યાન તમો વ્યવસ્થાપકો આશ્રમને અંગનું જે કાંઇ કામ મને સોંપશો તે કરવા હું બંધાઉં છુ અને પાછળથી એટલે કે મારા ગૃહકાર્યમાં જોડાયા પછી પણ આ સંસ્થાની ઉન્નત્તિ તથા હિતના સર્વ ઉપાયો યોજવા તથા તન, મન કે ધનની યથાશકિત મદદ કરવા હું હમેશાં તત્પર રહીશ. મેં વનિતા વિશ્રામના નિયમો વાંચી વંચાવી જોયા છે અને તે મને સર્વ વાતે અનુકૂળ છે માટે આ અરજપરથી મારૂં નામ વનિતા વિશ્રામમાં દાખલ કરવા મહેરબાની કરશો—

મિતિ તારીખ

લિ૦ આજ્ઞાનુસારિણી સેવિકા

(સહી)

નામ
ઉમ્મર (જન્મ દિવસ)
જ્ઞાતિ જન્મભૂમિ
પિતાનુ નામ તથા ધંધો અને ઠેકાણું.
પતિનું નામ ધધો અને ઠેકાણું.
શું અભ્યાસ કર્યો છે.
કંઇ સંતતિ થઇ છે અને હોયનો કેટલી-હયાત કેટલાં વિગેરે.
હાલ રહેવાનું સરનામું

# સેવિકાઓએ પાળવાના નિયમો.

(૧) સેવિકા તરીકે આશ્રમમાં દાખલ થયાં પછી એટલે કે તેજ દિવસે જે કંઈ રોકડ સીલક દાગીના વસ્ત્રો (જે રોજનાં વપરાસના નહિ હોય તે) વ્યવસ્થાપકોને એક લીસ્ટ કરી આપી સ્વાધીન કરવાં.

(૨) સવારનાં પાંચ વાગે ઉઠવું તથા પોતાના આશ્રમ તથા અધિકાર પ્રમાણે જપ, પૂજા વિગેરે કરી ધર્મનું પાલન કરવું અને નીમી આપેલા સમય પ્રમાણે પોતપોતાના કાર્યમાં જોડાવું.

(૩) સ્વતંત્રપણે વ્યવસ્થાપકોની રજા શિવાય પોતાથી કાંઇ ખર્ચ કરી શકાશે નહિ તેમજ કોઇની મારફત બહારથી કંઇ વસ્તુ વ્યવસ્થાપકોની પરવાનગી મેળવ્યા શિવાય મંગાવી શકાશે નહિ.

(૪) કોઇપણ સેવિકાથી વ્યવસ્થાપકોની આજ્ઞા વગર બહાર જઇ શકાશે નહિ. આજ્ઞા મળેથી પણ એકલા જવું નહિ પોતાની સાથે બીજી સેવિકાને લઇને જવું.

(૫) બહારગામની સેવિકાઓને તેઓના વાલીનો (વ્યવસ્થાપકોને સ્વાધીન કરનાર બન્ધુ અથવા ભગિનીનો) ફકત પત્ર આવેથી એકલાં જવાની રજા મળી શકશે નહિ પરંતુ તેનો ખાસ માણુસ જેને એ સેવિકા ઓળખતી હોય તેવા માણુસ તેડવા આવશે તો તેની સાથે જવાની વ્યવસ્થાપકોને કાંઇ અગત્યનું કારણુ જણુાશે તો રજા આપશે. જેટલા દિવસની રજા મળી હોય તેટલા દિવસમાં હાજર થવું પડશે અને કંઇ જરૂરી કામસર વધારે રોકાવું પડે તો તેઓના વાલીએ તુરત ખબર આપવી. રજાના દિવસ પૂરા થયે પંદર દિવસમાં વધુ ગેરહાજર રહેવાનું કારણુ નહિ લખી જણુાવવામાં આવશે તો તે સેવિકાનું નામ તેના વાલીને પુછાવીને કાઢી નાખવામાં આવશે.

(૬) પોતાનું કોઇ સગુંવ્હાલું ઇત્યા ઓળખીતુ આશ્રમમાં ખબર લેવા આવ્યું હોય તો વ્યવસ્થાપકોને તે બન્ધુનું અથવા તો ભગિનીનું નામ ઠામ, કયાંથી આવે છે તે સઘળો ખુલાશો કરી આજ્ઞા લઇ મળવું.

(૭) કંઇપણ ખાનગી પત્ર વ્યવહાર કોઇપણ સેવિકાએ તેમજ તેના વાલીએ કરવો નહિ તેમજ ખાસ કામ શિવાય પત્ર લખવો નહિં. પોતાના અભ્યાસ તંદુરસ્તી વગેરે સમાચાર માટે મહિનામાં એક વખત પત્ર લખવો અને તે લખીને વ્યવસ્થાપકોને સ્વાધીન કરવો; જેને લખતાં વાંચતાં નહિ આવડે તેવાંએ બીજી સહચરિ પાસે લખાવવો.

(૮) કોઇપણ પુરુષ સાથે જરૂરીયાતી કામ શિવાય ભાષણાદિ વ્યવહાર કરવો નહિ.

(૯) સેવિકાઓએ એક બીજાની સાથે ભગિનીભાવથી રહેવું, કોઇ જોડે મોટેથી બોલવું કે ક્રોધથી કુશબ્દ ઉચ્ચરવા નહિ; કદી પણ અસત્ય બોલવું નહિ અને સદ્ગુણને નીતિથી વર્તવું. કોઇ સાથે રાગ દ્વેષ રાખવો નહિ પણ સમતાથી રહેવું.



## આ સંસ્થાના વિઝિટરોના થોડાક અભિપ્રાયો.

I am very pleased to have been able to visit this Widows Home and School so soon after the commencement of its career and to wish its teachers every success in their work. I was able to see a promising amount of industrial work lace and machine knitting. There is a supply of beautiful apparatus for the teaching of physiology etc. I hope the teaching will be worthy of it.

Jan. 20-1908.

Sd. G. ASHWORTH
Inspectress of Girls' Schools,
Bombay N. D.

---

I visited the Ashram to day some what in a hurry and was much pleased with the excellence of the plan and the general arrangements. The institution is still in its infancy but there is every promise of its proving a great National blessing. The beneficence of R. B. Dolatrai Sampatrai and of the family of Prof. T. K. Gajjar which has given it birth is worthy of all praise, and will I am sure receive evey encouragement from the outside public. I hope to be able to visit it once again soon.

21-4-08.

Sd. AMBALAL S. DEWAN.

I had promised Nanibhen to visit this institution when I came to Surat and I accordingly came here this evening. I went over the building and I saw the boarders and the day scholars I found the arrangements quite satisfactory. An Institution of this kind is a great desideratium, and it has considerable scope for vast development. The public of this place and the rest of Gujarat and Bombay ought to help this Institution as much as possible. I trust Surat Gentlemen will form a Committee with a view to get public help for the Institution like the one recently formed in Bombay.

5th August 1909.

Sd. GOKULDAS K. PAREKH.

---

It was a great pleasure for me to visit this Institution and admire the charity and philanthropy of these ladies who are devoting themselves, to young widows educating them mentally and practically in a religious atmosphere. I have no doubt this work will develop and that later on more time will be given to History and Geography.

January 7th 1910.

Sd/. Agnes Mc LAIM M. D.

---

Visited this afternoon. The management is splendid. The institution is unique and worked with a spirit of disinterested and earnest self sacri-

fice and devotion. All lovers of the country should try their utmost to help the Institution. I wish it a hearty success. अस्तु!

14-1-10.

G. G. DESAI

D. D. Collector, Broach.

---

Visited the Vanita Vishram to day. I am much pleased with what I saw here. Naniben and Bajigavriben have heen trying their best to ameliorate the condition of helpless widows and women in general, The needful education in religion is also given to widows. I wish several such Institutions should he established in India. This institution deserves every sort of pecuniary assistance.

27th April 1910.

Sd/. SOONDERDAS NARANDAS
Solicitor.

---

I visited the School to day and was much interested in all I saw. All the inmates seem very bright and happy and it is interesting to find that they are gathered from far as well as from near. As far as I could judge the Institution is doing a a most useful work.

Sd/. G. M. ALCOCK.

---

આજ રોજ આશ્રમની મુલાકાત લીધી. આશ્રમની વ્યવસ્થા ઘણા ઉત્તમ પ્રકારની જોવામાં આવ્યાથી હું ઘણોજ ખુશી થયો છું. આશ્રમે એક ખરી અને અગત્યની ખોટ પુરી પાડી છે. આવા આશ્રમની આજના વખતમાં ઘણીજ જરૂર છે. આ આશ્રમમાં શીક્ષણ બાળાઓને જેવું જોઇએ તેવું અપાય છે. આ આશ્રમ પછવાડે પોતાના તન મન અને ધનથી ગંગા સ્વરૂપ બહેન નાનીબહેન ગજ્જર તથા ગંગા સ્વરૂપ બહેન બાજીગૌરી ખરા મનથી પોતાનો સઘળો વખત રોકી આ આશ્રમને સારી સ્થીતીમાં લાવ્યા છે તેથી તેઓને હું ખરેખરો ધન્યવાદ આપું છું. અને આ પરોપકારી કામમાં ઇશ્વરકૃપાથી તેઓને સરવે સદ્ગૃહસ્થો તરફથી યોગ્ય મદદ મલે એવી મારી સરવે ભાઇઓ અને બહેનોને વીનંતી છે. આવા આશ્રમ એક બે કે ચારની મદદથી ચાલી શકે નહીં માટે સરવે ભાઇઓએ આ કામમાં મદદ કરવીજ જોઇએ આપણા લોકો પરમાર્થ કરવામાં કોઇ રીતે પછાત નથી પણ આજ લગી જે રસ્તે દાન ધરમ થતો હતો તે રસ્તામાં થોડો ઘણો ફેરફાર થવાની જરૂર છે અને આવા આશ્રમ તરફ દયા ભાવ બતાવી પોત પોતાની ઉદારતા બતાવી યથાશકતી મદદ કરશે તો આ આશ્રમની બાળાઓ અને વિધવા ઉપર ઘણો ઉપકાર થશે. હું મારી યથાશકતી પ્રમાણે આ આશ્રમને રૂ૦ ૫૦૦) પાંચસોની મદદ કરૂંછું અને દર માસે રૂ૦ ૪) આ આશ્રમના ચાલુ ખરચ માટે આપવા કબુલ થાઉં છું. આજ રોજ પાંચ માસના રૂ૦ ૨૦) રોકડા આપ્યા છે.

Sd/. DAYABHAI HARJIVANDAS.

---

Visited the Vanita Vishram this evening. It is a very beneficial Institution which has been kept under able and well conducted management. Such an institution is very needed for the relief of helpless widows among the upper class Hindu Society; and the managing ladies (Baji Gavri Bai and Shivgavri Bai) should be congratulated upon

undertaking such a philanthropic work at so much personal sacrifice both of money and personal labour. It is based on the model of the much older and well established Institution of Professor Karve in Poona for the Deccan and deserves full sympathy.

27-11-10.

Sd/. ICHHARAM B.
Hazur Treasury Officer Surat.

---

Mrs. Saint Nihal Singh and I especially came up to Surat to visit this Institution. We have been very much pleased with the able manner in which it is conducted. We wish there were many "Homes" like this throughout India.

January 4-1910.

Sd/. SAINT NIHAL SINGH.

---

Visited. I am very glad to see the progress that has been made in all the branches of the Ashram and especially with the healthy mental, moral and physical development which the inmates show. The religion which seeks the unfoldment of the spirit and true and innocent happiness and it is mistake to think that it was denied to our widowed sisters by Religion.

11-2-11.

Sd/. D. H. TRIVEDI,
City Magistrate—Surat.

I have great pleasure to visit this Vanita Ashram and so much pleased to see the progress of girls and widows and so skilfully she trains that I respectfully request to public to assist this Ashram as they can.

11-2-11.

Sd/. HIRACHAND NEMCHAND
Javeri J. P.
H. P. Magistrate.

---

Visited, and was very pleased with all I saw though I had not time to make a thorough inspection of the Institution.

25-2-11.

Sd/. C. G. HANDERSON
Collector-Surat.

---

Surat, 6-9-10.

The Vanita Vishram of Surat is an asylum for poor helpless Hindu widows and a school for educating girls on the basis of ancient Aryan ideals. It supplies lodging and boarding to poor Hindu widows and trains them in developing the higher emotions of sacrifice love for duty and God and humanity in general.

I cannot conceive of a better object of charity for those large minded philanthropists on whom

God has been generous in gifts of money and liberal disposition.

Sd/. MANILAL AJITRAI,
City 1st C. Magistrate
Surat City.

---

While at Surat last in connection with the 23rd Indian National Congress, I had the pleasure of having a look at the Vanita Vishram, started by you and managed by your revered sister.

Need I say that I was highly pleased to see the School as well as the Home connected there-with. The little Library attached to the former and the Kindergarten articles and other plans and diagrams &c., that I saw there for the intended use of the teachers and the pupils impressed me very much.

Permit me to congratulate most heartily upon your patriotic enterprise. Your is a house hold name already but I am sure the fresh proof of your patriotism will immensely add to your well-deserved popularity. The fact that your own sister is to manage it with the cooperation of other ladies whom I had the pleasure of meeting there, almost ensures its success.

The future of India is mostly in the hands of her mothers and every one who helps in the elevating and educating of Indian mothers deserves every

praise. I am afraid I can not speak too highly of your this new enterprise.

Believe me to be,
Yours very sincerely
Sd/- LAJPATRAI

---

( મુંબઇના નામદાર ગવરનર સાહેબનો અભિપ્રાય )

Lady Clarke and I visited the Vanita Vishram on the 6th March and were much pleased with all we saw. The happiness of the inmates, widows and orphans, was evident, and those who watch over them are rendering just the kind of service which India needs, and which women only can give to their sisters in distress.

Sd/- G. S. CLARKE
22nd March 1911.

---

I was very glad to visit this Widows' Home and see the good work going on. May God bless India with many more such widows as those who are managing this Home.

Sd/- F. I. BROOKS.
27th March 1911.

---

આ વિશ્રામ ભલી બાઇઓના ભલા કામનો કીર્તિ સ્થંભ છે.

તા૦ ૧૧-૪-૧૧

(સહી) નીલકંઠરાય ડાહ્યાભાઇ
પ્રીન્સીપાલ વીકટોરીઆ બ્લાઇન્ડ સ્કુલ-મુંબાઇ.

---

માત્ર એક કે બે મનુષ્યો (અને તે પણ સ્ત્રીઓ) પોતાનું તન મન અને ધન અર્પણ કરીને જન સેવામાં કેટલું કાર્ય કરી શકે છે તેનો આ વનિતા વિશ્રામ પ્રત્યક્ષ પુરાવો છે.

છોકરીઓનો અભ્યાસ તથા તેઓને રેહેવાની વ્યવસ્થા અને ખાસ કરીને સુઘડતા પ્રસંસા પાત્ર છે.

તા૦ ૧૭મી મે સને ૧૯૧૧

(સહી) ધરમસી મોરારજી ગોકુલદાસ.

---

ઉપરના શેઠ ધરમશીના વીચારને હું મળતો થાઉં છું, અને મારી ખુશીના પુરાવા તરીકે રૂ૦ ૫૧) ફંડમાં ભરી આપું છું.

તા૦ ૧૭-૫-૧૧.

(સહી) વજેરામ શાકેરરામ દીવાન

---

I agree with the above remarks and subscribe 51/- in support of the funds.

21-5-11

Sd/. DHANPRASAD HIRALAL VAKIL.

---

વનિતા વિશ્રામની મારી મુલાકાતથી હું ઘણોજ ખુશી થયો છું અને સંસ્કૃત અને બીજા સાહિત્ય વીગેરેના શિક્ષણ સંબંધી પણ પરિપૂર્ણ વ્યવસ્થા છે. અને ખાસ કરીને ઉંચા વર્ગની વિધવા સ્ત્રીઓને વાસ્તે તો આવું ઇન્સટીટ્યુશન ખરેખર બહુજ ઉપયોગી છે.

૨૮-૪-૧૧

(સહી) નંદલાલ મોતીલાલ

We endorse the above

Sd/- Bhulabhai G.
,, Thakordas N. Kazi
,, Pritamlal Dhirajlal
,, Virsukhram Javachram

---

આજરોજ વનિતા વિશ્રામની મુલાકાત અમોએ લેતાં અમારો આત્મા ઘણો પ્રસન્ન થયો છે; સંસ્કૃત સાહીત્ય શીક્ષણ, ભરવા ગુંથવાનું, શીવવા વીગેરેનું કામ ઘણું વખાણવા લાયક છે; ખાસ કરીને ધ્યાન ખેંચે છે તે એકે આ સઘળી વ્યવસ્થા બેહેન નાની બેન તથા બાઇજીગવરીથી એવી રીતે થયેલી છે કે નાની કુંવારીકા, સધવા, વિધવા સર્વે સાથે એક ઘરમાં હળી મળીને આનંદમાં દીવસો નિર્ગમન કરે છે; જેથી એ બન્ને બહેનોનું જીવન સાફલ્ય છે; શ્રી પરમાત્મા તેમની ઉચ્ચ ગતી કરો, અને તેમના દાખલાથી ઠામે ઠામ તેવા વનિતા વિશ્રામ થાઓ એવી પ્રાર્થના છે.

તા૦ ૨૯-૪-૧૧

(સહી). રતીશંકર ગીરજાશંકર (ભાવનગર)
,, કપીલરામ કેશવરામ શુકલ.

---

The institution is a valuable proof of the new spirit which is breaking up the Hindu religion in its old sense. × × ×

× × × × × ×

The atmosphere of the whole Institution is bright and hopeful. Nothing about it in Vanita and there is little " Vishram ". It breaths entirely of hope and industry. I shall always be ready to help it in every way.

25-10-10

Sd/- F. ANDERSON
Collector.

---

TRUE COPY.

Surat, 28-12-10.

Dear Madam,

I have much pleasure in informing you that I most certainly consider that the Vanita Vishram is an Institution thoroughly deserving the support of any charitable disposed benefactor. I was pleased to find such good work being done for girls who are often very ill provided for when left widows in Hindu families, and also I was pleased to notice that girls of other communities also Parsis and others who are not widows were taking advantage of your zeal and charity. I am confident that the Trustees of the Wadia Fund will be quite satisfied of your claims to their support if they see the good work you are doing.

Sd. F. G. H. ANDERSON.
Collector Surat.

## ભેટ સહાય તથા મદદ.

ભેટ મોકલનાર બંધુઓ તથા ભગિનીઓને જણાવવું જરૂરતું છે કે જુદાં જુદાં ખાતાં રકમના પ્રમાણમાં તથા ભેટ આપનારની અનુકુળતા સાચવવા ખાતર રાખ્યાં છે અને જે રકમો તેઓ મોકલે છે તે તેઓની ઇચ્છાનુસાર તે ખાતામાં જમા કરવામાં આવે છે. કેટલાક ગૃહસ્થો તથા ભગિનીઓને એની માહિતી નહિ હોવાથી વારંવાર કયે ખાતે જમા કરાવવા તે સંબંધી પુછપરછ થાય છે તો તેનો ખુલાસો નીચેની બાબતપરથી જણાશે.

૧. **ઇલેકટોરેટ:**-રૂ૦ ૫૦૦) અગરતો તેથી વધારે રકમ ભરનાર ઇલેકટોરેટનો મેમ્બર કહેવાશે અને આ સંસ્થાની વ્યવસ્થા સંબધી સૂચના તથા મત આપી શકશે આ રકમનું ફક્ત વ્યાજ વાપરવામાં આવશે અને મુદ્દલ અનામત રહેશે.

૨. **કાયમ ફંડ:**-આ ખાતામાં રૂ૦ ૧૦૦)થી તે રૂ૦ ૪૯૯) સુધી લઇ શકાશે. આ રકમનું પણ ફકત વ્યાજ વપરાશે અને મુદ્દલ અનામત રહેશે.

૩. **પરચુરણફંડ:**આ ખાતામાં રૂ૦ ૧૦૦)ની અંદરની કોઇપણ રકમ સ્વીકારવામાં આવશે.

૪. **માસિક ફંડ:**પોતપોતાની સ્થિતિ અનુસાર તથા અનુકુળતા પ્રમાણે આપવાનું બની શકે એવા હેતુથી આ ખાતામાં મહિને મહિને પોતાના ઠરાવ પ્રમાણે અમુક રકમ અમુક મુદ્દત સુધી જમાં થાય છે. બીજાં ખાતાઓ કરતાં આ ખાતું લોકોને વધારે સગવડભરેલું થયલું હમારા અનુભવપરથી જણાય છે.

આ શિવાય અનાજ-દાણો, વાંસણ, કાપડ, પુસ્તકો, વિગેરે જે કંઇ ખપતી વસ્તુ મદદરૂપે આપવામાં આવશે તે ઉપકાર સહિત સ્વીકા-

રવામાં આવશે અને તેની નોંધ વનિતાવિજ્ઞાન માસિકદ્વારા લેવામાં આવશે. સેવિકાઓને શહેરમાંથી લગ્ન પ્રસંગે કે એવા કોઇ ખુશાલીને પ્રસંગે કેટલાંક પરોપકારી બંધુઓ તથા ભગિનીઓ તરફથી ભોજનને માટે આમંત્રણ થાય છે પરંતુ તેઓને મોકલવામાં આવતાં નથી અને તેને બદલે જે કંઇ રોકડ રકમ ભોજન નિમિત્તે ભેટ તરીકે આવે છે તે સ્વીકારાય છે અને તે રકમ ખાસ સારૂં ભોજન આપવામાં વપરાયછે.

ચાલુ સાલમાં મરહુમ એન૦ એમ૦ વાડીઆજીના ચેરીટી ફંડમાંથી ટ્રસ્ટીઓ તરફથી ચાલુ ખર્ચને માટે એક વર્ષના રૂ૦ ૧૦૦૦) અંકે એકહજાર આ સંસ્થાને મળ્યા છે જેને માટે તેઓનો જેટલો આભાર માનીએ તેટલો ઓછો છે.

મી૦ મેહેરવાનજી કેખશરૂ આલપાઇવાળા, બીકનેર મેરવાનજી અને રોમર સોલીસીટરની પેઢીનાએ સદરહુ સંસ્થાનું ટ્રસ્ટડીડ કંઇપણ ફી ચાર્જ કર્યા વગર તૈયાર કરી આપ્યું છે તેથી તેમનો આભાર માનવામાં આવે છે.

આ સંસ્થા રા૦ રા૦ શ્રીપતરાય હકુમતરાય કે જેઓ પોતાની અવકાશે આશ્રમની સેવિકાઓને ધર્મનીતિનું શિક્ષણ આપે છે અને પોતાથી બનતી મદદ કરે છે તેમનો પણ આભાર માને છે.

ડૉ૦ રૂખમાબાઇ કે જેઓ હમેશાં આશ્રમની સેવિકાઓની તન્દુરસ્તી સંબંધી પુરતી કાળજીથી દવા વિગેરેની મદદમાં તત્પર રહે છે તેઓની પણ આ સંસ્થા ઘણી આભારી છે.

વળી આ સંસ્થા રા૦ રા૦ મણીલાલ નરસિંહદાસ નવસારી ભાગળ આગળની ફ્લોર મીલના પ્રોપ્રાયેટર જેઓ આશ્રમનું દળણું કંઇપણ ચાર્જ વગર દળાવી આપે છે તેમનો પણ આભાર માને છે.

આ સ્થળે નાની નાની રકમો તથા મદદરૂપે પુસ્તકો વિગેરે જે જે ગૃહસ્થો તથા સુજ્ઞ બહેનો તરફથી મળ્યાં છે - તેની પહોંચ તો વનિતાવિજ્ઞાન માસિકદ્વારા સ્વીકારાઇ ગઇ છે પરંતુ ફરીથી એકવાર આ સંસ્થા તેઓનો ઉપકાર માને છે અને ઇચ્છેછે કે તેવીને તેવી તેઓની ઉદારવૃત્તિ આ આશ્રમ પ્રત્યે પ્રભુ કાયમ રાખે.

ભાઇઓ અને બહેનો મ્હોટામાં મ્હોટું દાન વિદ્યાનું છે અને તે દાન આ સંસ્થા તરફથી તમારી ભગિનીઓને અપાય છે અને તે ચ

રાખવા તમારી ધર્મની ફરજ સમજી આવા માંગલિક પ્રસંગોમાં તમારા ખર્ચનો એક સોમો હિસ્સો પણ આપો કે જેથી આ ગરીબ ગાયો તે ખાઇને વિદ્યાદાન લઇને તમોને આશીર્વાદ આપે અને યોગ્ય શિક્ષણ લઇ દેશનો ઉદય કરે.

આ સંસ્થા શહેરના બધુઓ તથા ભગિનીઓ તરફથી કંઇ પૈસાનીજ મદદ માગતી નથી પણ તેઓ પોતાની શકિત અનુસાર તન અને મનની મદદ કરે એવું ઇચ્છે છે. આ શહેરમાં પેન્શનરો તથા કેળવણી લીધેલી સ્ત્રીઓ ઘણી છે, અને તેઓ જો પોતાને અનુકુળ આખો વખત નહિ તો એકાદ કલાક પોતાને લાગે તે વિષયપર શિક્ષણ આપે તો તે મદદ પણ કંઇ ઓછી કહેવાય નહિ. બન્ધુઓ તથા ભગિનીઓ ? પ્રો૦ કર્વેનો પુના શહેરનો આશ્રમ કે જ્યાં સો વિધવાઓ રહે છે અને શિક્ષણ લે છે ત્યાં પેન્શનરો તથા કેળવણી લીધેલી બી૦ એ૦ વિગેરે ડીગ્રી મેળવેલી ભગિનીઓ આ ધર્મની ફરજમાં પોતાના વખતનો ભોગ આપે છે અને તેવું થવાની અહિં આશા રાખવામાં આવે છે અને ધારવામાં આવે છે કે આ ફરજ અદા કરવા આપણા શહેરી બંધુઓ તથા ભગિનિઓ હવે પાછળ પડશે નહિ.

બીજી મદદ વર્તમાનપત્ર તથા માસિકના અધિપતિઓ તરફથી મળવાની આ સંસ્થાની જીજ્ઞાસા છે અને તેઓને વિનંતિ છે કે તેઓએ પોતાના પત્રદ્વારા આ સંસ્થા સંબંધી વખતોવખત જાહેરખબર આપી તથા એડીટોરીઅલ કોલમોમાં પોતાના અભિપ્રાય સાથે જૈનમંડળને એની સ્થિતિથી તથા કાર્યક્રમથી જાણકાર કરવા. અધિપતિ સાહેબો આ બાબત તમો જેટલું કરી શકશો તેટલું કોઇ કરી શકે તેમ નથી અને એના બદલામાં કોઇ જુદાજરૂપે ઇશ્વર તમને સહાય થશેજ.

અમારા જાણવામાં છે કે હમણાં હમણાં દરેક જ્ઞાતિની સમાજ-મંડળ-કોનફરન્સ થઇ છે અને એ સઘળામાં સ્ત્રી કેળવણી માટે અમુક રકમો કાઢવામાં આવી છે અને તે સ્કોલરશીપ આપવામાં બોર્ડીંગ ખોલવામાં કે એવા બીજાં કાર્યો માટે વાપરવામાં આવે છે તો તેવી સમાજ-મંડળ કે કોનફરન્સના આગેવાન બંધુઓને વિજ્ઞપ્તિ કરવામાં આવે છે કે આ સંસ્થા તમારી પોતાનીજ જ્ઞાતિની છે (કારણ જ્ઞાતિનું ...ણુ આ સસ્થાનો લાભ લેતું હશે, હાલ લાભ નહિ લેતાં હશે તો

વખત જતાં આવશે. આશ્રમમાં રહેનાર સેવિકાઓનું લીસ્ટ આગળ વર્તમાન સ્થિતિના મથાળા નીચે આપ્યું છે. અને તેમાં જ્ઞાતિનું કાલમ આજ હેતુથી આપવામાં આવ્યું છે, તે ખાસ તસ્દી લઇ જુઓ ) એમ સમજી આ સંસ્થા તરફ તમારો ઉદાર હાથ લંબાવો. વિચાર કરો કે તમો ખાસ જુદી, સ્ત્રીઓને માટે બોર્ડીંગ તથા શાળા ખોલવા જાઓ તો કેટલો ખર્ચ થાય. અને ખર્ચ કરતાં પણ કાર્ય સિદ્ધિ થતી નથી, કારણ તન મન અને ધન અર્પણ કરનાર સ્ત્રી શિવાય સ્ત્રીઓની સંસ્થાની વ્યવસ્થા બરાબર થઇ શકેજ નહિ. અને તેવી ભગિનીઓ આવા વખતમાં કોઇકજ નીકળે. તો બંધુઓ આ આશ્રમ કે જે તમારી જ્ઞાતિની સ્ત્રીઓનેજ માટે છે, તેને શા માટે તમારા ફંડનો કંઇ લાભ નહિ આપો. એમ છતાં ફંડમાંથી મોટી રકમ આપવામાં કંઇ વાંધો લાગતો હોય તો તમારી જ્ઞાતિની શિક્ષિકાઓ કે જે આ આશ્રમનો લાભ લેતી હોય તેને શિષ્યવૃત્તિ ( સ્કૉલરશિપ ) આપવા તરફ આગેવાનો લક્ષ આપશે એવી નમ્ર સૂચના છે.

અત્રે દીલગીરીની સાથે લખવું પડે છે અને એ વાત ગુપ્ત નથી કે આ ધર્માદા ફંડના રૂા૦ ૮૦૦૦) અંકે આઠ હજારની રકમ સારા આબરૂદાર અને આગેવાનમાં ખપતા ગૃહસ્થોના વિશ્વાસથી સુરતની જાફરઅલ્લી મીલમાં ડીપોઝીટ મુકેલા તે સદરહુ ગૃહસ્થોને ઘણી ઉઘરાણી કર્યા છતાં પાછા ન આપ્યા ને આ સ્થિતિ આવી. એ પણ એક કાળની ખુબી છે ! હજી આશા રાખવામાં આવે છે કે ઇશ્વર તેઓને તેમના સોબતીઓ અને તેમની મિલકતના ટ્રસ્ટીઓને સુમતિ આપે; કે જેથી આ ગરીબ ગાયોનો મ્હોંમાંનો કોળીઓ ગયેલો આવે વળી અમારી એવી પણ પરમ કૃપાળુ-પરમાત્મા પ્રત્યે પ્રાર્થના છે કે સદરહુ મીલના માજી એજન્ટ મી૦ બાલુભાઇ કે જેઓ આ સંસ્થા તરફ અનહદ લાગણી બતાવતા હતા તેઓ પોતાની આ લાગણી અંતઃકરણની હતી એમ એ રૂા૦ ૮૦૦૦ ) તેના વ્યાજ સાથે અદા કરી પુરવાર કરી આપે. ભવિષ્યમા આવી કઢંગી સ્થિતિમાં ફંડના નાણાં ન રોકાય એટલા માટે આશ્રમનું એક ટ્રસ્ટડીડ કરવામાં આવ્યું છે જેનાં બંધારણની મુખ્ય બાબતો નીચે મુજબ છે.

# ટ્રસ્ટની મુખ્ય બાબતો.

આ સંસ્થાને જાયુકના પાયાપર મુકવાને વાસ્તે એતું એક "ટ્રસ્ટ ડીડ" તા૦ ૩૧મી જાન્યુઆરી સને ૧૯૧૧ને દિને કરવામાં આવ્યું છે એના ટ્રસ્ટીઓ તરીકે (૧) શિવગૌરી બહેન કલ્યાણભાઇ ગજ્જર (૨) બહેન બાજીગૌરી દોલતરાય મુનશી, (૩) પ્રૉ૦ મી૦ ગોકળદાસ કહાનદાસ પારેખ. (૪) રા૦ રા૦ શેઠ રતનસી મૂળજી (૫) શેઠ ત્રિભુવનદાસ નરોત્તમદાસ માળવીને નીમવામાં આવ્યા છે. જેઓના નામપર આ સંસ્થાનું એન્ડાઊમેન્ટ ફંડ રૂ૦ ૨૯૫૮૫-૮-૦ તથા ચાલુ ખર્ચનું ફંડ રહેશે અને તેનો વહિવટ સદરહુ ટ્રસ્ટીઓને હાથે થશે વિશેષ હકીકત સદરહુ "ટ્રસ્ટ ડીડ" વાંચવાથી મળશે. આશ્રમનો કાર્યભાર કરવાને નીચે પ્રમાણેની એક મેનેજીંગ કમીટી (કાર્યભારી મંડળ) નીમવામાં આવી છે.

બહેન શિવગૌરી કલ્યાણભાઇ ગજ્જર.

બહેન બાજીગૌરી દોલતરાય મુનશી.

મીસીસ જમનાબાઇ નગીનદાસ સક્કાઇ.

ડૉ૦ રખમાબાઇ.

પ્રૉ૦ ટી૦ કે૦ ગજ્જર.

મી૦ જમીયતરામ ગૌરીશંકર શાસ્ત્રી.

મી૦ ઇચ્છારામ ભગવાનદાસ.

મી૦ ઠાકોરરામ કપિલરામ મહેતા.

આ મંડળીના પ્રમુખ તરીકે બહેન શિવગૌરી કલ્યાણભાઇ ગજ્જરને નિમ્યા છે તથા ટ્રેઝરર તરીકેનું પૈસા આપવા લેવાનું કામ પણ એઓનેજ હસ્તક છે.

સ્થાવર મીલ્કતમાં સુરત અને મુંબઇમાં રોકવામાં આવશે અને એના દર દસ્તાવેજ તથા સીક્યુરીટીઓ મુંબઇ બૅન્કમાં અથવા બીજી કોઇ બૅન્કમાં સલામતી માટે અનામત મુકવામાં આવશે અને તેનું જે વ્યાજ (ઉપજ) આવે તે બૅન્ક મારફત વસુલ કરી કાર્યભારી મંડળને આ સંસ્થાના હેતુઓ અમલમાં લાવવામાં વાપરવા માટે સોંપવામાં આવશે. ટ્રસ્ટીઓ તથા કાર્યભારી મંડળને હસ્તક આવક જાવકનો હીસાબ રાખવામાં આવશે અને તે મહીને મહીને ઑડીટ કરવામાં આવશે અને સઘળા ટ્રસ્ટ ફંડનો વર્ષનો હિસાબ તૈયાર કરી છપાવી બહાર પાડવામાં આવશે.

## વર્ત્તમાન તથા ભવિષ્યની જરૂરીઆતો.

આ સંસ્થાને પ્રથમ તો પોતાને માટે ખાસ વિશાળ મકાન તાપીના કીનારા જેવી એકાંત જગ્યાએ જેમાં સો વિધવા સ્ત્રીઓ રહી શકે તથા શિક્ષણકાર્ય વગેરેની યોજના તેજ ઠેકાણે થઇ શકે એવું બાંધવાની જરૂર છે; આ બાબત પૈસાનો સવાલ પહેલો આવી ઉભો રહે છે અને એ સંબંધી આપણા દેશના પરોપકારી બન્ધુઓ તથા ભગિનીઓને વિનંતિ કરીએ છીએ જેપર તેઓ ખાસ લક્ષ આપશે. હાલમાં ૫૧ બોરડરોની સંખ્યા છે અને દિવસે દિવસે એ સંખ્યામાં વધારો થતો જાય છે તેથી આ બાબત જેમ બને તેમ જલદી સહાય આવી મળે તો સારૂં આ મહાન્ કાર્યનો આરંભ ઘણોજ સારો થયો છે પરંતુ તેને યોગ્ય મકાન વિગેરેની સગવડ કરી આપવી એ સુજ્ઞ બન્ધુઓની ફરજ છે. બે વર્ષપર આ સંસ્થાના ઇનામના મેળાવડાના પ્રમુખ ડીસ્ટ્રીકટ જડજ શ્રીયુત જી૦ ડી૦ મડગાવકરે જે ઉદ્ગારો— "ગમે તે હોય તોપણ હું આશા રાખુંછું કે જે ગ્રહસ્થો હાલ હાજર છે તેઓ તથા તેઓના મિત્રો આ સંસ્થા સારૂ તેમનો ઉત્સાહ બતાવશે, અને પૈસાથી કામ કરનારાઓથી તથા સદુપદેશથી મદદ કરશે કે તેથી થોડાજ વખતમાં તાપીને કિનારે આ સંસ્થા ઉત્તમ વૃક્ષરૂપી થઇ વિદ્વાન અને પવિત્ર સંન્યાસિનીઓને આશ્રય આપશે અને

બાળાઓને નીતિસર શિક્ષણ આપી તેણીઓને પ્રથમની શારીરિક, માનસિક અને નૈતિક ઉંચી સ્થિતિમાં આણુશે "–પોતાના ભાષણમાં દર્શાવ્યા હતા, તે વખત તો નજીક આવ્યો છે. પરંતુ હજી ફંડ થયું નથી પ્રૉ૦ કર્વેના પુના શહેરમાં આવેલા અનાથ બાલિકાશ્રમ જેવી યોજના ખાસ ગુજરાતના હિંદુ રહીશો માટે થવી જોઇએ શિક્ષણ શાળાની યોજના તેના પ્રમાણુમાં લંડનની યુનીવર્સીટી "કીંગ્ઝ કૉલેજ" ના "વુમન્સ ડીપાર્ટમેન્ટ "ને આધારે ધીમે ધીમે થવાની આવશ્યકતા છે આમ થવાથીજ દેશની સ્ત્રીઓને ખરી કેળવણી આપી શકાશે; અને સ્ત્રી ઉન્નતિનો પાયો રચાશે.

---

## મોટી રકમ ભરનાર સખો બન્ધુઓ તથા ભગિનીઓના નામ.

---

### સંવત ૧૯૬૩—૬૪માં

| | |
|---|---|
| ૧ બ્હેન શિવગૌરી કલ્યાણુભાઇ ગર્જ્જર | ૬૦૦૧–૦–૦ |
| ૨ બ્હેન બાજીગૌરી દોલતરાય મુનસી | ૩૦૦૧–૦–૦ |
| ૩ રા૦ બા૦ દોલતરાય સંપતરાય | ૫૦૦૧–૦–૦ |
| ૪ સૌ૦ મહિમનગૌરી તે રા૦ બા૦ દોલતરાયના પત્નિના શ્રેયાર્થે | ૧૦૦૧–૦–૦ |
| ૫ રા૦ રા૦ કલ્યાણુભાઇ ભાણુભાઇ ગર્જ્જર | ૨૦૦૧–૦–૦ |
| ૬ સૌ૦ ફુલકોર તે કલ્યાણુભાઇના પત્નિ | ૪૦૦૧–૦–૦ |
| ૭ સૌ૦ ગંગાગૌરી તે ત્રિભુવનદાસના પત્નિના શ્રેયાર્થે | ૩૦૦૧–૦–૦ |
| ૮ કુંદનગૌરી ત્રિભુવનદાસ ગર્જ્જરની પુત્રીના શ્રેયાર્થે | ૧૦૦૧–૦–૦ |
| ૯ સૌ૦ નર્મદાગૌરી તે દમનલાલ પરભુરામ ગર્જ્જરના પત્નિના શ્રેયાર્થે (વ્યાજ આપે છે) | ૧૦૦૧–૦–૦ |
| ૧૦ બાઇ માણેકબાઇ શેઠ નારણજી દ્વારકાદાસ આવવાનાછે | ૧૦૦૧–૦–૦ |

---

### સંવત ૧૯૬૫

| | |
|---|---|
| સૌ૦ રમાબાઇ પ્રભાશંકર દલપતરામ પટણી | ૧૦૦૦–૦–૦ |

## ૧૯૬૬-૧૯૬૭.

| | |
|---|---|
| શેઠ ધરમસી નરોત્તમ મોરારજી | ૧૦૦૦-૦-૦ |
| શેઠ કરસનદાસ ધરમસી સુંદરદાસ | ૧૦૦૦-૦-૦ |
| રા. રા. ડાહ્યાભાઇ હરજીવનદાસ | ૫૦૦-૦-૦ |
| રા. રા. શેઠ વસનજી ત્રીકમજી | ૧૦૦૦-૦-૦ |
| રા. રા૦ મુળજી આશારામ ઓઝા મોરબી આર્ય સુબોધ નાટક કંપનીના પ્રોપ્રાયટર તરફથી આપેલા ખેલના | ૭૫૧-૦-૦ |
| ગં૦ સ્વ૦ કમલા બ્હેન ઘેલાભાઇ બેન્કરના ધર્મપત્નિ | ૭૦૧-૦-૦ |
| રા૦ રા૦ શેઠ જગમોહનદાસ વરજીવનદાસ | ૪૦૦-૦-૦ |

## સંવત ૧૯૬૩-૬૪માં શ્રી કાયમ ફંડમાં નાણાં ભરનારના નામો

રૂ. આ. પૈ.

૧૦૧-૦-૦ રા. રા. ત્રિભુવનદાસ નરોત્તમદાસ માળવી.

૧૨૫-૦-૦ બ્હેન નંદાગૌરી હીરાલાલ સરૈયા.

૧૦૦-૦-૦ ગંગાબાઇ મુળજી જેઠાવાળા

૧૨૫-૦-૦ રા. રા. ત્રિભુવનદાસ નરોતમદાસ માળવીના પુત્રી બ્હેન જયમતીના પુણ્યાર્થે

૨૫૧-૦-૦ સૌ. નવનીતબાઇ છગનલાલ ફીલાભાઇ દલાલના પત્નિ હ. જમના બ્હેન સઙ્કાઇ

૨૦૧-૦-૦ બાઇ માણેક બ્હેન નગીનદાસ છગનદાસ

## સંવત ૧૯૬૫

૧૦૦-૦-૦ સૌ. નાનુબાઇ દેશાઇ વનેચંદરાજ ડોસાણીના પત્નિ બ્હેન જવલબાઇ વનેચંદના દીકરી
બ્હેન વિજ્યા બ્હેન વનેચંદના દીકરી
બ્હેન છબલ બ્હેન વનેચંદના દીકરી

| | | |
|---|---|---|
| ૨૨ લક્ષ્મીબ્હેન જગમોહનદાશ વરજીવનદાશ | ૭ | ,, |
| ૨૩ સૌ. ઇચ્છાબ્હેન ભુલાભાઇ દેશાઇ | ૭ | ૮૪ |
| ૨૪ રા. રા. લાલજી ડુંગરશીના પત્નિ | ૭ | ૪૦ |
| | | ૭ માસના |
| ૨૫ સૌ. નાનીબ્હેન વિઠ્ઠલદાશ શામળદાસ | ૭ | ૪૨ |
| ૨૬ રા. રા. વિઠ્ઠલદાશ તથા માધવજી દામોદર-ઠાકરસી બ્હેન ટમુબ્હેનના શ્રેયાર્થે મુંબઇ | ૭ | ૮૪ |
| ૨૭ શેઠ માધવજી વીરજી સોલીસીટર મુંબઇ | ૭ | ૮૪ |
| ૨૮ સૌ. વેલાંબાઇ દ્વારકાદાસ ગોર્ધનદાસ મુંબઇ | ૭ | ૮૪ |
| ૨૯ ગં. નંદગૌરી નંદશંકર માસ્તર તરફથી | | બે માસના |
| સૌ. ઇરાવતીબ્હેન | ૭ | ૧૪ |
| ૩૦ રા. રા. રતીશંકર ગીરજાશંકર ભાવનગર . | | બારમાસના |
| | ૮I | ૧૦૦ |

આ શિવાય માસિકની નાની રકમો પણ આવેલી છે પણ જગ્યાના સંકોચને લીધે અત્રે આપેલાં નથી તે સર્વ ભગિનીઓનો ઉપકાર માનીએ છીએ.

## સંવત ૧૯૬૬મા

સુરત વનિતા વિશ્રામમાં સખી ગૃહસ્થો તથા બ્હેનો તરફથી આવેલી પરચુરણ ભેટના ૨૧૭૯–૬–૦

# સંવત ૧૯૬૬ના શાલનો વનીતા વિશ્રામનો પુરવણી મેળ.

જ

૩૪૧૬૫–૧૦– ૬ શ્રી કાયમ ફંડ ખાતે જમે

૩૨૬૧૪–૧૦–૬ ગયા વર્ષની બાકી

૨૦૧– ૦–૦ રા. કેલાશનાથ જગન્નાથ

૩૦૦– ૦–૦ રા. ભગવાનદાશ જગજીવનદાશ

૧૫૦– ૦–૦ શા. હીરાલાલ ડાહ્યાભાઇ સોલીસીટર

૨૦૦– ૦–૦ સ્વર્ગવાશી શેઠ ભગવાનદાશ નરોતમદાશ

૧૦૦– ૦–૦ રા. મગનલાલ મોતીરામ

૫૦૦– ૦–૦ શા. ગુલાબચંદ દેવચંદ ઝવેરી

૧૦૦– ૦–૦ શા. જીવણચંદ સાકેરચંદ ઝવેરી

૩૪૧૬૫–૧૦–૬

૧૮૨૦–૧૨– ૨ શ્રી પરચુરણ ફંડનો આખા વર્ષના વધારાના

૧૩૨૧–૧૧–૧૧ શ્રી વ્યાજ ખાતે આખા વર્ષની વ્યાજની ઉપજ

૧૨૬૮– ૦– ૦ શ્રી માસીક ફંડ ખાતે આખા વર્ષના વધારાની ઉપજ

૩૩૫–૧૦– ૯ શ્રી વનિતા વિજ્ઞાનના ચોપાનીઆ ખાતે

૨૯–૧૩– ૬ શ્રી ગુજરાતી હીંદુ સ્ત્રીમંડળ ખાતે જમે

૮૩– ૭– ૦ શ્રી વનિતા વિશ્રામની મીટીંગ ખાતે

૧૨– ૫– ૦ શ્રી ઇનામ ખાતે જમે

૭૦– ૦– ૦ શીવગૌરી કલ્યાણભાઇ ગજ્જર

૬૦૦–૧૧–૬ શ્રી ખોરાકી ખાતે આશ્રમમાં રહેનાર સધવા તથા કન્યાની ખોરાકીના જમા.

૩૯૭૦૮–૨–૪